સુધારેલી આવૃત્તિ ૩ જી. કિમ્મત ૦-૮-૦

ઉત્તરવિભાગ, કાઠિયાવાડ એજન્સિ, ને ગાયકવાર સરકારના કેળવણી
ખાતા માટે લાયબ્રેરિ અને પ્રાઇઝબુક. અને ગોંડળ.
જામનગર ને જૂનાગઢ સ્ટેટમાં ટેક્સ્ટબુક.

---

સરલ

# વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ.

---

( વાચનમાળાની ૫-૬-૭મી ચોપડીના પાઠવાર શબ્દો તથા
વ્યાકરણના સાંકેતિક શબ્દોના કોષ સહિત. )

---

કરમચંદ શાહ.

ઉત્તરવિભાગ, કાઠિયાવાડ એજન્સિ, ને ગાયકવાડ સરકારના કેળવણી ખાતા માટે લાઇબ્રેરિ અને પ્રાઇઝબુક; અને ગોંડળ, જામનગર ને જૂનાગઢ સ્ટેટમાં ટેક્સ્ટબુક.

સરલ

# વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ.

પ્રાથમિકશાળાઓ, ટ્રેનિંગ કૉલેજો, અને અંગ્રેજી-ગુજરાતી શાળાઓ માટે


લેખક તથા પ્રકાશક,

**પ્રેમચંદ કરમચંદ શાહ**

માજી ડેપ્યુટિ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર, ગોંડળસ્ટેટ.

મુ. કપડવંજ (જિલ્લે ખેડા).



આવૃત્તિ ત્રીજી—પ્રત ૨૦૦૦.





અમદાવાદ-સલાપોસરોડ,

ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦.

કિંમત આઠ આના.

# અર્પણ પત્રિકા.

નેક નામદાર મહારાજા સાહેબ ભગવતસિંહજી-

જી. સી. આઈ. ઈ., ડી. સી. એલ., એલ. એલ. ડી.,

એમ. ડી., એફ. આર. સી. પી., એફ. આર. એસ. ઈ.,

ઇત્યાદિ, ઇત્યાદિ.

સંસ્થાન ગોંડળ.

સંસ્કારી રાજન્,

જે રાજ્યકર્તા પોતાના રાજ્યમાં બધાં લખાણુની ભાષા ગુજરાતી રાખીને તેને શુદ્ધ પણ રૂઢ, પ્રૌઢ પણ સરલ, અને શિષ્ટ પણ માર્મિક જોવા ઉત્સુક છે; જે નરેશ પૂર્વની સમૃદ્ધ તેમજ પશ્ચિમની ખેડાયલી ભાષાનાં જીવનરૂપ જ્વલંત શબ્દરૂપી રત્નોને કસોટી કરી પારખવામાં ઝવેરીની માફક તેનાં મૂળ, વાચ્યાર્થ, લક્ષ્યાર્થ, તથા સમાનાર્થના સૂક્ષ્મભેદની ચર્ચા કરનારા છે; જે સાહિત્યપ્રેમી અપ્રસિદ્ધ સંસ્કૃતમય પુનરુક્તિવાળાં નિરર્થક વિસ્તારવાળાં લખાણને હસી કાઢી ઘરગથ્થુ ભાવગ્રાહી ટૂંકાં લખાણ લખનાર તેમજ વખાણનાર છે; અને જે રાજવંશી ગ્રંથકાર, ગ્રંથપરીક્ષક રૂપે પે ક્યારના પોતાની વિદ્વત્તા, બુદ્ધિ તથા ચાતુર્ય દર્શાવી રહ્યા છે; તે સંસ્કારી રાજનની નૈસર્ગિક શક્તિ, રસિકતા, રસજ્ઞતા, વાંચવાનો ને લખવાનો ઉદ્યોગ, ગ્રંથપરીક્ષક શક્તિની બંધાતી જતી પરિપક્વતા તેમજ મનની પૃથક્કરણ શક્તિ, વગેરે ગુણોને લીધે આકર્ષાઇ ભાષાશાસ્ત્રની સાથે મહત્ત્વનો સંબંધ ધરાવતો વ્યુત્પત્તિ જેવો શાસ્ત્રીય ગ્રંથ આપ નામદાર શ્રીને ચરણે ધરી હું મને કૃતાર્થ માનું છું.

લિ. આપશ્રીનો સદાનો ઋણી

પ્રેમચંદ કરમચંદ શાહ.

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

વ્યુત્પત્તિનો વિષય પ્રાથમિક શાળાઓમાં ઘણાં વર્ષોથી દાખલ કર્યો છે, તોપણ આપણી ગુજરાતી શાળાઓમાં હજી વ્યુત્પત્તિ શિખવાઈ નથી એમ કહીએ તો ચાલે. એનું વિશેષ કારણ વ્યુત્પત્તિનો વિષય કયે ક્રમે શિખવવો જોઇએ, તેમાં આજ સુધી મોટી ગેરસમજુતી ચાલતી હતી. શરૂઆતમાં શિક્ષકો એમજ સમજતા હતા કે આ શબ્દ કઈ ભાષાનો છે, અથવા ઘણું તો એનો મૂળ શબ્દ કયો એમ પૂછ્યું એટલે બસ. આ ભૂલ અંતે સુધરી છે ને પ્રાથમિક શાળાનાં નવાં સુધારેલાં ધોરણ ૬–૭ માં "શબ્દની સાદી બાંધણી" શિખવવા રાખેલ છે.

આ શિક્ષણ આપવાને ખાતામાં લાયક પુસ્તક નહોતું. 'વ્યુત્પત્તિપ્રકાશ' નામે ખાતામાં ટેક્સ્ટબુક છે તે લગભગ ચાળીશેક વર્ષપર લખાયલી છે. એમાં શબ્દનાં અંગ (ધાતુ, પ્રત્યયાદિ) શિખવવા સંબંધી લેખજ નથી એમ કહીએ તો ચાલે. આથી અમે સને ૧૯૧૫ માં 'સરલ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ' નામે પુસ્તક બહાર પાડ્યું. આ પુસ્તકની રચના વિદ્યાર્થીઓ તથા શિક્ષકોને સરળ થઇ પડે તેવી છે. એમાં પ્રત્યય પહેલાં ધાતુનું પ્રકરણ આપ્યાથી વિદ્યાર્થીઓ જુદા જુદા ધાતુને પ્રત્યય લગાડી શબ્દો બનાવતાં શીખે છે, વળી એથી ધાતુનું જ્ઞાન પાકું રહે છે. પ્રત્યય, પૂર્વંગ, ઉપસર્ગમાં આપેલા શબ્દો પાયરીબંધ ગોઠવ્યા છે. સહેલા શબ્દો પ્રથમ, ને અઘરા પછી રાખ્યા છે, વળી એકજ સ્વરછેડાવાળા ધાતુઓપરથી બનતા શબ્દો જોડે આપેલા છે, જેથી અનાયાસે પ્રત્યય લાગતાં ધાતુના રૂપમાં થતો ફેરફાર યાદ રહી જાય છે.

સરલ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશની પ્રથમાવૃત્તિ મે. ઉ. વિ. એ. ઇ. સાહેબ બહાદૂરે ઈ. નં. ૮૨૩૧ તા. ૫-૧૨-૧૬ થી સઘળી સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે લાઈબ્રેરિ અને પ્રાઇઝબુક તરીકે મંજૂર કરી છે. ગોંડલ સ્ટેટના મે. એ. ઇ. સાહેબે ડે. નં. ૯૯૬ તા. ૭-૧૨-૧૫ થી ટેક્સ્ટબુક, લાઇબ્રેરિ અને ઇનામબુક માટે મંજૂર કરી છે.

બીજી આવૃત્તિમાં નીચે મુજબ સુધારો વધારો કર્યો હતો.

(૧). વાચનમાળાના ઘણા શબ્દો નવા ઉમેરવામાં આવ્યા હતા.

(૨). 'અવ્યય'ને સંસ્કૃત વ્યાકરણને આધારે ઉપસર્ગને પૂર્વંગમાં વહેંચી તેને ક્રમે ગોઠવ્યા હતા.

(૩). પુસ્તકને વિશેષ ઉપયોગી કરવા તેમાં આવેલા પાંચમી, છઠ્ઠી, ને સાતમી ચોપડીના પાઠવાર શબ્દોનો, તેમજ વ્યાકરણના સાંકેતિક શબ્દોનો કોષ પુસ્તકને અંતે આપ્યો હતો.

બીજી આવૃત્તિ ઉ. વિ. ના મે. એ. ઇ. સા. બહાદૂરે ઈ. નં. ૧૩૨૦૧ તા. ૬-૧-૨૦ થી, બરોડા સ્ટેટના મે. વિદ્યાધિકારી સાહેબ બહાદૂરે વિ. ક. ક્રી. જા. નં. ૭૮૩૭ તા. ૧૧-૧૨-૧૯ થી, અને કાઠિયાવાડ એજન્સિના મે. વાલાસાન એજંટ ટુ ધી ગવર્નર સાહેબ બહાદૂરના પરસનલ આસિસ્ટંટ સાહેબે ઈ. નં. બી. એ. પી. ૫૨ તા. ૨૭-૧૦-૧૯થી લાયબ્રેરિ તથા પ્રાઈઝબુક તરીકે મંજૂર કરી છે. જામનગર અને જૂનાગઢ સ્ટેટમાં ટેક્સ્ટબુક તરીકે મંજૂર થઇ છે.

ત્રીજી આવૃત્તિમાં નીચે મુજબ સુધારો વધારો કર્યો છે.

(૧). ધાતુ પ્રકરણ, કૃત્પ્રત્યય, અરબી ફારસી શબ્દો, અને ઉત્સર્ગ પ્રકરણ સુધારાવધારા સાથે ફરી લખ્યાં છે.

(૨). અઘરા સંસ્કૃત ગુજરાતી શબ્દો અને દ્વિરુક્ત શબ્દોનું પ્રકરણ નવું ઉમેર્યું છે, એટલુંજ નહિ પણ ગો. ૫-૬-૭ અને ટ્રે.

ફૉ.ના સ્કૉલરોને ઉપયોગી થાય એવા વાચનમાળાના તથા અન્ય શબ્દો ઘણા ઉમેરવામાં આવ્યા છે.

(૩). તત્સમ શબ્દ પરથી ઉત્પન્ન થયેલ તદ્ભવ શબ્દો, તત્સમ શબ્દોની જોડે નાના કૌંસમાં આપ્યા છે.

(૪). પુસ્તકમાં ઉદાહરણો ઘણાં આપેલાં છે પણ વિદ્યાર્થીઓને માર્ગ સુગમ કરવા સારૂ બહુધા તેના ચાર ભાગ ( ધો. ૫–૬–૭ અને ફે. ફૉ. માટે ) પાડેલા છે; તેથી જે વિદ્યાર્થીને જે જાણવાની ઇચ્છા હશે, તેને તે ભાગ લેવો સુગમ પડશે.

ઉપર મુજબ સુધારો કરતાં પુસ્તકના કદમાં સવાત્રણ ફારમ વધ્યાં છે, વળી કાગળ, છપામણી, બંધામણી ખર્ચના ભાવમાં સખ્ત વધારો થવાથી નિરુપાયે કિંમત વધારવી પડી છે. આ પુસ્તકપર લેવાયલી મહેનતની કિંમત તો કંઇજ ગણી નથી. આ પુસ્તકથી શાળાઓના વ્યુત્પત્તિશિક્ષણમાં સુધારો થશે તો હું મારી મહેનતનો યોગ્ય બદલો મળેલો માનીશ. **તથાસ્તુ.**

આ પુસ્તક લખવામાં તથા તેમાં સુધારોવધારો કરવાને શબ્દચિંતામણી કોષ, સંસ્કૃત ધાતુરૂપ કોષ, શબ્દાર્થસિંધુ, અમરસાર કોષ, નર્મકોષ, બેલસરે કૃત ગુજરાતી ઇંગ્લિશ ડિકશનેરી, લ. ગો. પટેલકૃત ગુજરાતી શબ્દકોષ, સરલ વ્યુત્પત્તિપાઠ, વ્યુત્પત્તિપ્રકાશ, વ્યુત્પત્તિસાર, ગુજરાતી ભાષાનું મધ્ય અને બૃહદ્ વ્યાકરણ, અને શાળાપત્રના આ વિષયપરના લેખોનો આધાર લેવામાં આવ્યો છે; તેને માટે આ સ્થળે તે સર્વ ગ્રંથકર્ત્તા, અને લેખકોનો આભાર માનુંછું.

તા. ૧૪ અકટોબર ૧૯૨૦,<br>
મુ. કપડવંજ.

કર્ત્તા.

# ગુજરાતી ભાષાનો ઇતિહાસ.

**ગુજરાત અને ગુજરાતી ભાષા**—ગુજરાત એવું આ દેશનું નામ પ્રાચીન કાળમાં નહોતું. તેના પશ્ચિમ ભાગનું નામ સૈરાષ્ટ્ર, રાજધાની દ્વારકા, ને ભાષા સૌરાષ્ટ્રી હતી. મહી નદીની દક્ષિણના ભાગનું નામ લાટ દેશ, રાજધાની કોટિવર્ષપુર, અને ભાષા લાટ હતી. મહી નદીની ઉત્તરના ભાગ (પાલણપુર, કડી, અમદાવાદ, મહીકાંઠા ને ખેડા) નું નામ આનર્ત દેશ હતું. તેની જૂની પ્રાકૃત ભાષા સૌરાષ્ટ્રી હતી. પૂર્વ ભાગ લાટ અને આનર્ત વચ્ચે વહેંચાયલો હતો.

ગુજરાત શબ્દ 'ગુર્જરત્રા' પરથી થયો છે, અને તેનો અર્થ 'ગુર્જરોને આશ્રય દેનારી ભુમિ' થાય છે.

શક, આભિર, વગેરે પ્રજાઓની પેઠે ગુર્જરો પણ ઘણા પ્રાચીન સમયમાં વાયવ્ય કોણમાંના સપાદલક્ષ (શિવાલિકની ટેકરી) નામના ડુંગરી પ્રદેશમાંથી હિંદુસ્તાનમાં દાખલ થયા. તેઓ પ્રથમ પંજાબ અને સંયુક્ત પ્રાંતમાં વસ્યા, ત્યાંથી રજપુતાના અને માળવામાં ફેલાયા, માળવામાંથી દક્ષિણ તરફ ખાનદેશ અને ગુજરાતમાં ફેલાયા. તેમની જૂની પ્રાકૃતભાષા શૌરસેની હતી. ચાવડા વંશના વખતમાં ઉત્તર ગુજરાતનું નામ 'ગુજરાત' પડ્યું, અને લાટ દેશનું નામ 'ગુજરાત' મુસલમાની રાજ્યના વખતમાં પડ્યું છે.

ગુજરાત દેશની ભાષા તે ગુજરાતી, તે સૌરાષ્ટ્રી અને શૌરસેનીની અપભ્રંશ રૂપની બનેલી છે, તેમાં શૌરસેનીના અપભ્રંશ શબ્દ ઘણા છે. ચાલુક્ય વંશના અમલમાં કાઠિયાવાડમાં ગુજરાતી ભાષા દાખલ થયેલી છે.

**આર્યાવર્ત**—સંસ્કૃત ભાષા હિંદી, પંજાબી, સિંધી, ગુજરાતી, મરાઠી, ઉર્દૂ અને બંગાળી ભાષાનું મૂળ છે. એ આર્યલોકની ભાષા

હતી. આર્ય ટોળીઓ ઇ. સ. પૂર્વે ૨૦૦૦ થી વધારે વર્ષ પર એશિઆના મધ્ય પ્રદેશમાંથી વાયવ્ય કોણને માર્ગે હિંદુસ્તાનમાં દાખલ થઇ. પ્રથમ તેઓ સિંધુ નદીને કાંઠે, અને પછી ગંગાજમનાના પ્રદેશ વચ્ચે વસી, અને ક્રમે ક્રમે ઉત્તર હિંદુસ્તાનમાં હિમાલય અને વિંધ્ય પર્વતની વચ્ચેના પ્રદેશ વચ્ચે વસી. આ પ્રદેશ **આર્યાવર્ત** કહેવાયો.

**સંસ્કૃત**—ઋગ્વેદની સંસ્કૃત ભાષા એ આર્યલોકોની ભાષાનું પ્રાચીન સ્વરૂપ છે. એ **મહાસંસ્કૃત** ભાષાને નામે ઓળખાય છે. મહાસંસ્કૃતમાં અને પછીની સંસ્કૃત ભાષામાં ઘણો ફેર છે. વૈયાકરણોએ ઈ. સ. પૂર્વે ૮૦૦ ને સુમારે વ્યાકરણ રચી તેનું સ્વરૂપ નક્કી કરેલું છે.

**પ્રાકૃત**—ભાષા બોલાતી હોય છે ત્યારે તેમાં અનેક વિકાર થયા કરે છે. ઉચ્ચારની ખામીથી, અનાર્ય પ્રજાના સમાગમથી, અને એવાં બીજાં કારણોથી સંસ્કૃત ભાષા બગડતી ગઇ. સંસ્કૃત ભાષા ભ્રષ્ટ થઇ પ્રથમ ભાષા ઉત્પન્ન થઇ તે **પાલીભાષા.** બોદ્ધોનું સાહિત્ય પાલી ભાષામાં છે. તે ભાષા સિલોન, સિઆમ, ને બ્રહ્મદેશમાં બોલાતી હતી. પાલીથી વિશેષ ભ્રષ્ટ થઇ લોકોમાં પ્રચાર પામેલી તે **પ્રાકૃતભાષા.** પ્રાકૃતભાષાના દેશ પરત્વે છ વિભાગ પાડયા છે—

(૧). **મહારાષ્ટ્રી** તે મહારાષ્ટ્ર ( વિંધ્યથી કૃષ્ણા નદી પર્યંત ) માં બોલતી.

(૨). **શૌરસેની** તે શૂરસેન નામના પ્રદેશ ( મથુરાની આસપાસ )માં બોલાતી.

(૩). **માગધી** તે મગધ ( બહાર ) પ્રાંતમાં બોલાતી. જૈનોના ગ્રંથો પ્રાકૃત ભાષામાં—અર્ધ માગધી ભાષામાં લખેલા છે.

(૪). **પૈશાચી**, (૫). **ચૂલિકા પૈશાચી** તે પિશાચ દેશો (નેપાલ, કાશ્મિર, સિંધ, કંદહાર, વગેરે )માં બોલાતી.

(૬). **અપભ્રંશ** તે સિંધ, ગુજરાત વગેરે દેશોમાં બોલતી.

**અપભ્રંશ**—પ્રાકૃત ભ્રષ્ટ થઇ દેશ પરત્વે અપભ્રંશ થઇ. અપભ્રંશ એ પ્રાકૃત અને દેશી ભાષાઓના વચલા સ્થાનમાં છે. શૌરસેનીની અપભ્રંશ તે **નાગર અપભ્રંશ** તે રાજસ્થાન અને ગુજરાતમાં બોલાતી. વ્રાચડ અપભ્રંશ સિંધમાં બોલાતી.

**ગુજરાતી**—ગુજરાતી ભાષાનું મૂળ અપભ્રંશ ભાષા છે. અપભ્રંશમાંથી **જૂની ગુજરાતી** થઈ તે ઇસ્વીસનના પંદરમા સૈકા સુધી બોલાતી હતી. જૂની ગુજરાતી પરથી **હાલની ગુજરાતી** ભાષા થઇ છે.

**ગુજરાતી ભાષાનું શબ્દભંડોળ**—ગુજરાતી ભાષાનું શબ્દ ભંડોળ ચાર પ્રકારનું છે, એટલે તે **તત્સમ, તદ્ભવ, દેશ્ય** અને **વિદેશીય** શબ્દોથી થયેલું છે. **તત્સમ** એટલે શુદ્ધ સંસ્કૃત શબ્દો, જેની સંખ્યા હજારોની છે, અને તે પ્રાચીનકાળથી આજસુધી વપરાશમાં આવેલા હોવાથી ભાષામાં ભળી ગયા છે. વળી જરૂર પડે ત્યારે સંસ્કૃતમાંથી શબ્દો લેવાય છે, તથા તેની મહાન્ ટંકશાળમાંથી નવા શબ્દો પાડી શકાય છે. ઉદાહરણ—અંક, અભિમાન, આગ્રહ, ઇંદ્ર, ઉદ્યાન, કવિ, ચરણ, દર્શન, ધારા, નિવૃત્તિ, પૂજક, ભાવ, ભિક્ષા, વિશ્વાસ, શિર, વગેરે.

**તદ્ભવ** એટલે સંસ્કૃતમાંના વિકાર પામેલા શબ્દો. તદ્ભવ શબ્દો બે પ્રકારના છે. ૧. **પ્રાચીન તદ્ભવ**, ૨. **અર્વાચીન તદ્ભવ.** જે શબ્દો સંસ્કૃતમાંથી લાગલાજ વિકાર પામી દેશીભાષામાં દાખલ થયા છે તે **અર્વાચીન તદ્ભવ** શબ્દ કહેવાય છે. ઉદાહરણ—

**પ્રાચીન તદ્ભવ**—અન્યાનિ-અણ્ણઇ-અને, ને; ચતુર્દશન્—

ચક્રદ્દહ–ચક્રેદ; પિતૃગૃહ–પિતૃઘર–પિઉહર,–પીહર; ભગિનીપતિઃ–બહણી-વઇ–બનેવી; રાજ્ઞીદેવી–રન્નાદેવ–રંદેર; વૈવાહિકઃ–વેવાહિઓ–વેવાહી.

**અર્વાચીન તદ્ભવ**—કાર્ય–કારજ; ધર્મ–ધરમ, પર્વ–પરવ; માર્ગ–મારગ; વર્ષ–વરસ; પ્રાણ–પરાણે; સ્નેહ–સણેહ.

**દેશ્ય કે દેશજઃ**—દેશ્ય શબ્દો ગુજરાતમાં પૂર્વે વસતા તુરાની કે બીજા લોકોથી પ્રાપ્ત થયેલા છે. એમની સંખ્યા ઝાઝી નથી, અને જે છે, તેમાંનાં કેટલાંકનાં મૂળ પ્રાકૃત વગેરેમાંથી મળી આવે છે. ઉદાહરણ–

ઓરસીઓ, કડછી, કડીઓ, ખડકી, ખાબડું, ખોળિયું, ગંડેરી, ચણોઠી, છાસ, છી, ઝાડ, ઝડી, ઝાંખરૂં, ટીપું, ડુંગર, ડાળું, ઢીંગલી, તમેણુ, પીલું (બચ્ચું), પેટ, બપૈયા, બરૂ, બાચકો, બાબરી, બોકડો, ભૂંડ, મુક્કો, રોડું, હોડ, હોઢણી; વક્ટ (એક), લેન (બે), મૂઠ (ત્રણ), નાર (ચાર), બાંગોત્રૈદ (પાંચ), આંખ આર (છ). આ સંખ્યા ગિલ્લી-દંડાની રમતમાં વપરાય છે. આ રમત દ્રાવીડમાંથી આવી હશે.

**ફારસી ને અરબી શબ્દ**—મુસલમાનોનું આ દેશમાં રાજ્ય થયું તે અગાઉ પ્રાચીન સમયથી ઇરાનીઓ અને આરબો સાથે આપણો સંબંધ હતો; ત્યારથી કેટલાક શબ્દો આપણી ભાષામાં દાખલ થયા છે. તેમનું રાજ્ય સ્થપાયા પછી તો સંખ્યાબંધ શબ્દો આપણી ને બીજી આર્યભાષામાં ભળી ગયા છે. ( ખંડ ૩ જો જુઓ ). રાજકાજના શબ્દો માટે એક તાલુકો લઇએ તો તાલુકો, મહાલ, પરગણું, તેહસિલ, કુમાવિસી ( કરનું ઉઘરાણું ), મામલતદાર, વહિવટદાર, મહાલકારી, કુમાવિસદાર, તેહસિલદાર, તજવીજદાર, અવ્વલકારકુન, સિરસ્તેદાર, નાજર, હવાલદાર, સિપાઇ, ફોજદાર, મુનસફ, વકીલ, કચેરી, અદાલત, દફતર, ફેંસલો, તહોમતનામું, હુકમનામું એમાંનો કોઇ શબ્દ આપણો નથી !

**તુર્કી શબ્દ**—તુર્કી ભાષા જેમ તુર્કસ્તાનમાં ચાલે છે, તેમ તે તાતાર ને માંગોલિયામાં પણ ચાલે છે. તાતારના મોગલો હિંદમાં આવ્યા, તેથી આપણી ભાષામાં તુર્કી શબ્દો પણ ભળેલા છે.

ઉદા૦—ઉર્દૂ, એલચી, કાબૂ, કુરનીશ, ચિક (ચક), ચુગલી, તમ્બૂરો, તોપ, દારોગો, હરોલ.

**વિદેશીય શબ્દ**—યુરોપીઅન પ્રજાઓ આ દેશમાં વેપારાર્થે આવી છે, તેમાં પ્રથમ પોર્ટુગીઝ પ્રજા હતી, તે પ્રજાના સંસર્ગથી **પોર્ટુગીઝ** શબ્દો, અને હાલમાં અંગ્રેજી રાજ્ય હોવાથી તેમની ભાષાના **અંગ્રેજી** શબ્દો તેમના સંસર્ગથી, નોકરીચાકરીના સંબંધથી, વેપારરોજગારના કારણથી, અનેક વસ્તુઓ અને વિદ્યાકળા પ્રાપ્ત થવાથી ગુજરાતી ભાષામાં ભળ્યા છે ને ભળતા જાય છે.

**પોર્ટુગીઝ શબ્દ**—અનાનસ, એન્જિનીઅર, ઈંગ્રેજ, કપ્તાન, કાફી, ગવંડર, ગોડાઉન, ચા, ચાવી, પગાર, પલટણ, પાદરી, પાયરી ( એક જાતની કેરી ), પિસ્તોલ, પીપા ( પીપ ), પોમ ( રોટલી ), બાંક, મોસંબી, લિલાઉ, હાપુસ.

**અંગ્રેજી શબ્દ**—અપીલ, ઇસ્પિતાલ, કંપની, કંપાસ, કવર, કાર્ડ, કોરટ, ગટર, ટાઇમ, ટિકિટ, ટીચર, ટેબલ, ટ્રંક, ડેડસ્ટોક, દાક્તર, પાસ, પેન, પેન્સિલ, પેપર, પોટીસ, પ્રેસિડન્ટ, ફર્મા, બટન, બાટલી, બુટ, બોર્ડિંગ, મેનેજીંગકમિટી, મ્યુનિસિપૅલિટિ, રબર, રસીદ, લાઇબ્રેરિ, વારંટ, સેવિંગબેંક, સ્કૂલ, સ્ટેમ્પ, સ્ટેશન, સ્પીચ, સ્લેટ, હોટેલ, હોલ્ડર.

કેટલાક અંગ્રેજી શબ્દો ઘણા ભ્રષ્ટ થયેલા વપરાય છે:—લ્યુસર્નગ્રાસ ( લચકો ઘાસ ); કૅબેજ ( કોબીજ–કોબી–કરમકલ્લો ); વાઉચર્સ ( વોચરીઆં ); ફ્રેઇમ ( ફરામ ); ડ્રાઇંગ ( ડરામ ); ગ્યારેનટીડ

( ગિરમિટીવા ); કપ્બૉર્ડ ( કબાટ ).

આપણી ભાષામાં શબ્દો હોય, તે છતાં અંગ્રેજી શબ્દો વાપરવા ઉચિત નથીઃ—લીવર માટે ( ઉચ્ચાલન ); ટેલીસ્કોપ ( દૂર્બીન ); સર્ટિફિકેટ ( પ્રમાણપત્ર ); ઓક્સિજન ( પ્રાણવાયુ ); સ્કૂલફી (ભણામણી ); સ્ટીમએન્જીન ( વરાળયંત્ર ); સ્કોલરશિપ ( શિષ્યવૃત્તિ ) શબ્દ વાપરી શકાય.

**તત્સમ શબ્દનું પ્રમાણ**—તત્સમ શબ્દનું પ્રમાણ હિંદુ મુસલમાનની વસ્તીપર આધાર રાખે છે. જે પ્રદેશમાં મુસલમાનની વસ્તી વિશેષ ત્યાંની ભાષામાં ફારસી અરબી શબ્દ ઘણા, અને હિંદુની વસ્તી વિશેષ ત્યાંની ભાષામાં તત્સમ શબ્દ વધારે હોય છે. બંગાળી, ઉર્ય ને મરાઠી ભાષામાં તત્સમ શબ્દ વધારે, ગુજરાતી ને હિંદી ભાષામાં તેથી ઓછા, ને પંજાબી અને સિંધી ભાષામાં સૌથી ઓછા છે. પંજાબી ને સિંધી ભાષામાં ફારસી અરબી શબ્દો ઘણા છે.

ગુજરાતી ભાષામાં તત્સમ શબ્દો પાંચ આની, તદ્ભવ શબ્દો નવ આની, અને ફારસી અરબી વગેરે શબ્દો મળી બે આની હશે.

# વ્યુત્પત્તિજ્ઞાનથી થતા લાભ.

૧. શબ્દનાં ખરાં રૂપ નજરમાં ઠસવાથી જોડણીમાં ભૂલ થવાનો સંભવ થોડો રહે છે. 'તિ' કૃત્પ્રત્યય લાગવાથી કૃતિ, ગતિ, દૃષ્ટિ, નીતિ, પ્રસૂતિ, પ્રીતિ, ભક્તિ, મુક્તિ, રતિ, શાન્તિ, સંતતિ, સૃષ્ટિ, સ્થિતિ, ગ્લાનિ, હાનિ, વગેરે શબ્દો થયા છે, એ જાણ્યા પછી કદી પણ 'તિ' દીર્ઘ લખવાની ભૂલ કરશે નહિ.

૨. શબ્દનો મૂળ અર્થ તથા લાક્ષણિક અર્થ ચોકખી રીતે સમજાય છે. શંકરનો મૂળ અર્થ 'સુખ કરનાર' ને લાક્ષણિક અર્થ 'મહાદેવ' છે તે આપણે વ્યુત્પત્તિ વડે જાણીએ છીએ.

૩. સમાનાર્થ શબ્દમાં રહેલો સૂક્ષ્મભેદ સમજી શકાય છે. 'સ્ત્રી'ને માટે કામિની, માનિની, રમણી, વગેરે અનેક શબ્દો છે, પણ આ શબ્દો વાપરવાનો ભેદ વ્યુત્પત્તિ વડે જણાય. કામી સ્ત્રીના વર્ણનમાં 'કામિની', માનવતી સ્ત્રીના વર્ણનમાં 'માનિની', અને મનોહર સ્ત્રીના વર્ણનમાં 'રમણી' શબ્દ વાપરવો યોગ્ય ગણાય.

૪. પૂર્વેની જનસ્થિતિ, અને જનસ્વભાવ જણાઈ આવે છે. 'પત્ર'નો અર્થ 'પાંદડું' થાય છે, બીજો અર્થ 'કાગળ' થાય છે. આ પરથી જણાય છે કે પ્રાચીન કાળમાં કાગળ નહોતા, ત્યારે પાંદડાં પર લખતા. '**ભીમ**' (ભી=ભય પામવો) શબ્દની વ્યુત્પત્તિ પરથી ભીમના દેખાવ, સ્વભાવ, ને કર્મનું અનુમાન થાય છે.

# વ્યુત્પત્તિશિક્ષણ.

વાચનપાઠ વખતે પાઠમાં આવતા શબ્દોની વ્યુત્પત્તિ શિખવવી એ વ્યુત્પત્તિ શિખવવાની ઉત્તમ પદ્ધતિ છે. આથી અમે આ પુસ્તકને અંતે વાચનમાળાની પાંચમી, છઠ્ઠી ને સાતમી ચોપડીના પાઠવાર શબ્દોની ટીપ આપેલી છે. આ શબ્દોની વ્યુત્પત્તિ આ પુસ્તકમાં કયે પાને આપેલી છે તેનો અંક ત્યાં દર્શાવવામાં આવ્યો છે. આ કોષ શિક્ષક તેમજ વિદ્યાર્થીવર્ગને ખાસ ઉપયોગી થઇ પડશે એમ અમારૂં માનવું છે. વ્યાકરણના સાંકેતિક શબ્દોની ટીપ આપેલી છે તે પ્રાથમિક શાળાના ધોરણ છઠ્ઠા સાતમાના, અને અંગ્રેજી-ગુજરાતી શાળાના ધો. ૨-૩ ના વિદ્યાર્થી અને શિક્ષક માટે છે.

વ્યુત્પત્તિ શિખવવાની શરૂઆત પ્રાથમિકશાળાના **પાંચમા** અને અંગ્રેજી-ગુજરાતીશાળાના **પહેલા** ધોરણથી કરવાની છે. ગુજરાતી ભાષામાં બે સ્વરો ( નદીએ ) સાથે આવી શકે છે, પણ સંસ્કૃતમાં આવી શકતા નથી. તેવે પ્રસંગે બે સ્વરો જોડાઇ નવું રૂપ થાય છે. આવા સ્વરસંધિવાળા ઘણા સંસ્કૃત શબ્દો ગુજરાતીભાષામાં તેવા ને તેવાજ દાખલ થયા છે. માટે આવા શબ્દો વાચનમાળાની પાંચમી ચોપડીમાં આવે, ત્યાં તેનો ભાગ પાડી, અર્થ ને સંધિને લગતો નિયમ બતાવવો જોઇએ. વળી **સહેલા** સામાસિક, પૂર્વંગ ને ઉપસર્ગવાળા શબ્દોના ભાગ પાડી અર્થ સમજાવવો જોઇએ. અમે પાંચમી ચોપડીના પાઠવાર શબ્દોની પસંદગી ઉપલા નિયમ ધ્યાનમાં રાખી કરેલી છે.

પ્રાથમિક શાળાના ધો. ૬-૭ અને અંગ્રેજી-ગુજરાતી શાળાના ધો. ૨-૩ માં ' શબ્દોની સાદી બાંધણી ' શિખવવાની છે, એટલે શબ્દોનાં અંગ ( ધાતુ, ઉપસર્ગ કે પૂર્વંગ, અને પ્રત્યય ) જુદાં પાડતાં આવડવાં જોઇએ. તેની સાથે સંધિનું વિશેષ જ્ઞાન ( વ્યંજન અને

વિસર્ગ સંધિ ), સમાસનો વિગ્રહ કરી તેની જાત, અને સહેલા તદ્ધિત શબ્દના ભાગ પાડતાં આવડવું જોઇએ. આ નિયમને અનુસરી અમે છઠ્ઠી સાતમી ચોપડીના શબ્દ પસંદ કર્યા છે.

વ્યુત્પત્તિના વિષયનું સંબંધપૂર્વક જ્ઞાન થવાને વખતપત્રકમાં આ વિષય માટે વાચનપાઠથી જુદો વખત રાખવો જોઇએ, તેમાં આ પુસ્તકને ક્રમે વિષય ચલાવવો. પુસ્તકમાં ધોરણવાર કરેલી રચના આ માટે ઉપયોગી થશે.

ટ્રેનિંગ કૉલેજોનાં હાલમાં સુધારેલાં ધોરણમાં સંસ્કૃત વિષય કાઢી નાંખવામાં આવ્યો છે. વ્યુત્પત્તિ વિષયમાં બીજા વર્ષના સ્કોલરોને પૂર્વંગ, તદ્ધિત અને કૃત્પ્રત્યય; અને ત્રીજા વર્ષના સ્કોલરોને સમાસ શિખવવાના રાખેલા છે.

શબ્દમાંથી કૃત્પ્રત્યય જુદો પાડતાં આવડવા માટે ધાતુનું જ્ઞાન હોવું જોઇએ, તેને માટે અમે આ પુસ્તકમાં ગુજરાતી ભાષામાં બહુ વપરાતા શબ્દોના ધાતુ જાણવાને ઉપયોગી થાય એવી રીતે ધાતુપ્રકરણ દાખલ કરેલું છે.

તત્સમ શબ્દમાંથી તદ્ભવ શબ્દ ઉત્પન્ન થતાં તેમાં વિકારના કયા નિયમો રહેલા છે, તે ત્રીજા વર્ષના સ્કોલરોને જાણવા માટે અમે આ પુસ્તકમાં ઉત્સર્ગનો વિષય દાખલ કરેલો છે. ટ્રેનિંગ કૉલેજોનાં નવાં ધોરણોમાં પણ ગુજરાતી સાહિત્યના પાઠો અને વ્યાકરણ, વ્યુત્પત્તિ, પિંગળને લગતા શિક્ષણમાં ગુજરાતી ભાષાના સંસ્કૃત કે ફારસી ભાષા સાથેના સંબંધ ઉપર યોગ્ય ધ્યાન આપવા ફરમાવ્યું છે. સંસ્કૃત વિષય નીકળી જતાં ટ્રેનિંગ કૉલેજના-સ્કોલરો ગુજરાતીભાષાજ્ઞાનમાં નબળા ન પડે તેને માટે આ પુસ્તકમાં પૂરતી કાળજી રાખવામાં આવી છે.

---

## અનુક્રમણિકા.

# સંક્ષિપ્ત ચિહ્નો.

સં. = સંસ્કૃત.

પ્રા. = પ્રાકૃત.

અ. = અરબી.

ફા. = ફારસી.

ક્રિ. વિ. = ક્રિયા વિશેષણ.

અ૦ = અવ્યય.

ષ. ત. પુ. સ. = ષષ્ઠી તત્પુરુષ સમાસ.

ના. જા. પ્ર. = નારીજાતિનો પ્રત્યય.

ક્રિ. વા. ના. જા. પ્ર. = ક્રિયાવાચક નારીજાતિનો પ્રત્યય.

ક્રિ. વા. પ્ર. = ક્રિયાવાચક પ્રત્યય.

ક. વા. પ્ર. = કર્તૃવાચક પ્રત્યય.

યો. દ. પ્ર. = યોગ્યતાદર્શક પ્રત્યય.

વ. કૃ. પ્ર. = વર્તમાન કૃદંત પ્રત્યય.

ભૂ. કૃ. પ્ર. = ભૂત કૃદંત પ્રત્યય.

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૫ | ૧૯ | સત્વ | સત્ત્વ |
| ૧૪ | ૨૧ | ભ્રગુ | ભૃગુ |
| ૧૬ | ૧૬ | (વિશેષ | (વિ=વિશેષ |
| ૧૮ | ૭ | વા બાણ | વાગ્બાણ |
| ૧૮ | ૨૪ | જગદ્નાથ | જગદ્નાથ |
| ૨૬ | ૧૭ | કપ્લેલો | કલ્પેલો |
| ૩૧ | ૧ | વિદ્યુત્બળ | વિદ્યુદ્બળ |
| ૪૨ | ૧૦ | ગોપણો- | ગોપ ( ગો- |
| ૪૫ | ૨૩ | નહારાજ્ય | મહારાજ્ય |
| ૪૬ | ૧૭ | અવ, અતિ, | અવ, દુર્, અતિ, |
| ૪૭ | ૧૧ | પ્રબળ= | પ્રબળ (પ્ર= |
| ૫૭ | ૧૭ | અંતર્દ્રષ્ટિ | અંતર્દૃષ્ટિ |
| ૭૪ | ૧૭ | +ઇક | +ક |
| ૭૫ | ૬ | સજાતિય | સજાતીય |
| ૮૦ | ૧૧ | +ય | +ત્ય |
| ૮૬ | ૨ | દતપરથી | દત્તપરથી |
| ૧૧૮ | ૧૬ | તરૂ | તરુ |
| ૧૨૫ | ૧૯ | બાષ્યભવન | બાષ્પભવન |
| ૧૨૭ | ૮ | શુદ્રમાંથી | શૂદ્રમાંથી |
| ૧૩૮ | ૧૬ | જાગૃત | જાગરિત |
| ૧૬૯ | ૯ | વિચારૂ | વિચરૂ |
| ૨૩૨ | ૨૧ | મુન્જૂ | મુંજૂ |
| ૨૪૦ | ૨૨ | તરીક | તરાક |
| ૨૫૪ | ૨૪ | પઞ્ચનૂ | પઙ્ચનૂ |
| ૨૭૨ | ૩ | મૂર્તિ | પૂર્તિ |
| ૨૭૨ | ૩ | પૂત્રપિંડ | મૂત્રપિંડ |

### સરલ

# વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ.

---

## ખંડ ૧ લો. ધોરણ ૫, ૬, ૭ અને ટ્રે. કૉ. માટે.

---

( અક્ષરવિચાર, સંધિ, સમાસ અને તદ્ધિત પ્રત્યય. )

સંધિના થોડા નિયમો આવડયા સિવાય વ્યુત્પત્તિ આવડતી નથી, અને અક્ષરોનાં સ્થાન વગેરે આવડયા વિના સંધિ શીખાતી નથી; માટે પ્રથમ આ બે બાબતનું વર્ણન નીચે આપ્યું છે.

---

## અક્ષર વિચાર.

---

### સ્થાન પ્રમાણે અક્ષરોનું કોષ્ટક.

| વ્યંજન. | | સ્વર. |
|---|---|---|
| કંઠસ્થાની—ક્, ખ્, ગ્, ઘ્, ઙ્, હ્, | ... ... | અ, આ. |
| તાલુસ્થાની—ચ્, છ્, જ્, ઝ્, ઞ્, ય્, શ્, | ... ... | ઇ, ઈ. |
| મૂર્ધાસ્થાની—ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્, ર્, ષ્, ળ્, | ... ... | ઋ. |
| દંતસ્થાની—ત્, થ્, દ્, ધ્, ન્, લ્, સ્. | ... ... | .... |
| ઓષ્ઠસ્થાની—પ્, ફ્, બ્, ભ્, મ્, | ... ... | ઉ, ઊ. |

વ્ દંતૌષ્ઠ્ય છે, કેમકે તેનો ઉચ્ચાર ઘણે ભાગે ઉપલા દાંત

નીચલા ઓઠની સાથે અડાડવાથી થાય છે. એ, ઐ કંઠતાલવ્ય, અને ઓ, ઔ કંઠૌષ્ઠ્ય છે.

કંઠસ્થાની અક્ષરો ગળામાંથી બોલાય છે, તાલુસ્થાની અક્ષરો જીભ તાળવે અડાડવાથી બોલાય છે, મૂર્ધસ્થાની અક્ષરો જીભનું ટેરવું ઉપલા દાંતની અંદરના અવાળુને અડાડવાથી બોલાય છે, દંતસ્થાની અક્ષરો જીભનું ટેરવું ઉપલા દાંતને અડાડવાથી બોલાય છે, અને ઓષ્ઠસ્થાની અક્ષરો બોલતાં બે ઓઠ ભેગા કરવા પડે છે.

**સ્પર્શ વ્યંજન**—ક્ થી મ્ સુધીના વ્યંજનોનો ઉચ્ચાર કરતાં જીભના ભાગો જુદાં જુદાં સ્થાનોને બરાબર સ્પર્શ કરે છે, માટે એ સ્પર્શ વ્યંજન કહેવાય છે.

**અર્ધસ્વર**—ય્, ર્, લ્, વ્ વ્યંજનોનો ઉચ્ચાર કંઇક સ્વર જેવો છે, માટે એ અર્ધસ્વર કહેવાય છે.

**ઊષ્મ વ્યંજન**—શ્, ષ્, સ્, અને હ્ નો ઉચ્ચાર કરવામાં એક પ્રકારનો વાયુ પ્રધાન છે માટે ઊષ્મ ( ઊષ્મન્=વાયુ ) કહેવાય છે.

**ઘોષ વ્યંજન**—જેનો ઉચ્ચાર કરતાં કંઇક રણકા જેવો અવાજ ( ઘોષ ) થાય છે તે. ગ્, જ્, ડ્, દ્, બ્; ઘ્, ઝ્, ઢ્, ધ્, ભ્; ઙ્, ઞ્, ણ્, ન્, મ્; ય્, ર્, લ્, વ્, હ્, ળ્. ( સ્વરો બધા ઘોષ છે. )

**અઘોષ વ્યંજન**—જેનો ઉચ્ચાર કરતાં રણકા જેવો અવાજ ( ઘોષ ) નથી થતો તે. ક્, ચ્, ટ્, ત્, પ્; ખ્, છ્, ઠ્, થ્, ફ્; શ્, ષ્, સ્.

**અલ્પ પ્રાણ**—જેનો ઉચ્ચાર કરતાં થોડો શ્વાસ ખેંચવો પડે છે તે. ક્, ચ્, ટ્, ત્, પ્; ગ્, જ્, ડ્, દ્, બ્; ય્, ર્, લ્, વ્, ળ્, ( સ્વરો બધા અલ્પ પ્રાણ છે. )

**મહા પ્રાણ**—જેનો ઉચ્ચાર કરતાં વધારે શ્વાસ ખેંચવો પડે છે તે. ખ્, છ્, ઠ્, થ્, ફ્; ઘ્, ઝ્, , , ભ્; શ્, ષ્, સ્, .

**અનુનાસિક**—ઙ્, ઞ્, ણ્, ન, મ્, એઓ પોતાના સ્થાનની સાથે નાસિકામાંથી બોલાય છે. આ અક્ષરો અલ્પ પ્રાણ છે.

---

# સંધિ.

**સંધિ**—જ્યારે એક પદમાં બે અક્ષરો પાસે આવી તેમાં ફેરફાર થાય છે, ત્યારે સંધિ થઈ કહેવાય છે. (સમ્+ધા=જોડવું; સંધિ એટલે જોડાણ કે સંધાણ).

ગુજરાતી થઇ ગયેલા શબ્દોમાં સંધિ થતી નથી, પણ ઘણા શુદ્ધ સંસ્કૃત શબ્દો સંધિ થયેલા વાપરીએ છીએ, માટે સંધિના કેટલાક અગત્યના નિયમો નીચે આપીએ છીએ.

## સ્વર સંધિ.

(૧). **જો અ** કે **આ** ની પછી **અ** કે **આ** આવે, તો તે બંને મળીને **આ** થાય છે.

**અ+અ=આ.** ઉદાહરણ ધોરણ **પાંચમા માટે—અદ્યાપિ** (અદ્ય=આજ+અપિ=પણ,-આજપણ, આજસુધી), **અપૂર્ણાંક** (અ=નહિ+પૂર્ણ=પૂરો+અંક,-પૂરો આંકડો નહિ તે), **અક્ષાંશ** (અક્ષ=ચક્ર+અંશ=ભાગ,-પૃથ્વીપરના હરકોઈ સ્થળનું ભૂમધ્ય વૃત્તથી ઉત્તર કે દક્ષિણમાં અંતર, પૃથ્વીના ઉત્તરદક્ષિણ પરિઘનો ૩૬૦ મો ભાગ એક અક્ષાંશ), **દ્વિતીયાંશ** (દ્વિતીય=બીજો+અંશ,-બીજો ભાગ), **કાળાંતર** (કાળ+અંતર=બીજો,-બીજો કાળ, કેટલોક કાળ વીત્યા પછી), **રૂપાંતર** (બીજું રૂપ), **ગોળાર્ધ** (ગોળ+અર્ધ,-ગોળાનું અર્ધ, અર્ધો ગોળો), **દંડકારણ્ય** (દંડક=નર્મદા અને ગોદાવરી નદી વચ્ચેનો પ્રદેશ+અરણ્ય=જંગલ,-દંડક નામનું અરણ્ય), **દેશાટન** (દેશ+અટન=ફરવું તે,—

દેશમાં ફરવું તે ), **દેશાવર** ( દેશ+અવર=બીજો,–બીજો દેશ ), **ધર્મા-ધ્યક્ષ** ( ધર્મ+અધ્યક્ષ=ઉપરિ,–ધર્મનો ઉપરિ ), **ધર્માંધ** ( ધર્મ+અંધ,–ધર્મના આચારવિચારમાં છેકજ આગ્રહી ), **નામાંકિત** ( નામ+અંકિત=ઓળખાયલું,–નામ વડે ઓળખાયલું ), **પરમાર્થ** ( પરમ=શ્રેષ્ઠ+અર્થ=કામ,–શ્રેષ્ઠ કામ, પરોપકાર બુદ્ધિ, મોક્ષ પ્રાપ્તિનું સાધન), **શબ્દાર્થ** (શબ્દનો અર્થ ), **સ્વાર્થ** ( સ્વ=પોતાનું+અર્થ=મતલબ,–પોતાની મતલબ ), **હિતાર્થે** ( હિતને અર્થે ), **પંચાગ્નિ** ( પંચ+અગ્નિ,–ચાર પાસ ધુણી ને ઉપર સૂર્યનો તાપ ), **પંચાંગ** ( પંચ+અંગ,–જેમાં તિથિ, વાર, નક્ષત્ર વગેરે જણાય છે તે, ટીપણું ), **બ્રહ્માંડ** ( બ્રહ્મ+અંડ,–બ્રહ્માનું અંડ, અંડાકારે-ગોળાકારે જે મહા વિશ્વરચના તે, એમાં ચૌદ ભુવનનો સમાવેશ છે ), **બીજાંડ** ( બીજ+અંડ=ઈંડું,-બીજનું ઈંડું ), **મિષ્ટાન્ન** ( મિષ્ટ=મીઠું+અન્ન,–મીઠું અનાજ, મીઠું ભોજન ), **પકવાન્ન** ( પકવ=રાંધેલું+અન્ન,–રાંધેલું અનાજ; મિઠાઇ ), **રામાયણ** (રામ+અયન=જવું તે,–રામનું વનવાસ જવું તે; એ નામનો એક ગ્રંથ ), **રાજ્યાધિકાર** ( રાજ્ય+અધિકાર,–રાજ્યનો અધિકાર ), **શ્વેતાંબર** શ્વેત=સફેદ+અંબર=વસ્ત્ર,–શ્વેત છે વસ્ત્ર જેનાં તે, જૈનનો એક વર્ગ ), **સમાંતર** ( સમ=સરખું+અંતર,–સરખું અંતર ), **સહ્યાદ્રિ** ( સહ્ય+અદ્રિ=પર્વત,–સહ્ય પર્વત ), **વિંધ્યાદ્રિ** ( વિંધ્ય+અદ્રિ,–વિંધ્ય પર્વત ), **સારાંશ** ( સાર=ઉત્તમ+અંશ=ભાગ,–ઉત્તમ ભાગ, મતલબ ), **સ્વાધીન** ( સ્વ=પોતાનું+અધીન=તાબે,–પોતાને તાબે, સ્વતંત્ર ) એથી ઉલટો શબ્દ **પરાધીન** ( પર=બીજાનું+અધીન,–બીજાને તાબે, પરતંત્ર ).

**ધોરણ છઠ્ઠા માટે—અપાંગ** ( અપંગ )–( અપ=જતું રહેલું+અંગ=અવયવ,–ખોડો છે અવયવ જેનો તે, લુલું, આંધળું, બહેરૂં, વગેરે ), **ઉભયાન્વયી** ( ઉભય=બે+અન્વયી=જોડનાર,–બે વાક્ય કે શબ્દને જોડે

નાર અવ્યય ), **કૃતાર્થ** ( કૃત=કરાયલું+અર્થ,–કરાયલા છે અર્થ જેના, સંસારમાં દાનધર્મનાં કામ કરવાનાં જે કરી ચૂક્યો તે ), **કર્માર્થે** ( કર્મ+ અર્થે,–કર્મને અર્થે ), **જન્માષ્ટમી** ( જન્મ+અષ્ટમી, જન્મની અષ્ટમી, શ્રાવણ વદ ૮. એ દિવસે શ્રીકૃષ્ણનો જન્મ થયો હતો ), **જોડાક્ષર** (જોડ+અક્ષર,–બે કે વધારે જોડાયલા વ્યંજનો ), **દશાશ્વમેધ** ( દશ+ અશ્વમેધ,–દશ અશ્વમેધ યજ્ઞ જ્યાં થયા છે તે જગ્યા, કાશીનો એક ઘાટ ), **દશાંશ** ( દશ+અંશ,–દશમા છે ભાગ જેમાં તે, એક અપૂર્ણાંક ); **દાવાનળ** ( દાવ=વન+અનળ=અગ્નિ,–વનનું બળવું તે ), **દિવ્યાંગના** ( દિવ્ય=સ્વર્ગની; સુંદર+અંગના=સ્ત્રી,–સ્વર્ગની સ્ત્રી, અપ્સરા, પરી ), **દૃષ્ટાંત** ( દૃષ્ટ=દીઠેલો+અંત=નિશ્ચય,–સાબીત કરવાની બાબતનો નિશ્ચય જેમાં દેખાય છે તે, દાખલો ), **નાન્યતર** ( ન= નહિ+અન્યતર=બેમાંથી એક,–બેમાંથી–નરનારીમાંથી–એકે નહિ તે ), **ન્યાયાધીશ** ( ન્યાય+અધીશ=ઉપરિ,–ન્યાયનો ઉપરિ ), **પટ્ટાભિષેક** ( પટ્ટ=મુગટ+અભિષેક=મંત્રપૂર્વક સ્નાન,–ગાદી પર બેસાડતી વખતે રાજાને જળ, પુષ્પ વગેરે છાંટીને જે ક્રિયા કરે છે તે ), **પરમાણુ** ( પરમ=શ્રેષ્ઠ+અણુ,–વસ્તુનો ઝીણામાં ઝીણો ભાગ તે), **પીતાંબર** ( પીત+અંબર,–પીળું વસ્ત્ર; અથવા પીળું છે વસ્ત્ર જેનું તે, વિષ્ણુ ), **બારાક્ષરી** ( બારાખડી )—( બાર+અક્ષરી,–બાર અક્ષરવાળી ), **મદ્યાર્ક** ( મદ્ય=કેફી પદાર્થ+અર્ક=સત્વ,–કેફી પદાર્થનું સત્વ, દારુ ), **મૂળાક્ષર** ( મૂળ+અક્ષર,–સ્વર અને વ્યંજન ), **વચનામૃત** (વચન+ અમૃત,–અમૃત જેવાં વચન ), **સાક્ષર** ( સ=સાથે+અક્ષર,–અક્ષર સાથે–ભણેલા, વિદ્વાન્ ), **સાક્ષી** ( સ=સાથે+અક્ષિ=આંખ,–આંખ સાથે, નજરે જોનાર માણસ, શાહેદ ), **સાનુકૂળ** ( અનુકૂળ સાથે- પડતું, મદદગાર ), **સાર્થક** (સ+અર્થ=પ્રયોજન+ક પ્રત્યય ( કેટલાક બહુ-

વ્રીહિ સમાસને છેડે આવે છે ),—પ્રયોજન સાથે, કૃતાર્થ, સફળ ), **સૂર્યાસ્ત** ( સૂર્ય+અસ્ત=આથમવું તે,–સૂર્યનું આથમવું તે ), **સ્થળાંતર** સ્થળ+અંતર,–બીજું ઠેકાણું ), **સ્વદેશાભિમાન** (સ્વદેશ+અભિમાન,–પોતાના દેશનું અભિમાન ), **સ્વાભિમાન** (સ્વ+અભિમાન,–પોતાની જાતનું અભિમાન, પોતાની આબરૂની દરકાર, ટેક ), **સ્વાર્પણ** ( સ્વ+અર્પણ=આપવું તે,–પોતાનું અર્પણ, પરમાર્થે જાતનો ભોગ આપવો તે ), **કૃષ્ણાર્પણ** ( કૃષ્ણ+અર્પણ,–કૃષ્ણને અર્પણ, કાંઇ પણ સ્વાર્થ વિના અપાયલું દાન ), **હિમાચલ** ( હિમ=બરફ+અચલ=પર્વત,–જે પર્વતને મથાળે બારે માસ બરફ રહે છે તે, એક પર્વતનું નામ છે), **વિંધ્યાચળ** ( વિંધ્ય+અચલ,–વિંધ્ય પર્વત ).

**ધોરણ સાતમા માટે—અષ્ટમાંશ** ( અષ્ટમ=આઠમો+અંશ,–આઠમો ભાગ ), **ઉત્તરાયણ** ( ઉતરાણ )–(ઉત્તર+અયન=જવું તે,–સૂર્યનું દક્ષિણમાંથી ઉત્તર તરફ જવું તે ), એથી ઉલટો શબ્દ **દક્ષિણાયન** ( દક્ષિણ+અયન,–સૂર્યનું ઉત્તરમાંથી દક્ષિણ તરફ જવું તે ), **ઉદયાચલ** ( ઉદય+અચલ,–એ નામનો પૂર્વ દિશાએ કલ્પેલો પર્વત ), **એકાગ્ર** ( એક+અગ્ર=છેડો,–એક ચિત્તવાળું, સ્થિર ), **ઘટકાવયવ** ( ઘટક=મૂળરૂપ+અવયવ=વિભાગ,–મૂળ વિભાગ, મુખ્ય ભાગ ), **નાસ્તિક** ( ન=નહિ+અસ્તિ=છે+ક પ્રત્યય,–છે નહિ–નથી ઇશ્વર એવી શ્રદ્ધા જેની તે ) એથી ઉલટો શબ્દ **આસ્તિક** ( ઇશ્વરને માનનાર ), **પંચામૃત** ( પંચ+અમૃત,–દૂધ, દહીં, ઘી, મધ, અને સાકર દેવ વાસ્તે એકઠું કરેલું તે ), **બાલ્યાવસ્થા** ( બાલ્ય+અવસ્થા,–બચપણ), **ભાવાર્થ** ( ભાવ=અંતઃકરણ+અર્થ,–અંદરનો અર્થ, છુપો ભેદ, તાત્પર્ય, હેતુ ), **ભિન્નાભિન્નતા** ( ભિન્ન=જુદું+અભિન્ન=જુદું નહિ તે+તા=પણું,–જુદાપણું અને મળતાપણું ), **મધ્યાહ્ન** ( મધ્ય=વચ+અહન,

=દિવસ,–દિવસનો વચલો ભાગ, બપોર ), **મુરારિ** ( મોરાર )–( મુર+અરિ=શત્રુ,–મુર નામના રાક્ષસના શત્રુ, શ્રીકૃષ્ણ ), **લોહિતાંગ** ( લોહિત=રાતું+અંગ,–રાતું શરીર જેનું છે તે, મંગળ ગ્રહ ), **વસ્ત્રાલંકાર** ( વસ્ત્ર+અલંકાર=ઘરેણું,–કપડાં અને ઘરેણાં ), **વેદાંગ** ( વેદ+અંગ,–વેદનાં છ અંગ–શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ અને જ્યોતિષ ), **વૃત્તાંત** ( વૃત્ત=થએલું+અંત=છેડો,–સમાચાર ), **સર્વાંગ** ( સર્વ+અંગ,–સંપૂર્ણ શરીર ), **સાષ્ટાંગ** [ સ=સાથે+અષ્ટ=આઠ+અંગ,–આઠ અંગ–છાતી, માથું, આંખ, પગ, ઘુંટણ, હાથ, મનમાં ચિન્તવીને, અને મોંઢે બોલીને–સહિત ( નમસ્કાર ) ], **સહાધ્યાયી** ( સહ=સાથે+અધ્યાયી=ભણવાવાળા,–સાથે ભણવાવાળા, સહપાઠી ), **સિદ્ધાંત** ( સિદ્ધ=પૂર્ણ+અંત=નિશ્ચય,–પ્રમાણથી ઠરેલો પૂર્ણ નિશ્ચય ), **હુતાશન** ( હુત=હોમેલું+અશન=ખાનાર,–હોમેલું ખાનાર, અગ્નિ ).

**અ+આ=આ.** ઉદાહરણ ધો. ૫ માટે—**અહમદાબાદ** ( અહમદ+આબાદ=સ્થાન,–અહમદનું સ્થાન, અહમદશાહે વસાવેલું શહેર ), **ઉપાખ્યાન** ( ઉપ=નાની+આખ્યાન=કથા,–નાની કથા, આડકથા ), **નળાખ્યાન** ( નળ+આખ્યાન,–નળની કથા ), **જળાશય** ( જળ+આશય=ઠેકાણું,–જળનું ઠેકાણું, તળાવ ), **બીજાશય** ( બીજ+આશય,–બીજ બંધાવાનું ઠેકાણું ), **દેવાલય** ( દેવલ )–( દેવ+આલય=સ્થાન,–દેવનું સ્થાન ), **પુસ્તકાલય** ( પુસ્તક+આલય,–પુસ્તકનું સ્થાન, જ્યાં અનેક પુસ્તકોનો સંગ્રહ હોય તે ઠેકાણું ), **હિમાલય** ( હિમ+આલય,–હિમનું સ્થાન, એક પર્વતનું નામ છે ), **દ્રોણાચાર્ય** ( દ્રોણ+આચાર્ય=ગુરુ,–દ્રોણ આચાર્ય, પાંડવકૌરવના

**ધનાઢ્ય** ( ધન+આઢ્ય=સંપન્ન,–ધનવડે સંપન્ન, ધનવાન ),

**નાટારંભ** ( નાટ=નૃત્ય, નાચ+આરંભ,–નૃત્યનો આરંભ ), **ન્યાયાસન** ( ન્યાય+આસન,–ન્યાય આપનારની ગાદી ), **મયૂરાસન** ( મયૂર= મોર+આસન,–મોરના આકારનું તખ્ત ), **સિંહાસન** ( સિંહ+ આસન,–સિંહના આકારનું તખ્ત ), **પરમાત્મા** ( પરમ=શ્રેષ્ઠ+આત્મા, –શ્રેષ્ઠ આત્મા, બ્રહ્મ ), **પરમાનંદ** ( પરમ+આનંદ,–શ્રેષ્ઠ આનંદ, બ્રહ્મ ), **બ્રહ્માનંદ** ( બ્રહ્મ=પરમાત્મા+આનંદ,–પરમાત્માનો–પરમાત્માના સાક્ષાત્કાર થવાનો–આનંદ ), **પૂજ્યારાધ્ય** ( પૂજ્યારાધ્યે )– ( પૂજ્ય=પૂજવા યોગ્ય+આરાધ્ય=આરાધવાને યોગ્ય,–પૂજા અને સ્તુતિ કરવાને યોગ્ય ), **ભયાનક** ( ભય+આનક=લગાડે તેવું,–ભય લગાડે તેવું, ભયંકર ), **રસાલ** ( રસ+આલ=વાળું,–રસવાળું, ફળદ્રૂપ ), **સ્વાશ્રય** ( સ્વ+આશ્રય,–પોતાપર આધાર રાખવો તે ), **વર્ણાશ્રમ** ( વર્ણ=જાતિ+આશ્રમ,–ચાર જાતિ ને ચાર આશ્રમ ), **વાતાવરણ** ( વાત=વા+આવરણ=ઢાંકણ,–પૃથ્વીને વાનું ઢાંકણ છે તે ).

**ધો. ૬ માટે—ઇંદ્રાસન** ( ઇંદ્ર+આસન,–ઇંદ્રની ગાદી ), **ગુરુત્વાકર્ષણ** ( ગુરુત્વ=ભાર+આકર્ષણ=ખેંચવું તે, ખેંચાણ,–ભાર ઉત્પન્ન કરનાર ખેંચાણ ), **સ્નેહાકર્ષણ** ( સ્નેહ+આકર્ષણ,–સ્નેહને લીધે ખેંચાણ, જે વડે પદાર્થના પરમાણુઓ એક બીજાને ખેંચી રાખે છે તે, સંબંધાકર્ષણ ), **ગોળાકાર** ( ગોળ+આકાર,–ગોળનો આકાર કે ગોળ જેવો આકાર છે જેનો તે ), **ઘંટાકાર** ( ઘંટ+આકાર,– ઘંટનો આકાર કે ઘંટ જેવો આકાર છે જેનો તે ), **ત્રિકોણાકાર** ( ત્રિકોણ+આકાર,–ત્રિકોણનો આકાર કે ત્રિકોણ જેવો આકાર છે જેનો તે ), **શુંડાકાર** ( શુંડ=સૂંઢ+આકાર,–સૂંઢનો આકાર કે સૂંઢ જેવો આકાર છે જેનો તે ), **છિદ્રાલુ** ( છિદ્ર=કાણું+આલુ=વાળું ), કાણાં- વાળું ), **તેજાવરણ** ( તેજ+આવરણ,–તેજનું ઢાંકણ ), **મુકુટાવરણ**

( મુકુટ=મુગટ+આવરણ,–મુગટનું ઢાંકણુ ), **નરાદિ** ( નર=પુરુષ+ આદિ=પહેલાં, અગાડી,–પુરુષ છે પહેલાં જેની એટલે પુરુષ વગેરે ), **ઇંદ્રાદિ** ( ઇંદ્ર+આદિ,–ઇંદ્ર છે પહેલાં જેની–ઇંદ્ર વગેરે ), **પિત્તાશય** ( પિત્ત+આશય,–પિત્તનું ઠેકાણું ), **માંસાહારી** ( માંસ+આહારી,–માંસનું ભોજન કરનાર ), **શાહજહાનાબાદ** ( શાહજહાનનું સ્થાન, શાહજહાં પાદશાહે વસાવેલું શહેર ), **શિવાલય** ( શિવ+આલય,–શિવનું સ્થાન, મહાદેવનું દહેરૂં ), **શોકાતુર** ( શોક+આતુર=પીડાતો,–શોક વડે પીડાતો ).

**ધો. ૭ માટે—અન્યોન્યાશ્રય** ( સં. અન્યાન્ય )–( અન્યોન્ય=પરસ્પર, એક બીજું+આશ્રય=મદદ,–પરસ્પર મદદ ), **આરોગ્યાલય** ( આરોગ્ય+આલય,–તંદુરસ્તી મેળવવાનું ઠેકાણું ), **કંકણાકાર** ( કંકણ+આકાર,–કંકણનો આકાર કે કંકણ જેવો આકાર છે જેનો તે ), **કેશાકર્ષણ** ( કેશ+આકર્ષણ,–કેશને લીધે–કેશાકાર નળીને લીધે–આકર્ષણ), **રસાયનાકર્ષણ** ( રસાયન+આકર્ષણ,–રસાયનને લીધે ખેંચાણ, જે વડે જુદી જુદી જાતના પદાર્થ મળવાથી એક જુદી જાતનો નવો પદાર્થ બને છે તે, રસાયન પ્રીતિ ), **ગજાનન** (ગજ=હાથી+આનન=મુખ,–હાથી જેવું છે મુખ જેનું તે, ગણપતિ ), **દશાનન** ( દશ+આનન,–દશ મુખ છે જેને તે, રાવણ ), **નિજાનંદ** ( નિજ+આનંદ–પોતાનામાંજ આનંદ પામતો એવો જે છે તે, પરબ્રહ્મ ), **સ્વાનંદ** ( સ્વ=પોતાનો+આનંદ,–આત્માનંદ, આત્મા પરત્મા સંબંધી વિચારો કર્યાથી જે આનંદ થાય તે ), **પર્વતાદિ** (પર્વત+આદિ,–પર્વત છે પહેલાં જેની–પર્વત વગેરે), **બ્રહ્મચર્યાશ્રમ** [બ્રહ્મચર્ય ( બ્રહ્મ–વેદ વિદ્યા તરફ જવું તે )+આશ્રમ=જીંદગીનો વિભાગ,–જનોઇ ધારણ કર્યા પછી ગૃહસ્થાશ્રમી થતાં સુધી બ્રાહ્મણે પાળવાના નિયમ],

**ગૃહસ્થાશ્રમ** ( ગૃહસ્થ=ઘર માંડીને રહેનાર+આશ્રમ,–ગૃહસ્થનો આશ્રમ ), **વાનપ્રસ્થાશ્રમ** ( વાનપ્રસ્થ+આશ્રમ,–બ્રાહ્મણની ત્રીજી અવસ્થા, સંસાર ઉપરથી ભાવ ઉઠાડી ઇશ્વિર ભજન માટે વનમાં વસવું તે ), **સંન્યાસાશ્રમ** ( સંન્યાસ+આશ્રમ,–સંસાર ત્યાગ કરી કેવળ એકલાં રહેવાનો જીંદગીનો ચોથો ભાગ ), **ભાસ્કરાચાર્ય** ( ભાસ્કર+આચાર્ય,–ભાસ્કરાચાર્ય નામનો એક મોટો ખગોળવેત્તા થઈ ગયો છે ), **શંકરાચાર્ય** ( શંકર+આચાર્ય,–શંકરાચાર્યે બ્રાહ્મણ ધર્મની પુનઃ સ્થાપના કરી છે ), **મધ્યાકર્ષક** (મધ્ય+આકર્ષક,–વચમાંથી ખેંચનાર), **મનુષ્યાહારી** ( મનુષ્ય+આહારી,–માણસનો આહાર કરનારી ), **રત્નાકર** ( રતનાગર )–( રત્ન+આકર=ખાણ,–રત્નની ખાણ, સમુદ્ર ), **રાજ્યાસન** ( રાજ્ય+આસન,–રાજાની ગાદી, સિંહાસન ), **વર્તુળાકાર** ( વર્તુળ+આકાર,–વર્તુળ–ગોળનો આકાર કે વર્તુળ જેવો આકાર છે જેનો તે ), **શરણાગત** ( શરણ+આગત=આવેલું,–શરણે આવેલું ).

**આ+અ=આ. ઉદાહરણ ધો. ૫ માટે—કદાપિ** ( કદા=ક્યારે+અપિ=પણ,–ક્યારે પણ), **તથાપિ** (તથા=તેમ+અપિ,–તેમ પણ, તોપણ), **મિથ્યાભિમાન** (મિથ્યા=ખોટું+અભિમાન,–ખોટું અભિમાન), **રેખાંશ** ( રેખા=લીટી+અંશ=ભાગ,–લીટીના ભાગ, પૂર્વ પશ્ચિમમાં જનાર વૃત્તના ભાગ, પૃથ્વીપરના હરકોઈ સ્થળનું મુખ્ય યામ્યોત્તર વૃત્તથી પૂર્વ કે પશ્ચિમમાં અંતર ), **વિદ્યાર્થી** ( વિદ્યા+અર્થી=મતલબવાળો,–વિદ્યાની મતલબવાળો ), **વિદ્યાભ્યાસ** ( વિદ્યા+અભ્યાસ=મહાવરો,–વિદ્યાનો મહાવરો ).

**ધો. ૬ માટે—આજ્ઞાંકિત** ( આજ્ઞા+અંકિત,–આજ્ઞા વડે ઓળખાયલું, આજ્ઞા પ્રમાણે ચાલનાર, આજ્ઞાધીન, કહ્યાગરૂં ), **કર્ત્તાર્થે** ( કર્ત્તા+અર્થે,–કર્ત્તાને અર્થે ), **ભાષાંતર** ( ભાષા+અંતર,–બીજી ભા-

ષામાં, તર્જુમો), **લીલામૃતધારા** (લીલા=ક્રીડા, રમત, ખેલ+અમૃત +ધારા,-લીલારૂપી અમૃતની ધારા), **સેનાધિપતિ** (સેના=લશ્કર+ અધિપતિ=ઉપરિ,-લશ્કરનો ઉપરિ).

**ધો. ૭ માટે—અવસ્થાંતર** (અવસ્થા+અંતર,-બીજી હાલ-તમાં), **તથાસ્તુ** (તથા+અસ્તુ=થાઓ,-તેમ થાઓ), **માલવિકા-ગ્નિમિત્ર** (માલવિકા+અગ્નિમિત્ર,-એ નામનું એક નાટક).

**આ+આ=આ. ઉદાહરણ ધો. ૫ માટે—કૃપાલુ** (કૃપા+આલુ =વાળો,-કૃપાવાળો), **દયાલુ** (દયા+આલુ,-દયાવાળો), **મમતાલુ** (મમતા=માયા+આલુ,-માયાવાળો), **મહાત્મા** (મહા=મોટું+આત્મા, -મોટા મનવાળો), **વિદ્યાલય** (વિદ્યા+આલય,-વિદ્યાનું સ્થાન, પાઠશાળા).

**ધો. ૬ માટે—ઇચ્છાદિક** (ઇચ્છા+આદિ+ક પ્રત્યય,-ઇચ્છા છે જેની પહેલાં એટલે ઇચ્છા વગેરે), **માયાલુ** (માયા+આલુ,-માયાવાળો).

**ધો. ૭ માટે—કરુણાલુ** (કરુણા+આલુ=વાળો,-કરુણાવાળો), **ચિન્તાતુર** (ચિન્તા+આતુર,-ચિન્તાવડે પીડાતો), **મહાશય** (મહા +આશય=અભિપ્રાય, મન,-મોટામનવાળો), **વક્રરેખાકૃતિ** (વક્ર+ રેખા+આકૃતિ,-વાંકી લીટીની આકૃતિ).

(૨). ઇ કે ઈની પછી ઇ કે ઈ આવે, તો તે બંને મળીને ઈ થાય છે. **ઉદાહરણ ધો. ૬ માટે—હરીચ્છા** (હરિ+ઇચ્છા,-હરિની ઇચ્છા), **અગ્નીશ્વર** (અગ્નિ+ઈશ્વર,-અગ્નિરૂપ ઈશ્વર, કાશીનો એક ઘાટ), **પરીક્ષા** (પરિ=ચોતરફ+ઈક્ષા=જોવું તે,-ચોતરફ તપાસવું તે).

**ધો. ૭ માટે—આદીશ્વર** (આદિ=પ્રથમ+ઈશ્વર,-જૈન ધર્મના પ્રથમ તીર્થંકર, આદિનાથ, ઋષભદેવ), **કવીશ્વર** (કવિ+ ઈશ્વર,-કવિઓમાં શ્રેષ્ઠ), **યોગીશ્વર** (જોગેશ્વર)-(યોગી+ઈશ્વર,

–યોગીઓમાં શ્રેષ્ઠ–મહાદેવ, વિષ્ણુ, યાજ્ઞવલ્ક્ય મુનિ ), **યોગીંદ્ર** (યોગી +ઇંદ્ર,–યોગીઓમાં શ્રેષ્ઠ ).

(૩). ઉ કે ઊની પછી ઉ કે ઊ આવે, તો તે બંને મળીને ઊ થાય છે. જેમ, **ભાનૂદય** ( ભાનુ=સૂર્ય+ઉદય,–સૂર્યનો ઉદય ).

(૪). અ કે આની પછી ઇ કે ઈ આવે, તો તે એક મળીને એ થાય છે. ઉદાહરણ ધો. ૫ માટે—**ગરુડેશ્વર** ( ગરુડ=ગરુડ-પક્ષી, વિષ્ણુનું વાહન+ઈશ્વર,–ગરુડરૂપ ઈશ્વર ), **પરમેશ્વર** ( પરમ= શ્રેષ્ઠ+ઈશ્વર,–શ્રેષ્ઠ ઈશ્વર, જગદીશ્વર, પ્રભુ ), **પરેશ** ( પર=મોટા+ઈશ ધણી,–મોટા ધણી, પરમેશ્વર ), **વિશ્વેશ** ( વિશ્વ=દુનિયા+ઈશ,–દુનિ-યાનો ધણી, ઈશ્વર, શિવ ), **હિતેચ્છુ** ( હિત+ઇચ્છુ=ઇચ્છનાર,– ભલું ઇચ્છનાર ).

ધો. ૬ માટે—**ઈશ્વરેચ્છા** ( ઈશ્વર+ઇચ્છા,–ઈશ્વરની મરજી ), **રાજેંદ્ર** ( રાજ=રાજા+ઇન્દ્ર,–રાજાનો ઇન્દ્ર, મોટા રાજા ), **ઉપેંદ્ર** ( ઉપ=નાનું+ઇન્દ્ર,–ઇન્દ્રના નાના ભાઇ, વિષ્ણુ ), **સેન્દ્રિય** ( સ= સાથે+ઇન્દ્રિય,–ઇન્દ્રિય સાથે–ઇન્દ્રિયવાળાં ), **સ્પર્શેન્દ્રિય** ( સ્પર્શ= અડકવું તે+ઇન્દ્રિય,–લાગવાની ઇન્દ્રિય, ચામડી ), **જિતેન્દ્રિય** ( જિત=જિતેલું+ઇન્દ્રિય,–જીતી છે ઇન્દ્રિયો જેણે તે ), **ગુર્જરેશ્વર** ( ગુર્જર=ગુર્જર પ્રજા+ઈશ્વર=ધણી,–ગુર્જર પ્રજાના ધણી–રાજા ), **રાજેશ્વર** ( રાજ=રાજા+ઈશ્વર,–રાજાઓનો ધણી, મોટા રાજા ).

ધો. ૭ માટે—**દ્વારકેશ** ( દ્વારકા+ઈશ,–દ્વારકાના નાથ, રણછોડજી ), **મહેશ** ( મહા+ઈશ,–શિવ ), **મહેશ્વર** ( મહા=મોટા+ ઈશ્વર,–મોટા ઈશ્વર, શિવ, મહાદેવ ), **મંત્રેશ્વર** ( મંત્ર=સલાહ+ ઈશ્વર,–સલાહ આપવામાં શ્રેષ્ઠ ), **એકેશ્વર** ( એક+ઈશ્વર ), **લોકે-ષણા** ( લોક+એષણા=ઇચ્છા,–લોકોના વખાણની ઇચ્છા ).

(૫). અ કે આ પછી ઉ કે ઊ આવે, તો તે બેઉ મળીને ઓ થાય છે. ઉદાહરણ ધો. ૫ માટે—**અતિશયોક્તિ** (અતિશય=ઘણુંજ+ઉક્તિ=બોલવું તે,–વધારીને બોલવું તે, મીઠું મરચું ભભરાવીને બોલવું તે, બડબડાટ), **ધર્મોપદેશક** (ધર્મ+ઉપદેશક=બોધ કરનાર,–ધર્મનો બોધ કરનાર), **હિતોપદેશ** (હિત=કલ્યાણ+ઉપદેશ=બોધ,–કલ્યાણનો બોધ), **પતિતોદ્ધાર** (પતિત=પાપી+ઉદ્ધાર=છૂટકારો,–પાપીનો છૂટકારો; પાપીનો છૂટકારો કરનાર, પ્રભુ), **પરોપકાર** (પર=પારકું+ઉપકાર=ભલું કરવું તે,–પારકાનું ભલું કરવું તે), **સૂર્યોદય** (સૂર્ય+ઉદય,–સૂર્યનું ઉગવું તે), **આર્યોદય** (આર્ય+ઉદય=ચઢતી,–આર્યોની ચઢતી), **જ્ઞાનોદય** (જ્ઞાન+ઉદય,–જ્ઞાનનો ઉદય), **શુભોપમા** (શુભ+ઉપમા,–સારી ઉપમા), **લોકોપયોગી** (લોક+ઉપયોગી,–સર્વ લોકના ઉપયોગનું), **શ્વાસોચ્છ્વાસ** (શ્વાસોશ્વાસ–સાસોસાસ)–(શ્વાસ+ઉચ્છ્વાસ,–હવા અંદર લેવી ને બહાર કાઢવી તે).

ધો. ૬ માટે—**ગુપ્તોત્તર** (ગુપ્ત=છાનો+ઉત્તર,–છાનો જવાબ), **પ્રશ્નોત્તર** (પ્રશ્ન+ઉત્તર,–સવાલ ને જવાબ), **ઉત્તરોત્તર** (ઉત્તર=જવાબ+ઉત્તર,–જવાબનો જવાબ; ક્રમવાર; ઉત્તરથી ઉત્તર), **જીર્ણોદ્ધાર** (જીર્ણ=જૂનું+ઉદ્ધાર=સમારવું તે,–જૂનાનો ઉદ્ધાર, જૂનાને સમારવું તે), **યામ્યોત્તર** (યામ્ય=દક્ષિણ+ઉત્તર,–ઉત્તર દક્ષિણ દિશા), **યામ્યોત્તર–વૃત્ત** (ઉત્તર દક્ષિણ જનાર વૃત્ત), **લોકોક્તિ** (લોક+ઉક્તિ,–લોકનું બોલવું તે, કહેવત), **સુભટોપરિ** (સુભટ=યોદ્ધા+ઉપરિ,–યોદ્ધાઓનો ઉપરિ), **સર્વોપરિ** (સર્વ+ઉપરિ,–સર્વનો ઉપરિ)

ધો. ૭ માટે—**આનંદોત્સવ** (આનંદ=હરખ+ઉત્સવ=ખુશાલી,–હરખ ને ખુશાલી), **અન્નોદક** (અન્ન+ઉદક=પાણી,–અન્ન ને પાણી), **ગંગોદક** (ગંગા+ઉદક,–ગંગાજળ), **ચરણોદક**

( ચરણ+ઉદક,–પગ ધોએલું પાણી ), **પુરુષોત્તમ** ( પુરુષ+ઉત્તમ–ઉત્તમ પુરુષ, વિષ્ણુ ), **મદોન્મત્ત** ( મદ+ઉન્મત્ત=ઘણું ગાંડું થયેલ, મદ વડે ઉન્મત્ત થયેલું ), **ક્રોધોન્મત્ત** ( ક્રોધ+ઉન્મત્ત,–ક્રોધ વડે ઉન્મત્ત થયેલું; ગાંડો ), **મધ્યોત્સારી** ( મધ્ય+ઉત્સારી=દૂર કરનાર,–મધ્યમાંથી દૂર કરનાર ), **વેદોક્ત** ( વેદ+ઉક્ત=કહેલું,–વેદમાં કહેલું ), **વિક્રમોર્વશી** ( વિક્રમ+ઉર્વશી,–વિક્રમથી પ્રાપ્ત થઈ છે ઉર્વશી જેમાં એવું નાટક ), **શાલોપયોગી** ( શાલા+ઉપયોગી,–શાળાના ઉપયોગનું ), **ષોડશોપચાર** [ ષોડશ=સોળ+ઉપચાર=સેવા,–પૂજનના સોળ ઉપચાર ( આવાહન, આસન, પાદ્ય, અર્ધ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, યજ્ઞોપવીત, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, દક્ષિણા, પ્રદક્ષિણા, ને મંત્રપુષ્પ ) ], **સમશિતોષ્ણ** (સમ=બરાબર+શિત=ટાઢ+ઉષ્ણ=તાપ,–ટાઢ તાપનું પ્રમાણ સરખું), **સમોષ્ણતા** (સમ+ઉષ્ણતા,–સરખી ગરમી ), **સમોષ્ણતાવૃત્ત** ( સરાસરી સરખી ગરમી બતાવનાર વૃત્ત ), **સહોદર** ( સહ=સમાન+ઉદર=પેટ,–સમાન છે પેટ જેનું એવો–સગો ભાઈ ).

( ૬ ). અ કે આ પછી ઋ આવે, તો તે બંને મળીને અર્ થાય છે. જેમ, ધો. ૫ માટે—**સપ્તર્ષિ** [ સપ્ત+ઋષિ,–સાત મુખ્ય ઋષિઓ ( મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, અને વસિષ્ઠ ); સાત તારાનો ઝુમખો છે તે ].

**ધો. ૭ માટે—દેવર્ષિ** ( દેવ+ઋષિ,–દેવરૂપ ઋષિ–નારદ, અત્રિ, ભ્રગુ, વગેરે ), **બ્રહ્મર્ષિ** ( બ્રહ્મ=બ્રાહ્મણ+ઋષિ,–બ્રાહ્મણ ઋષિ ), **રાજર્ષિ** ( રાજ=રાજા, ક્ષત્રિય+ઋષિ,–ઋષિ જેવો રાજા, જન્મથી ક્ષત્રિય પણ આચરણ અને તપવડે ઋષિ જેવો થયેલ ), **મહર્ષિ** ( મહા+ઋષિ,–મોટા ઋષિ ).

(૭). અ કે આ પછી એ, ઐ આવે તો ઐ; અને ઓ, ઔ આવે તો ઔ થાય છે. જેમ, ધો. ૬ માટે-કાષ્ઠૌષધ ( કાષ્ઠ =લાકડું, વનસ્પતિ+ઔષધ=દવા,-વનસ્પતિની દવા ).

ધો. ૭ માટે—એકૈક ( એક+એક,-એક પછી એક, દરેક ), નૈક ( ન+એક,-એક નહિ ), પરમૈશ્વર્ય ( પરમ+ઐશ્વર્ય=વૈભવ,-શ્રેષ્ઠ વૈભવ ), મહૈશ્વર્ય ( મહા+ઐશ્વર્ય,-મોટો વૈભવ ), ઉત્તમૌષધિ ( ઉત્તમ+ઓષધિ ).

( ૮ ). હ્રસ્વ કે દીર્ઘ ઇ, ઉ, ઋ પછી કોઇપણ વિજાતીય સ્વર આવે તો અનુક્રમે ઇ નો ય્, ઉ નો વ્ ને ઋ નો ર્ થાય છે, અને પછી તેમાં પાછળનો સ્વર ભળે છે.

ઉદાહરણ ધો. ૫ માટે-અત્યંત ( અતિ=પેલી તરફ+અંત =છેડો,-છેડાની પેલી તરફ, ઘણું જ ), પ્રત્યેક ( પ્રતિ=દરેક+એક,-દરેક એક, દરેક ).

ધો. ૬ માટે—અધ્યક્ષ ( અધિ=ઉપર+અક્ષિ=આંખ,-ઉપર નજર રાખનાર, પ્રમુખ ), પ્રત્યક્ષ ( પ્રતિ=તરફ+અક્ષિ,-નજર આગળ, પ્રકટ ), ઇત્યાદિ ( ઇતિ=એ પ્રમાણે+આદિ,-એ પ્રમાણે છે પહેલાં જેનું, એ વગેરે ), ત્ર્યંબક ( ત્રિ=ત્રણ+અમ્બક=આંખ,-ત્રણ છે આંખ જેને, મહાદેવ ), પ્રત્યય ( પ્રતિ=બાજૂ+અય=જનાર,-એક કે વધારે અક્ષરો પ્રકૃતિને છેડે આવીને તેના અર્થમાં ફેર પાડે છે તે. જેને પ્રત્યય લાગ્યા હોય તે, તે પ્રત્યયના સંબંધમાં પ્રકૃતિ કહેવાય છે), વ્યર્થ ( વિ=વિના+અર્થ=યાચના, ખરોભાવ, માયનો, ધન,-અર્થ વિના, ફોકટ, નિષ્ફળ, મિથ્યા ), વ્યુત્પત્તિ( વિ=વિશેષ+ઉત્પત્તિ=ઉત્પન્ન થવું તે,-વ્યાકરણજ્ઞાને શબ્દોની બાંધણી જાણવાની વિદ્યા તે); અન્વય [ અનુ=પાછળ+અય=જવું તે,-પાછળ જવું તે, પદ્યના શબ્દોને ગદ્યને

ક્રમે ગોઠવવા તે; સંબંધ ( વાક્યોમાં પદો એક બીજા સાથે સંબંધ રાખે છે, પદોના આવા સંબંધને અન્વય કહે છે ); વંશ, કુળ ], **સ્વચ્છ** ( સુ=ઘણું+અચ્છ=નિર્મળ,–ઘણું નિર્મળ ).

**ધો. ૭ માટે—અત્યાચાર** ( અતિ=પેલી તરફ+આચાર= ચાલચલગત,–આચારની પેલી તરફ જવું તે, કુમાર્ગ, અનુચિત આચરણ, અન્યાય, જુલમ ), **અત્યુત્તમ** ( અતિ+ઉત્તમ,–ઘણું ઉત્તમ ), **અભ્યાગત** ( અભિ=પાસે+આગત=આવેલું,–અતિથિ, પરોણો, મેમાન ), **અભ્યુદય** ( અભિ=પાસે+ઉદય=ચઢતી,–ચઢતી કળા, ભાગ્યોદય, આબાદાની ), **ન્યૂન** ( નિ=માંહે+ઊન=ઊણું,–ઓછું, કમ ), **પર્યટન** ( પરિ=ચોતરફ+અટન=ફરવું તે,–ચોતરફ ફરવું તે, મુસાફરી), **પર્યન્ત** ( પરિ=ચોતરફ+અંત=છેડો, સીમા,–હદ ), **પ્રત્યાઘાત** ( પ્રતિ =ઉલટું+આઘાત+મારવું તે, પ્રહાર,–સામો પ્રહાર થાય તે ), **પ્રત્યુપકાર** ( પ્રતિ=ઉલટું+ઉપકાર,–ઉપકારના બદલામાં સામો ઉપકાર ), **વ્યય** ( વિ=વિશેષ+અય=જવું તે,–ખર્ચ, ફેરફાર ), **વ્યસ્ત** ( વિ= ઉલટું+અસ્ત=ફેંકાયલું,–ઉલટું ફેંકાયલું, ઉલટું, વિપરીત ), **વ્યાકુલ** ( વિશેષ+આકુલ=ગભરાયલું, વ્યગ્ર,–વિશેષ ગભરાયલું, બાવરૂં, દુખી), **વ્યાખ્યાન** ( વખાણ )–( વિ=વિશેષ+આખ્યાન=કહેવું તે, વિસ્તારપૂર્વક વિવેચન કરવું તે, ભાષણ, વર્ણન ), **મન્વાદિ** ( મનુ+આદિ,– મનુ છે પહેલાં જેની એટલે મનુ વગેરે ), **સ્વલ્પ** ( સુ=ઘણું+અલ્પ= થોડું,–ઘણું થોડું ), **પિત્રાદિ** ( પિતૃ=પિતા+આદિ,–પિતા છે પહેલાં જેની એટલે પિતા વગેરે ).

**( ૯ ). એ, ઐ, ઓ, ઔ પછી કોઈ પણ સ્વર આવે, તો અનુક્રમે અય્, આય્, અવ્, આવ્ થાય છે; પછી પાછળનો સ્વર તેમાં ભળે છે. જેમ, ધો. ૬ માટે–નયન ( નેણ )–( ની–ને=દોરી**

જવું+અન=સાધન,–જે વડે મનુષ્ય દોરવાય છે તે, આંખ), **નાવિક** (નૌ=નાવ, વહાણ+ઇક=વાળો,–નાવવાળો, નાવ ચલાવનાર, ખલાસી, સુકાની).

**ઘો. ૭ માટે—ગાયન** (ગૈ=ગાવું+અન=ક્રિ. વા. પ્ર.,–ગાવું તે), **નાયક** ( ની–નૈ=દોરી જવું+અક=નાર,–દોરી જનાર, આગેવાન ), **શ્રાવક** (શ્રુ–શ્રૌ=સાંભળવું+અક=નાર,–સાંભળનાર, જિનઆજ્ઞા પ્રમાણે વર્તવાનો જેને નિરંતર ભાવ થયા કરે તે શ્રાવક. )

## વ્યંજન સંધિ.

(૧). પહેલાને અંતે અનુનાસિક સિવાયનો કોઇપણ વ્યંજન, અને બીજાની આદિએ સ્વર કે ઘોષ વ્યંજન આવે, તો પહેલા વ્યંજનને ઠેકાણે તેના પોતાના સ્થાનનો ત્રીજો વ્યંજન થાય છે. જેમ, **ઘો. ૫ માટે—દિગમ્બરી** ( દિક્=દિશા+અમ્બર=વસ્ત્ર+ઈ=વાળો,–દિશા છે વસ્ત્ર જેવું તે, નગ્ન ), **સદ્ગ્રંથ** ( સત્=સારૂં+ગ્રંથ=પુસ્તક,–સારૂં પુસ્તક ), **સદાચાર** ( સત્+આચાર,–સારો આચાર).

**ઘો. ૬ માટે—ઉદય** ( ઉદ્=ઉપર+અય=જવું તે,–ઉપર જવું તે, ઊગવું તે, ચઢતી), **ઉદ્દીપન** (ઉદ્=ઘણું+દીપન=પ્રકાશવું તે,–ઘણું પ્રકાશવું તે,ઉશ્કેરવું તે, ઉશ્કેરણી), **જગદાધાર** (જગત્+આધાર,–જગતનો આધાર, ઈશ્વર), **દિગ્વિજય** (દિક્=દિશા+વિજય,–વિદ્યા અથવા લડાઇથી દેશમાં મેળવેલો જય ), **વાગ્દોષ** ( વાક્–વાણીનો દોષ ), **સદ્ગુણ** ( સત્=સારા+ગુણ,–સારા ગુણ ), **સદ્બોધ** ( સત્+બોધ,–સારો બોધ ), **સદ્વિચાર** ( સત્+વિચાર,–સા[illegible] વિચાર ), **સદ્વિદ્યા** (સત્+વિદ્યા,–સાચી વિદ્યા ).

**ઘો. ૭ માટે—ઉદાસ** ( ઉદ્=બહાર+આસ=બેસવું તે,–શોકાતુર, ગમગીન ), **ચતુરંગી** (ચતુર્=ચાર+અંગ=ભાગ+ઈ=વાળી,–ચાર

છે અંગ જેનાં એવી ( સેના ); હાથી, ઘોડા, રથ, ને પાયદળ એ સેનાનાં ચાર અંગ ગણાય છે ), **જગદંબા** (જગત્=દુનિયા+અંબા=મા, દેવી,-જગત્‌ની મા, ઈશ્વરીની માયારૂપ* શક્તિ તે ), **જગદીશ** ( જગત્+ઈશ,-જગત્‌નો ધણી, ઈશ્વર ), **જગદ્‌ગુરુ** ( જગત્+ગુરુ,-જગત્‌નું કલ્યાણ કરનાર ગુરુ ), **ભગવદ્‌ગીતા** ( ભગવત્+ગીતા ), **વાગ્દાન** ( વાક્=વાણી+દાન,-વાણીવડે કરેલું દાન, વેશવાળ, સગાઇ ), **વાગ્બાણ** ( વાક્+બાણ,-વાણીનો પ્રહાર-મહેણાં ), **ષડ્‌ગુણ** ( ષટ્=છ+ગુણ,-છ ગુણ-ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન, અને વૈરાગ ), **ષડ્રિપુ** ( ષટ્+રિપુ,-છ શત્રુ-કામ, ક્રોધ, મોહ, લોભ, મદ, અને મત્સર ), **સદ્‌ગતિ** ( સત્+ગતિ,-મુવા પછીની સારી ગતિ, ઉદ્ધાર, મોક્ષ ), **સદ્‌બુદ્ધિ** ( સત્+બુદ્ધિ,-સારી બુદ્ધિ ).

( ૨ ). પહેલાને અંતે સ્પર્શ વ્યંજન, અને બીજાની આદિએ અનુનાસિક વ્યંજન આવે, તો સ્પર્શ વ્યંજનને ઠેકાણે તે વર્ગનો અનુનાસિક વ્યંજન વિકલ્પે ( કરવો હોય તો થાય ને ન કરવો હોય તો ન થાય ) થાય છે; પણ અનુનાસિક વ્યંજન પ્રત્યય હોય તો કરવોજ જોઇએ. જેમ, **ધો. ૭ માટે**—દિક્+મૂઢ=**દિગ્મૂઢ** કે **દિઙ્‌મૂઢ** (દિક્-દિશા ન સૂઝે એવું-કંઇ સમજ પડે નહિ તેવું; આંધળુંભીંત; છક ), ષટ્+માસ=**ષડ્‌માસ** કે **ષણ્માસ** ( છમાસ ), ઉદ્+મત્ત=**ઉદ્‌મત્ત** કે **ઉન્મત્ત** ( ઘણું ગાંડું થયેલ, ઉદ્ધત ), જગત્+નાથ=**જગન્નાથ** * ( જગત્‌નો ધણી, ઈશ્વર ), સત્+માર્ગ=**સદ્‌માર્ગ** કે **સન્માર્ગ** ( સાચો માર્ગ ).

ચિત્ ( જ્ઞાન ) +મય ( ભરેલું ) પ્રત્યય=**ચિન્મય** ( જ્ઞાનથી ભરેલું, ) વાક્+મય=**વાઙ્‌મય** ( વાણીથી ભરેલું, સાહિત્ય, ભાષા શા-

---

* જગદ્‌નાથ થતું નથી.

આડ ), વર્તમાનપત્ર ( વર્ત્તમાન–ચાલતા વખતનું પત્ર ), વિદ્યુતબળ ( વીજળીનું બળ ), વિપ્રકુળ ( બ્રાહ્મણનું કુળ ), વિશ્વાસઘાત ( વિશ્વાસનો ઘાત, ભરોંસો તોડવો તે, દગલબાજી ), વેદાંતજ્ઞાન ( વેદાંત=વેદનો જ્ઞાન ભાગ, ઉપનિષદ્+જ્ઞાન,–વેદાંતનું જ્ઞાન ), શબ્દજ્ઞાન, સંસારચિત્ર ( દુનિયાનો દેખાવ ), સામુદ્રધુનિ–ની ( સામુદ્ર=સમુદ્રની+ધુનિ=નદી,–સમુદ્રની નદી ), સુખસાજ ( સુખનો સામાન ), સૂતપુત્ર ( સૂત–સારથિનો પુત્ર ), સૂર્યમંડળ ( સૂર્યનું મંડળ, સૂર્ય ને તેની આસપાસ ફરનારા ગ્રહો, ઉપગ્રહો, વગેરે ), સૃષ્ટિસૌંદર્ય ( કુદરતની શોભા ), સ્વદેશભક્તિ, સ્વર્ગસમી ( સ્વર્ગની બરાબર ), સ્વાર્થત્યાગ, હિતચિંતન ( શુભના વિચાર ).

ધો. ૭ માટે—સંધિ પ્રકરણમાંના શબ્દો–મુરારિ, વેદાંગ, અન્યોન્યાશ્રય, આરોગ્યાલય, કંકણાકાર, સ્વાનંદ, બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, સંન્યાસાશ્રમ, મનુષ્યાહારી, રત્નાકર, રાજ્યાસન, વર્તુળાકાર, વક્રરેખાકૃતિ, ભાનૂદય, દ્વારકેશ, મંત્રેશ્વર, ગંગોદક, ચરણોદક, શમોપયોગી, જગદંબા, જગદીશ, જગદ્‌ગુરુ, વાગ્બાણ, જગન્નાથ, તટ્ટીકા, મનોભાવ, મનોયત્ન, મનોવિકાર, મનોવૃત્તિ, યશોગીત, શિરોબિંદુ, જ્યોતિઃશાસ્ત્ર.

અણુસમૂહ ( રજકણનો જથો ), ધ્વનિંગપાર્ટિ ( સાંજનો મેળાવડો ), ઈશ્વરપ્રેરણા ( ઈશ્વરની ઇચ્છા ), ઉમાપતિ ( ઉમાના પતિ; શિવ ), લક્ષ્મીપતિ ( લક્ષ્મીના પતિ; કૃષ્ણ ), ઋતુભેદ ( ઋતુનો તફાવત ), ઋતુસંહાર ( ઋતુ=બે માસનો કાળ+સંહાર=સંગ્રહ,–ઋતુઓનો સંગ્રહ, વર્ષની ૭ ઋતુના વર્ણનનું પુસ્તક ), કૃપાનિધાન ( કૃપાનું નિધાન–સ્થાન–ભંડાર ), બળનિધાન (બળનું સ્થાન–ભંડાર ), કોલસાવાયુ કોયલાનો વાયુ, તેના દીવા થાય છે ), ખગોળવિદ્યા ( આકાશી

ગોળાની વિદ્યા ), જન્મભૂમિ, જગજીવન ( જગ–દુનિયાનું જીવન, પરમેશ્વર ) જીવદાન ( જીવનું દાન, મરણમાંથી ઉગારવું તે ), દયાસિંધુ ( દયાના સાગર ), દીનનાથ ( દીન–ગરીબનો નાથ–બેલી ), દીનબંધુ ( ગરીબના બેલી ), દુઃખપાશ ( દુઃખનું બંધન ), દૃષ્ટિવિદ્યા ( દૃષ્ટિ–આંખની વિદ્યા ), દેશજન ( એક દેશ કે એક રાજ્યના લોક, નાગરિક ), દેવકીનંદન ( દેવકીનો નંદન–પુત્ર; કૃષ્ણ ), દેવકીસુત ( દેવકીનો પુત્ર; કૃષ્ણ ), નૌકાસૈન્ય ( વહાણનું લશ્કર ), પદાર્થવિજ્ઞાન ( પદાર્થના ગુણનું શાસ્ત્ર ), પિતૃગૃહ ( પિતૃ=પિતા+ગૃહ=ઘર,–પિતાનું ઘર, પિયેર), પ્રકૃતિવિકાર ( પ્રકૃતિનો ફેરફાર–પદાર્થના મૂળરૂપમાં કોઈ કારણસર થોડા વખત સુધી જે ફેરફાર દેખાય છે તે ), પ્રાણદાન ( પ્રાણ–જીવતદાન ), બલિદાન ( બલિ=ભોગ, ભેટ+દાન=આપવું તે,–યજ્ઞમાં દેવને ભોગ આપવો તે), બુદ્ધિપ્રકાશ, ભૂકંપ ( ભૂ=પૃથ્વીનું કંપવું તે ), ભૂગોળવિદ્યા ( ભૂ=પૃથ્વી+ગોળ=ગોળો+વિદ્યા,–પૃથ્વીના ગોળાની વિદ્યા ), ભૂસ્તરવેત્તા ( ભૂ+સ્તર=પડ+વેત્તા,–પૃથ્વીનાં પડની વિદ્યાનો જાણનાર ), મર્મપ્રહાર (મર્મ=ભેદ+પ્રહાર=માર,–ભેદવાળાં વચનોનો માર), મુખકાન્તિ ( મુખનું તેજ ), મેઘધનુષ્ય ( મેઘનું ધનુષ્ય, ઇંદ્રધનુષ્ય, વર્ષાઋતુમાં આકાશમાં જે રંગિત કમાન દેખાય છે તે), રણક્ષેત્ર ( રણ=લડાઇ+ક્ષેત્ર=સ્થાન,–લડાઇનું મેદાન, રણભૂમિ ), રસાયનવિકાર ( રસાયનનો વિકાર–મૂળ પદાર્થ બદલાઇ જઈ તદ્દન નવા પદાર્થનું બનવું તે ), રાજ્યતંત્રી ( રાજ્યનો કારભારી ), લગ્નપ્રસંગ (લગ્નનું ટાણું ), વ્રજભાષા ( ગોકુળ મથુરાની ભાષા ), વજ્રલેપ ( વજ્ર=સખ્ત, કઠણ+લેપ=મલમ,–ઊખડે નહિ તેવો લેપ ), વાયુપુત્ર (વાયુના પુત્ર, હનુમાન્ ), વિષયવાસના ( વિષય=ધંધો, રોજગાર; કામ+વાસના=ઇચ્છા,–વિષયની ઇચ્છા ), શિલ્પકળા ( કારીગરીનું કામ ), સત્યપ્રકાશ ( સત્યનો પ્રકાશ, સાચી

વાત અજવાળામાં લાવનાર પત્ર ), સ્વર્ગંગા ( આકાશની ગંગા, સુર-નદી, આકાશમાં જે લાંબો ને ઊજળો પટો દેખાય છે તે ).

અર્ધીકાયા ( કાયાનો અર્ધભાગ, સ્ત્રી-પુર્વપદ ઉત્તરપદનો ભાગ-અવયવ હોય તે ૬ ત. પુ. સમાસ ગણાય છે, મધ્યાહ્ન (દિવસનો મધ્ય ભાગ ), મધ્યરાત્ર ( રાતનો મધ્ય ભાગ ), અચ્છેર ( શેરનું અર્ધું ).

રાજરોગ ( રોગનો રાજા ), રાજમાર્ગ (માર્ગનો રાજા), રાજ-હંસ ( હંસનો રાજા ), આ સમાસમાં ' રાજ ' ઉત્તર પદને બદલે પૂર્વ પદ છે.

નીચે લખેલા શબ્દો ગુજરાતીમાં ઘણીવાર બીજા શબ્દની પછી આવીને ૬ ત. પુ. સમાસ કરે છે.

**આલય સં.** ઠેકાણું—કાર્યાલય ( કાર્ય કરવાનું ઠેકાણું ).

**આશય સં.** સ્થાન—મૂત્રાશય ( મૂત્રનું સ્થાન ).

**નગર ( નેર ) સં.** શહેર—ભાવનગર ( ભાવસિંગજીનું વસાવેલું શહેર ), જામનગર ( જામનું વસાવેલું શહેર ), ચાંપાનેર ( ચાંપાનું વસાવેલું શહેર ).

**પુર સં.** શહેર—ઉદેપુર ( ઉદયસિંગનું વસાવેલું શહેર ), સુર-પુર ( સુર=દેવતા+પુર,–દેવતાનું નગર, અમરાવતી ).

**વાડો-વાડ પ્રા.** રહેઠાણ—ઈંટવાડો ( ઈંટોનું રહેઠાણ ), નાગર-વાડો ( નાગરોનું રહેઠાણ ), રજવાડો ( રાજવંશીઓનું રહેઠાણ ), સરકારવાડો ( રાજકુટુંબનું રહેઠાણ ); કાઠિયાવાડ ( કાઠી લોકોનું રહેઠાણ ), ઝાલાવાડ ( ઝાલાઓનું રહેઠાણ ).

**શાલા સં.** ઠેકાણું—ગજશાલા ( હાથીખાનું ); ધર્મશાળા (મુસાફરોને ઊતરવાનું ઠેકાણું), ગ્રહનિરીક્ષણશાળા ( ગ્રહ+નિરીક્ષણ=તપાસવું તે+શાળા,–ગ્રહોનું અવલોકન કરવાનું સ્થળ ), વેધશાળા ( વેધ=સૂર્ય ચંદ્રના ગ્રહણનો કાળ+શાળા,–આકાશી પદાર્થોની

ગતિ વગેરે જોવાની જગ્યા ); ટંકશાળ ( ટંક–સિક્કા પાડવાનું ઠેકાણું ), દવાશાળા [ દવા ( અરબી ) નું ઠેકાણું ], વિદ્યાશાળા ( વિદ્યાનું ઠેકાણું ).

**સ્થાન** सं. ઠેકાણું—દેવસ્થાન ( દેવનું ઠેકાણું ), સંગ્રહસ્થાન ( જે ઠેકાણે દેશ પરદેશના જોવા લાયક પદાર્થો સંઘરી રાખવામાં આવ્યા હોય તેનું સ્થળ ); પ્રેતસ્થાન ( પ્રેત–ભૂત, પિશાચનું સ્થાન, સ્મશાન ).

**આબાદ** फा. સ્થાન–હૈદરાબાદ (હૈદર+આબાદ,–હૈદરનું સ્થાન).

**ખાનું** फा. ઠેકાણું—કેદખાનું, દવાખાનું, દિવાનખાનું ( બેસવા ઊઠવાનો મુખ્ય ઓરડો ); કારખાનું ( કાર=કામ+ખાનું,–હુનરી કામ ચાલતું હોય તેનું ઠેકાણું ), તોપખાનું; બંદીખાનું ( કેદખાનું ), બબરચીખાનું ( રસોઈ કરવાનું ઠેકાણું, રસોડું ), હાથીખાનું.

**જાદા** फा. દીકરો—શાહજાદા ( શાહનો દીકરો, મુસલમાન રાજપુત્ર ).

**દાન–દાની** फा. ઠેકાણું—કલમદાન, પાનદાન; અત્તરદાની, ગુલાબદાની (ગુલાબજળ રાખવાનું ઠામ), ચાહેદાની, મચ્છરદાની (મચ્છર ન આવે માટે પલંગની આસપાસ ફરતો ઝીણો જાળીવાળો પડદો).

**દુરસ્તી** फा. સારી સ્થિતિ—તંદુરસ્તી (તનની સારી સ્થિતિ).

**નામું** फा. લખાણ—કરારનામું ( કરાર-ઠરાવનું લખાણ ), તહનામું (તહ–સલાહના કરારનું લખાણ); સરનામું (ફા. સર્નામા)– (સર=શિર, માથું+નામું,–બીડેલા કાગળ પર જે નામ ઠામ લખ્યું હોય તે, શિરનામું ), હુકમનામું ( હુકમનું લખાણ, કજિયા સંબંધી સરકાર તરફથી થયેલ ફેંસલો ).

**સ્તાન** फा. ઠેકાણું—અરબસ્તાન ( આરબોનું ઠેકાણું ),

તુર્કસ્તાન, હિંદુસ્તાન; અફઘાનિસ્તાન; બલુચિસ્તાન.

**સપ્તમી તત્પુરુષ**—સંધિ પ્રકરણમાં આવેલા શબ્દો–ધો. ૫ માટે—દેશાટન, ધર્માંધ.

તરુવર ( તરુ=ઝાડ+વર=શ્રેષ્ઠ–ઝાડોમાં શ્રેષ્ઠ, મોટું ઝાડ ), સ્વર્ગવાસ (દેવલોકમાં વાસ, ગુજરી જવું તે), વનવાસ (વનમાં રહેઠાણ).

ધો. ૬ માટે—સંધિ પ્રકરણમાં આવેલા શબ્દો–દિગ્વિજય, સરોવર.

મુનિવર ( મુનિ–યોગીમાં શ્રેષ્ઠ ), નરકવાસ ( નરકમાં રહેઠાણ, પાપ ભોગવવાના સ્થળમાં વાસ ), નરદેવ ( નરમાં દેવ–રાજા ), યુદ્ધકૌશલ્ય ( યુદ્ધમાં કૌશલ્ય–ચતુરાઈ ), વિશ્વવિખ્યાત ( દુનિયામાં પ્રખ્યાત), સર્વવ્યાપક ( સઘળે સ્થળે પ્રસરેલ–ઇશ્વર ).

ધો. ૭ માટે—ઉત્તરાયણ, દક્ષિણાયન, શરણાગત, કવીશ્વર, યોગીંદ્ર, યોગીશ્વર, પુરુષોત્તમ, તલ્લીન.

ગિરિવર ( પર્વતોમાં શ્રેષ્ઠ ), પદબંધ ( પદ=ચરણ+બંધ=બાંધવું તે,–કવિતાના ચરણમાં બાંધવું તે ), દીનદયાળ ( ગરીબને વિષે દયાળ ), નીતિનિપુણ ( નીતિમાં નિપુણ–પૂર્ણ ), શાસ્ત્રનિપુણ ( શાસ્ત્રમાં નિપુણ–હોશિયાર ), વચનસિદ્ધ ( વચનમાં સિદ્ધ, વાણી ફળે તેવો ), વાક્પટુ ( વાક્=વાણી+પટુ=ચતુર,–વાણીમાં ચતુર ), વિદ્યારસિક ( વિદ્યામાં રસિક–પ્રીતિવાળો ), વ્યવહારકુશળ (વ્યવહારમાં સાવધ), શૂરવીર (શૂર–યોદ્ધામાં શ્રેષ્ઠ–બહાદુર), સર્વોત્તમ (સર્વમાં ઉત્તમ), સભાપંડિત ( સભામાં વિદ્વાન્ ), લોકોત્તર ( લોકોને વિષે ઉત્તર; અલૌકિક ).

**અલુક્ તત્પુરુષ**—જે સમાસમાં વિભક્તિના પ્રત્યયનો લોપ થયો નથી હોતો; તેને અલુક્ (અ=નહિ+લુક્=લોપ) તત્પુરુષ સમાસ કહે છે. ઉદાહરણ–કર્તરિપ્રયોગ ( કર્તામાં પ્રયોગ ), કર્મણિપ્રયોગ

( કર્મમાં પ્રયોગ ), ભાવેપ્રયોગ ( ભાવમાં પ્રયોગ ), યુધિષ્ઠિર ( યુધિ=યુદ્ધમાં+સ્થિર, યુદ્ધમાં સ્થિર ), ગળેપડુ, ઘોડેસ્વાર, પગે લાગણુ, વટેમાર્ગુ.

નઞ્ તત્પુરુષ—જે સમાસમાં પૂર્વપદ નકારવાચક अ, अन् કે अण હોય છે, તે નઞ્ તત્પુરુષ સમાસ કહેવાય છે. જેમ, ઘો. ૫ માટે–અકલિત ( અ=નહિ+કલિત=ગણેલું, જાણેલું,–ન ગણાય તેવું, ન સમજાય તેવું ), અખૂટ ( અ+ખૂટ,–ન ખૂટે તેટલું ), અગણિત ( અ+ગણિત=ગણેલું,–ન ગણાય તેટલું, અસંખ્ય ), અચલ ( અ+ચલ=ચાલવું તે,–નહિ ચાલે તેવું, સ્થિર, દૃઢ; પર્વત–કેમકે તે હાલતો ચાલતો નથી ), અજ્ઞાની ( અ+જ્ઞાની=જ્ઞાનવાળા,–જ્ઞાનવાળા નહિ તે, મૂર્ખ, મૂઢ, અજાણ્યો ), અદૃશ્ય ( અ+દૃશ્ય=જોવા યોગ્ય,–ન જોવા યોગ્ય, ન દેખાય તે, અગોચર ), અધર્મ ( અ+ધર્મ=સંસારમાં વર્તવાના જે માર્ગ તે,–ધર્મ નહિ તે, દુરાચાર, અનીતિ ), અધીર ( અ+ધીર=ધીરો; બહાદૂર; દૃઢ; શાન્ત,–ધીરજ વિનાનું, ઉતાવળું; વિશ્વાસ ન કરે તે; અદૃઢ ), અનિયમિત ( અ+નિયમિત,–મુકરર નહિ તે), અનીતિ (અ+નીતિ=સદ્‌ગુણ,–સદ્‌ગુણ નહિ તે, દુરાચાર ), અપાર ( અ+પાર=છેડો,–જેનો છેડો નહિ તે, અમાપ ), અભય ( અ+ભય=બીક,–ભય નહિ તે ), અમર ( અ+મર=મરનાર,–નહિ મરનાર, સ્થાયી; દેવતા), અમૂલ્ય (અ+મૂલ્ય=કિમ્મત,–જેની કિમ્મત ન થઇ શકે તેવું, શ્રેષ્ઠ, ઉપયોગી), અમૃત (અમી)–(અ+મૃત=મરનાર,–ન મરનાર, જે પીવાથી ઘડપણ અને મોત ન આવે તે, સુધા), અયોગ્ય ( અજોગ )–( અ+યોગ્ય=લાયક,–લાયક નહિ તે, અઘટતું, અજુકતું, ગેરવાજબી ), અરાજ્ય ( અ+રાજ્ય,–રાજ્ય નહિ તે ), અલક્ષ્ય ( અલખ )–[અ+લક્ષ્ય=જોવાય તેવું,–લક્ષમાં ન આવે તેવું,

અગોચર, અદૃશ્ય; બ્રહ્મ, પરમાત્મા ( ગોસાંઇ ભીખ માગતી વખત ‘ અલખ ’ શબ્દ બોલે છે )], અશક્ત ( અ+શક્ત=શક્તિમાન્ થયેલું, –શક્તિમાન્ ન થયેલું, નબળું, કમજોર ), અસંખ્ય ( અ+સંખ્ય= ગણતરી થઇ શકે તેવું,–ગણતરી ન થઇ શકે તેવું, અનંત, ઘણુંજ), અસુર (અ+સુર=દેવતા,–દૈત્ય), અહિત (અ+હિત=ભલું,–ભલું નહિ તે, ભુંડું ), અહિંસા (અ+હિંસા=હત્યા,–હત્યા નહિ તે).

ધો. ૬ માટે—અકાલ ( અયોગ્ય વખત ), અકુલીન ( કુળ-હીન, હલકા કુટુમ્બનો ), અકુશળ ( અ+કુશળ=હોશિયાર,–અણુ-કસબી ), અક્રૂર ( અ+ક્રૂર=ઘાતકી,–ઘાતકી નહિ તે, દયાળુ; શ્રીકૃ-ષ્ણના પિતરાઈ કાકા ), અક્ષણિક ( ક્ષણિક નહિ તે, હંમેશનું, સ્થિર ), અક્ષત્રિય ( ક્ષત્રિય વિનાનું ), અગુણી ( ગુણ ન માને તે ), અઘટિત ( અ+ઘટિત=યોગ્ય,–યોગ્ય નહિ તે ), અચૂક ( અ+ ચૂક=ભૂલ,–ભૂલ વિનાનું, નિઃસંદેહ ), અછત ( છત નહિ તે, તંગી, ઓછી પેદાશ ), અધન ( પૈસા વગરનો, ગરીબ ), અધન્ય ( અ+ ધન્ય=નસીબવાન,–અભાગીઓ ), અનિપુણ ( અ+નિપુણ=હોશિયાર,– હોશિયાર નહિ તે, અજ્ઞાન ), અન્યાય ( ન્યાય નહિ તે, જુલમ ), અપથ ( અ+પથ=રસ્તો,–ખરાબ રસ્તો; ધર્મસંબંધી આડો માર્ગ તે ), અપથ્ય ( અ+પથ્ય=કરી, પરેજ,–કરી નહિ તે; કોઈ પણ પ્રકૃતિ બગાડે એવી અથવા અવગુણકારક ચીજ ), અપંડિત ( પંડિત નહિ તે, મૂર્ખ ), અમળ ( અ+મળ=મેલ,–મેલ વગરનું, સ્વચ્છ ), અમંગલ ( અ+મંગલ=શુભ,–અશુભ ), અસહ્ય ( અ+સહ્ય=સહેવા લાયક,–સહેવા લાયક નહિ તે ).

ધો. ૭ માટે—અકરુણ ( અ+કરુણા=દયા,–દયા રહિત, નિ-ર્દય ), અકલ્પિત ( અ+કલ્પિત=બનાવટનું,–બનાવટનું નહિ તે, સાચું;

એકાએક ), અકલ્યાણ ( અ+કલ્યાણ=શુભ,–અશુભ, નઠારું ), અકાય ( અ+કાય=શરીર,–શરીર વિનાનો, રાહુગ્રહ; પરમાત્મા ), અનિત્ય ( અ+નિત્ય=હંમેશનું,–હંમેશ ન રહેનાર, ક્ષણિક, મિથ્યા, જુઠું ), અપચો ( ખાધેલું ન પચવું તે ), અપ્રકટ ( અ+પ્રકટ=પ્રસિદ્ધ,–પ્રસિદ્ધ નહિ તે, ગુપ્ત ), અપ્રસાદ ( અ+પ્રસાદ=મહેરબાની,–મહેરબાની નહિ તે, અકૃપા, ગેરમહેરબાની ), અબુઝ ( અ+બુઝ=કિંમત,–( નથી કિંમત જેને એવું, અક્કલ વગરનું, મૂર્ખ, મૂઢ ), અભાગિયો ( ભાગ્યહીન, કમનસીબ ), અમર્યાદ ( મર્યાદ વગરનું, નિરંકુશ, બેઅદબ; બેસુમાર, અતિશય ), અમિત્ર ( મિત્ર નહિ તે, શત્રુ ), અવર્ગી ( અ+વર્ગી=વર્ગનું,–વર્ગનું નહિ તે ), અવશ ( અ+વશ=તાબેદાર,–તાબેદાર નહિ તે, સ્વતંત્ર, સ્વાધીન ), અવસ્તુ (વસ્તુ નહિ તે, મિથ્યા પદાર્થ), અસત્ય (સત્ય–સાચું નહિ તે, જુઠું), અસભ્ય (અ+સભ્ય=સભાને લાયક,–સભાને લાયક નહિ તે, તોછડું, ઉદ્ધત ), અસમર્થ ( સમર્થ નહિ તે, નબળું, કમજોર ), અસુખ ( સુખ નહિ તે, દુઃખ ), અસ્પષ્ટ ( સ્પષ્ટ–બરાબર સમજાય તેવું નહિ તે ), અસ્વચ્છ ( સ્વચ્છ નહિ તે ).

અનંત ( અન્=નહિ+અંત=છેડો,–છેડો નહિ તે, અપાર ), અનાદર ( અન્+આદર=માન,–માન નહિ તે, અપમાન, બેઆબરૂ ), અનાદિ ( અન્+આદિ=શરૂઆત,–જેની શરૂઆત નથી તે, જૂનું), અનાર્ય ( અન્+આર્ય,–આર્ય નહિ તે,–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય નહિ તે, ઉતરતી જાતના ), અનુપમ (અન્+ઉપમ=સરખાપણું,–સરખામણી વગરનું, અતુલ્ય ), અનેક (અન્+એક,–એક નહિ તે, ઘણાં ), અનાવૃષ્ટિ (અન્+આવૃષ્ટિ=વરસાદ,–વરસાદ નહિ તે), અનુપ (અન્+ઉપ=સરખાપણું,–સરખામણી વગરનું, અનુપમ, અપૂર્વ ), અનાચાર

( અન્+આચાર,–આચાર નહિ તે, શાસ્ત્રવિરુદ્ધ કર્મ ), અનાયાસ ( અન્+આયાસ=શ્રમ,–શ્રમ વગર, સહજ ), અનુપયોગી ( અન્+ ઉપયોગી,–ઉપયોગી નહિ તે ).

અણઘટતું (ઘટતું નહિ તે, અયોગ્ય, નાલાયક), અણસમજ (સમજ નહિ તે, અજ્ઞાનપણું, મૂર્ખતા ), અણબનાવ ( બનાવ નહિ તે, સંપ નહિ તે, ખટપટ, વિરોધ), અણહદ ( હદ વગરનું, અપાર ).

**ઉપપદ સમાસ**—જે તત્પુરુષ સમાસમાં પૂર્વપદ ઘણુંકરીને બીજી વિભક્તિમાં, અને ઉત્તરપદ ધાતુપરથી બનેલા ભાગ હોય છે; તે તત્પુરુષ સમાસને ઉપપદ સમાસ કહે છે. ઉદાહરણ—

કર ( કરનાર )–હિતકર (હિત–કલ્યાણને કરનાર, ફાયદાકારક), દિવાકર ( દિવા અ૦=દિવસ+કર,–દિવસને કરનાર–સૂર્ય ), નિશાકર ( નિશા–રાત્રિને કરનાર–ચંદ્ર ), શંકર ( શમ્=કલ્યાણને+કર,–કલ્યાણને કરનાર–શિવ ); તીર્થંકર ( તીર્થ=તરવાનું સાધન, તેને જે સ્થાપિત કરે તે તીર્થંકર કહેવાય–સંસાર સમુદ્ર તરવાનું સાધન ધર્મ છે, તેની આ જગત્‌માં મજબૂત સ્થાપના કરે છે તેને જૈનો તીર્થંકર, અરિહંત ( કર્મ અરિને હણનાર ), વીતરાગ ( રાગ રહિત ), જિન ( જિતનાર ), જિનેશ્વર, વગેરે નામથી સ્મરણ કરે છે ), ભયંકર ( ભય કરનાર ), ભાસ્કર ( ભાસ્=પ્રકાશ+કર,–પ્રકાશને કરનાર–સૂર્ય ), વણકર ( વણવાનું કરનાર ); કિંકર( કિમ્=શું, કાંઇપણ+કર,–કહેલું કરનાર, ચાકર ), મધુકર ( મધ કરનારો, ભમરો ).

કાર ( કરનાર )–નમસ્કાર ( નમસ્–નમન+કાર=કરવું તે,–નમન કરવું તે ); કુંભકાર ( કુંભાર )–( કુંભ–ઘડાને કરનાર ), ખેતીકાર ( ખેતી કરનાર, ખેડુત ), ગ્રંથકાર ( ગ્રંથને કરનાર, લેખક, પુસ્તક લખનાર), ટીકાકાર (ટીકા કરનાર, ભાષ્ય કરનાર ), મૂર્તિકાર

( મૂર્તિને કરનાર ), લોહકાર ( લોહાર, લુહાર, લવાર )–( લોહ–લોઢાને ઘાટ ઘડનાર ), શાસ્ત્રકાર ( શાસ્ત્ર કરનાર, મુનિ ), ઇતિહાસકાર ( ઇતિહાસ કરનાર ), સાધુકાર ( સાહુકાર )–( સાધુ–શ્રેષ્ટ કામ કરનાર, નાણાવટી, સરાફ ), સુખકાર ( સુખ કરનાર ), સુવર્ણકાર ( સોનાર )–(સુવર્ણ–સોનાને ઘડનાર, સોની, ) સ્મૃતિકાર (સ્મૃતિ–હિંદુ ધર્મશાસ્ત્રના ગ્રંથને કરનાર ).

કારક ( કરનાર )—આશ્ચર્યકારક ( નવાઇ કરનાર ), લાભકારક, હાનિકારક ( નુકસાનકારક ); હિતકારક ( ભલું કરનાર ), નાશકારક, વિસ્મયકારક ( અજાયબી કરનાર ).

ગ ( જનાર )—ખગ ( ખ–આકાશમાં જનાર–પક્ષી ), વિહંગ ( વિહ–આકાશમાં ચાલનાર–પક્ષી ); અનુગ ( અનુ–પાછળ જનાર, સેવક, ચાકર ), પન્નગ [ પદ્=પગ+ન=નહિ+ગ,–પગે નહિ ( પેટ ઘસડીને ) ચાલનાર સર્પ ], ભુજંગ ( ભુજ્=વાંકું વળવું+ગ,–વાંકો વાંકો ચાલનાર, સર્પ ).

ઘ્ન ( હણનાર )–કૃતઘ્ન ( કરેલા ઉપકારને હણનાર ), શત્રુઘ્ન ( શત્રુને હણનાર, રામનો નાનો ભાઇ ).

ચર ( ચાલનાર )–અનુચર ( અનુ=પાછળ+ચર=ચાલનાર,–પાછળ ચાલનાર, સેવક, ચાકર ), જળચર ( પાણીમાં ચાલનાર–રહેનાર પ્રાણી ), ભૂચર ( પૃથ્વીપર ફરનારાં પ્રાણી ), વનચર ( વનમાં ફરતાં પશુ ).

ચારી ( ચાલવાવાળો )—બ્રહ્મચારી ( બ્રહ્મ–વેદવિદ્યા તરફ ચાલવાવાળો–વેદ ભણનાર; બ્રહ્મ–કુમારાવસ્થા પાળનાર ); દુરાચારી ( દુર્–નઠારા+આચારી=આચારવાળો,–નઠારા આચારવાળો, દુર્ગુણી ).

જ ( જન્મનાર )–ખનીજ ( ખની–ખાણમાંથી પેદા થનાર ); ક્ષિતિજ ( ક્ષિતિ–પૃથ્વીથી પેદા થયેલ, દૃષ્ટિમર્યાદા), તનુજ ( તનુ–

શરીરથી જન્મેલ, પુત્ર, દીકરો ), પૂર્વજ ( પૂર્વ-પહેલાં જન્મેલ, બાપ, દાદો, પરદાદો, વગેરે મરણ પામી ગયેલા તે ); અંડજ ( અંડ-ઈંડામાંથી જન્મનાર પ્રાણી ), પંકજ ( પંક-કાદવમાંથી જન્મનાર-કમળ ), દ્વિજ ( દ્વિ-બે જન્મવાળો, પ્રથમ ત્રણ વર્ણ-બ્રાહ્મણ, ક્ષત્રિય, ને વૈશ્ય-માંનો કોઇ શખ્સ, કેમકે તેમને જનોઇ દેવાય છે; બ્રાહ્મણ ), વંશજ ( વંશમાં જન્મેલા, ઓલાદ ), ઉદ્‌ભિજ્જ ( ભેદીને ઉત્પન્ન થનાર ).

**જ્ઞ** ( જાણનાર )—સુજ્ઞ ( સુ-સારી રીતે જાણનાર, સુજાણ ); અજ્ઞ ( અ-નહિ, જાણનાર, મૂર્ખ, બેવકુફ ), ગણેશદૈવજ્ઞ [ ગણેશ ( વિશેષનામ છે )+દૈવ=નસીબ+જ્ઞ,-નસીબને જાણનાર જોશી ); કૃતજ્ઞ (કૃત-કરેલા ઉપકારને જાણનાર ), તત્ત્વજ્ઞ ( તત્ત્વ-પરમાત્માને જાણનાર, બ્રહ્મજ્ઞાની, ફિલસુફ ), રસજ્ઞ ( રસને જાણનાર, રસિક ).

**દ** ( આપનાર )—દુઃખદ ( દુઃખને આપનાર ) એથી ઉલટો શબ્દ સુખદ ( સુખને આપનાર), ધનદ ( ધનને આપનાર-કુબેર ).

**દમન** ( દમનાર )—સર્વદમન ( સર્વને દમનાર-તાબે કરનાર, ભરત, શકુન્તલાનો પુત્ર ); દેહદમન ( દેહને દમવું તે ).

**દા** ( આપનાર )—નર્મદા (નર્મન્=ક્રીડા; ક્રીડાને આપનારી, એને કિનારે ઘણાં ક્રીડાસ્થાન છે), પ્રેમદા (પ્રેમને આપનાર, પ્રેમી સ્ત્રી).

**દાયી-દાઈ** ( આપનાર )—આનંદદાઇ ( આનંદને આપનાર ), સુખદાઇ, દુઃખદાઇ.

**દાયક** (આપનાર)—દુઃખદાયક (દુઃખને આપનાર), એથી ઉલટો શબ્દ સુખદાયક ( સુખને આપનાર ), બોધદાયક ( બોધને આપનાર ), ત્રાસદાયક ( ભય આપનાર ).

**ધર** ( ધારણ કરનાર )-છડીધર ( છડી ધરનારા-ચોબદાર ), ધુરંધર ( ધુર=ધોસરી, બોજો+ધર,-બોજો ઉપાડનાર, મુખ્ય ); ગિરિ-

ધર (ગિરિ–પર્વતને ધારણ કરનાર–શ્રીકૃષ્ણ), ગંગાધર (ગંગાને ધારણ કરનાર, મહાદેવ), ધરણીધર (ધરણી–પૃથ્વીને ધારણ કરનાર, વિષ્ણુ), હળધર (હળને ધરનાર, શ્રીકૃષ્ણના મોટાભાઇ બળદેવજી.)

**ધા** (ધારણ કરનાર)—વસુધા (વસુ–દ્રવ્યને ધારણ કરનાર, પૃથ્વી).

**ધાર–ધારી** (ધારણ કરનાર)—સૂત્રધાર (સુથાર)–(સૂત્ર–દોરીને ધારણ કરનાર, દોરી પકડનાર, સુથાર; નાટક મંડળીનો ઉપરિ), આજ્ઞાધારી (આજ્ઞાપાળક).

**પ** (પાળનાર)—નૃપ (નૃ=નર, પુરુષ+પ,–પુરુષોને પાળનાર, રાજા), ભૂપ (ભૂ–પૃથ્વીને પાળનાર, રાજા), ગોપણો–ગાયને પાળનાર, ગોવાળીઓ), મહીપ (મહી–પૃથ્વીને પાળનાર, રાજા), અધિપ (અધિકનું અધિ થયું છે. અધિક–ઘણાંનું રક્ષણ કરનાર).

**પાલ** (પાળનાર)—ગોપાલ (ગોવાળ)–(ગાયોને પાળનાર, ગોવાળીઓ, શ્રીકૃષ્ણ), ગોપાલદાસ (ગોપાલનો દાસ), ભૂપાલ (ભૂ–પૃથ્વીને પાળનાર, રાજા).

**પૂજક** (પૂજનાર)–મૂર્તિપૂજક (મૂર્તિને પૂજનાર).

**ભંજન** (ભાંગનાર)–પરદુઃખભંજન (પરદુઃખ ૬ ત. પુ. સ.+ ભંજન,–પારકાના દુઃખને ભાંગનાર. છેલ્લા પદ સાથે જેવો સમાસ હોય, તેવો આખો સમાસ ગણાય છે).

**રંજન** (ખુશી કરનાર)–મનોરંજન (મનને ખુશી કરનાર); જનરંજન (માણસને ખુશી કરનાર).

**વદા** (બોલનારી)—પ્રિયંવદા (મીઠું બોલનારી).

**વાદી** (બોલનાર)—સત્યવાદી (સાચું બોલનાર).

**વર્ધક** (વધારનાર)–બુદ્ધિવર્ધક (બુદ્ધિને વધારનાર).

વેધક-વેધુ ( વિંધનાર )—હ્રદયવેધક (હ્રદયને વિંધનાર ); ચિત્ત-વેધક ( મનને વિંધનાર ); મચ્છવેધુ ( માછલાને વિંધનાર ).

**શાલી** ( શોભનાર. શાલ્ધાતુ-શોભવું )—બુદ્ધિશાલી ( બુદ્ધિવડે શોભનાર ); ભાગ્યશાલી ( ભાગ્યવડે શોભનાર ).

**સ્થ** ( રહેનાર )—ગૃહસ્થ ( ગૃહ-ઘર માંડીને રહેનાર, સંસારી, આબરૂદાર, અયાચક બ્રાહ્મણ ), સ્વસ્થ ( સ્વ-પોતાની સ્થિતિમાં રહેનાર, શાન્ત ), મધ્યસ્થ ( વચમાં રહેનાર, બે પક્ષનું સમાધાન કરનારા જે ત્રાહિત વચમાં પડેલા તે ), સ્વર્ગસ્થ ( સ્વર્ગમાં રહેનાર ).

**હર** ( હરનાર )—પ્રાણહર ( પ્રાણ-જીવને લેનાર ); વિઘ્નહર ( વિઘ્નને હરનાર; ગણપતિ ).

લાંચખાઉ ( લાંચખાનાર ), વાટપાડુ (વાટે લુંટનાર), ડાગધાલુ ( ડાગ કરનાર ).

## ફારસી ઉપપદ સમાસ.

**અંદાજ** ( ફેંકનાર )—ગોલંદાજ (ગોળા ફેંકનાર ), તિરંદાજ ( તીર ફેંકનાર ).

**કશ** ( ખેંચનાર )—બાકૅશ ( ભાર ખેંચનાર-વહાણ ); તારકશ ( તાર ખેંચનાર ).

**કુન** ( કરનાર )—કારકુન ( ફા. કાર્કુન-દફતર લખનાર ).

**ખોર** ( ખાનાર કે કરનાર )—હરામખોર ( હરામ-ગેરવાજબી કરનાર, જેનું અન્ન ખાધું હોય તેનું બુરૂં કરનાર, કૃતઘ્ન ) એથી ઉલટો શબ્દ હલાલખોર ( હલાલ-વાજબી કરનાર, જેનું અન્ન ખાધું હોય તેનો બદલો વાળનાર, કૃતજ્ઞ ); દારૂખોર ( દારૂ પીનાર ), દગાખોર ( દગો કરનાર ), ઈર્ષાખોર ( ઈર્ષા કરનાર-અદેખા ), પતરાજીખોર, મસ્તીખોર, શેખીખોર.

ગર-ગરો-ગરી-ગરૂં (કરનાર)—કારીગર (કારી-ધંધો કરનાર, હુનરી), ચુડગર, જાદુગર, સોદાગર (સોદો કરનાર, વેપારી); કળાગરો-રી-રૂં (કળા પ્રમાણે કરનાર), કાજગરો-રી-રૂં (કામ કરનાર, શક્તિમાન; લાડકું), વાતગરો-રી-રૂં.

ગાર-ગારો (કરનાર)—ગુનેહગાર (અપરાધી, અધર્મી), જુલમગાર, પરહેજગાર (પરહેજ-કરી પાળનાર, ખાવાપીવામાં કરી પાળનાર), મદદગાર; કામણગારો (કામણ કરનાર, મોહ પમાડનાર, મોળવી નાંખે તેવો).

ગીર (જીતનાર)-જહાંગીર (જહાં-દુનિયાને જિતનાર, એક પાદશાહનું નામ છે), આલમગીર (આલમ-દુનિયાને જિતનાર, એક પાદશાહનું નામ છે), તમાશગીર (અરબી તમાશા-ખેલ કરનાર).

દાન (જાણનાર)-કદરદાન (કદરને જાણનાર, ગુણજ્ઞ).

દાર (રાખનાર)-થાણદાર (થાણાનો અમલદાર), વહીવટદાર (વહીવટ કરનાર, કારભારી, મામલતદાર), છડીદાર (છડીને રાખનાર-પોકારનાર, ચોબદાર), ફોજદાર, મજમૂદાર (પરગણાનો હિસાબ રાખનાર અમલદાર, દફતરદાર), મામલતદાર (પરગણાનો વસુલાતી અધિકારી), મોજણીદાર (માપણી કરનાર).

બર (લઈ જનાર)-પેગંબર (ફા. પયગામ-સંદેશો લઈ જનાર, ઇશ્વરને ત્યાંથી સંદેશો લઇ જનાર).

બંદ-(બાંધનાર)-નાલબંદ (ઘોડાને નાળ જડનારો), હથિયારબંધ.

બાજ (ખેલનાર)-કસરતબાજ, કુસ્તીબાજ, દગલબાજ, નજરબાજ.

માલ (ઘસનાર)-રૂમાલ (રૂ-મોં લૂછવાનો કડકો).

**૩. કર્મધારય સમાસ:**—(૧). જે સમાસમાં પૂર્વપદ વિશેષણ અને ઉત્તરપદ વિશેષ્ય હોય તે **કર્મધારય સમાસ** કહેવાય છે. કર્મ =ક્રિયા, ધારય=ધારણ કરનાર=સંબંધ રાખનાર–કર્મધારય સમાસમાં બંને પદો એકજ ક્રિયા સાથે સંબંધ રાખનાર હોય છે એટલે એકજ વિભક્તિમાં હોય છે.

**ધો. ૫ માટે**—સંધિ પ્રકરણમાંના શબ્દો–દ્વિતીયાંશ, કાળાંતર ( પૂર્વપદ વિશેષ્ય છે ), રૂપાંતર, દેશાવર, પરમાર્થ, મિષ્ટાન્ન, પકવાન્ન, સારાંશ, પરમાત્મા, પરમાનંદ, મિથ્યાભિમાન, મહાત્મા, પરમેશ્વર, પરેશ, શુભોપમા, સદ્ગ્રંથ, સદાચાર, સત્પુરુષ.

કરુણરવ ( દયા ઉપજાવે એવો સાદ ), જવાંમર્દ ( જુવાન મરદ ), તત્કાળ ( તે વખત ), દીર્ઘદષ્ટિ ( લાંબી નજર ), મનહરપુરી [ મનહર ( મનને હરનાર ) ઉપપદ સમાસ+પુરી,–મનને હરનારી પુરી ], મહાભારત ( મોટું ભારત–પાંડવ અને કૌરવના વર્ણનનું વીરરસ કાવ્ય; મોટી લડાઈ, મોટું કામ), મહારાજ ( મોટો રાજા, શહેનશાહ ), મહાસાગર ( મોટો દરિયો ), સર્વસ્વ ( સર્વ=સઘળી+ સ્વ=દોલત,–સઘળી દોલત ), હાઇકોર્ટ ( ઇન્સાફની મોટી અદાલત ), હેડમાસ્તર ( મુખ્ય શિક્ષક ).

**ધો. ૬ માટે**—સંધિ પ્રકરણમાંના શબ્દો–દિવ્યાંગના, પરમાણુ, પીતાંબર, સ્થળાંતર, ભાષાંતર, ગુપ્તોત્તર, સદ્ગુણ, સદ્બોધ, સદ્વિચાર, સદ્વિદ્યા.

જન્માંતર ( બીજો જન્મ, પરલોક ), દેશાંતર ( બીજો દેશ ), પૂજ્યભાવ ( કોઈના તરફ પૂજ્ય લાગણી ), મહાકષ્ટ ( મોટું દુઃખ ), મહારાજ્ય ( મોટું રાજ્ય ), લંબચોરસ, વજ્રછાતી ( કઠણ હૈયું ), વર્તમાનકાળ ( ચાલતો વખત ), શીઘ્રકવિ ( ઉતાવળથી કવિતા

કરનાર—જોડનાર ), શ્વેતસમુદ્ર, સંયોગીભૂમિ ( જોડનાર ભૂમિ ).

ધો. ૭ માટે—સંધિ પ્રકરણમાંના શબ્દો—અષ્ટમાંશ, બાલ્યાવસ્થા, સર્વાંગ, અવસ્થાંતર, મહાશય, આદીશ્વર, મહેશ, મહેશ્વર, પુરુષોત્તમ, મહર્ષિ, પરમૈશ્વર્ય, મહૈશ્વર્ય, ઉત્તમૌષધિ, અધોગતિ, સદ્દગતિ, સદ્બુદ્ધિ, સદ્દમાર્ગ, સત્કર્મ, સચ્ચરિત, સજ્જન, સચ્છાસ્ત્ર, સચ્છીલ.

એકનિષ્ઠા ( એક=અડગ+નિષ્ઠા=ધર્મ ઉપર શ્રદ્ધા,—ધર્મ ઉપર અડગ શ્રદ્ધા ), આદિનાથ ( આદિ—પહેલા ધણી, જૈન ધર્મના પ્રથમ તીર્થંકર, આદીશ્વર, ઋષભદેવ ), કૃષ્ણપક્ષ ( અંધારીઉં, વદ ), શુકલપક્ષ ( અજવાળીઉં, સુદ ), ચિરંજીવી ( લાંબી મુદત જીવનાર ), જૂનાગઢ, દીનભાવ (દીન—ગરીબ ભાવ, ગરીબાઇ), પુણ્યકર્મ ( પવિત્ર કામ ), મહાદેવ ( મોટા દેવ, શિવ ), મહારાષ્ટ્ર—માહારાષ્ટ્ર ( મરાઠા ) —( મોટો દેશ, એક દેશનું નામ; તે દેશના વતની તે મરાઠા ), યુવઋતુ ( જુવાની ), યુવરાજ ( યુવાન રાજા, પાટવી કુંવર ), વર્નાક્યુલર સોસાઇટી ( વર્નાક્યુલર=સ્વદેશી—સ્વદેશી ભાષા+સોસાઇટી =મંડળી,—સ્વદેશી ભાષા સંબંધી મંડળી ), સદભિમાન ( સત્+અભિમાન,—સાચું અભિમાન ), સાંપ્રતકાળ ( હાલનો વખત ).

(૨). પ્ર, અપ, અવ, અતિ, સુ, પ્રતિ, ઉપ, કુ, વગેરે સંસ્કૃત અવ્યયો બીજા શબ્દની પૂર્વે જોડાઇ **કર્મધારય સમાસ** બને છે.

ધો. ૫ માટે—સંધિ પ્રકરણમાંના શબ્દો—ઉપાખ્યાન, દુષ્કાળ.

પ્રપૌત્ર (પ્ર=ઉત્પત્તિ+પૌત્ર=પુત્રનો પુત્ર,—પૌત્રનો પુત્ર), અપયશ (અપ—ખરાબ યશ, અપકીર્તિ, ગેરઆબરૂ); અવગુણ (અવ=નઠારો+ગુણ=ફાયદો,—ગેરફાયદો, એબ, દોષ); દુર્મતિ (દુર્=નઠારી+મતિ=બુદ્ધિ,—નઠારી બુદ્ધિ); સુગંધ (સુ—સારી ગંધ, સારી વાસ, ખુશબો),સુવાસ(સુ,+વાસ=

ગંધ, બો,–સારી ગંધ, ખુશબો ), સુવાસ ( સુ+વાસ=રહેઠાણ,–સારૂં રહેઠાણ, સારો નિવાસ ); સુવાક્ય ( સારૂં વાક્ય, સારૂં ભાષણ ); સપુત ( સારો દીકરો ); સવેળા ( સારો વખત, વખતસર ); પ્રતિધ્વનિ ( પ્રતિ=ઉલટું+ધ્વનિ=અવાજ, ઉલટો અવાજ, પડઘો ); ઉપગ્રહ ( ઉપ=ઉતરતો+ગ્રહ,–મોટા ગ્રહની આસપાસ ફરનારા, ચંદ્ર ); કુટેવ ( ખરાબ ટેવ ); કુવાક્ય ( નઠારાં વચન ); કજાત ( નઠારી જાત, હલકા કુળનું, નીચ ); કવેળા ( નઠારો વખત ).

ધો. ૬ માટે—સંધિ પ્રકરણમાંના શબ્દો–ઉપેંદ્ર, દુર્ગુણ, દુર્દશા, સ્વચ્છ.

પ્રખ્યાત ( પ્ર=વિશેષ+ખ્યાત=વખણાયલો,–વિશેષ વખણાયલો, નામાંકિત, જાહેર ), પ્રબળ=શ્રેષ્ઠ+બળ=જોર,–શ્રેષ્ઠ જોર; જોરાવર ), અપકીર્તિ ( અપ=ખરાબ+કીર્તિ=યશ,–ખરાબ યશ, અપજશ, બેઆબરૂ ), દુરાચાર ( દુર્–ખરાબ આચાર–ચાલ ), દુર્ગતિ ( ખરાબ ગતિ, નરક ), દુર્ભાગ્ય ( નઠારૂં નસીબ ), સુકીર્તિ ( સુ=સારો+કીર્તિ=યશ,–સારો યશ, સારી નામના ), સવા ( સ=સારો+વા,–સારો વા ); ઉપવન ( ઉપ=નાનું+વન=જંગલ,–બાગ, વાડી ); કુકર્મ ( કુ=નઠારૂં+કર્મ=કામ,–નઠારૂં કામ ), કુસંપ ( સંપથી ઉલટું, અણબનાવ ), કમોત ( નઠારૂં મરણ; ખૂનથી, ડુબ્યાથી, વગેરેથી એકાએક મોત થાય તે ).

ધો. ૭ માટે—સંધિ પ્રકરણમાંના શબ્દો–દુર્ગંધ, દુર્બળ, પ્રત્યાઘાત, પ્રત્યુપકાર, સ્વલ્પ.

પ્રભાત ( પ્ર=શ્રેષ્ઠ+ભાત=પ્રકાશાયલું,–શ્રેષ્ઠ પ્રકાશાયલું, સવાર, પ્રાતઃકાળ); દુર્વ્યસન (ખરાબ ટેવ); અતિવૃષ્ટિ (અતિ=ઘણો+વૃષ્ટિ=વરસાદ,–ઘણો વરસાદ), અતિશ્રમ (ઘણી મહેનત); સુબોધ (સારો બોધ,

સારૂં જ્ઞાન), સુમાર્ગ (સારે માર્ગે), પ્રતિપક્ષ (પ્રતિ=સામો પક્ષ, પ્રતિવાદી, શત્રુ); ઉપરાજ્ય (ઉપ=નાનું રાજ્ય, તાબાનું રાજ્ય), ઉપનામ (ઉપ=નાનું+નામ,-પદવી, હોદ્દો, ખેતાબ).

ફારસી:—બદબો (બદ=ખરાબ+બો=વાસ,-ખરાબ વાસ, દુર્ગંધ): ખુશમિજાજ (ખુશ=સારો સ્વભાવ); ગેરબંદોબસ્ત (ગેર=નઠારો બંદોબસ્ત, અવ્યવસ્થા), બદદુઆ (બદ=નઠારી+દુઆ=આશિષ,-નઠારી આશિષ, શાપ).

(૩). પૂર્વપદ નામ હોય પણ તે ઉત્તરપદના વિશેષણ તરીકે વપરાયલું હોય, તો તે સમાસ **કર્મધારય** છે.

ધો. ૫ માટે—સંધિપ્રકરણમાંના શબ્દ—ગરુડેશ્વર.

કુટુમ્બપ્રીતિ (કુટુમ્બરૂપ પ્રીતિ), પુંકેસર (પું=નર+કેસર=તંતુ,—નરરૂપ તંતુ), સ્ત્રીકેસર (સ્ત્રીરૂપ તંતુ).

ધો. ૬ માટે—સંધિપ્રકરણમાંના શબ્દ—અગ્નીશ્વર.

કન્યારત્ન (કન્યારૂપ રત્ન), કમળનયન (કમળરૂપ આંખ), કવિજન (કવિરૂપજન), હૃદયકમળ (હૃદયરૂપી કમળ).

ધો. ૭ માટે—સંધિપ્રકરણમાંના શબ્દ—દેવર્ષિ, બ્રહ્મર્ષિ.

અમૃતપાક (અમૃત=જે પીવાથી માણસ અમર થાય છે તે+પાક,=અમૃત જેવો પાક), અરુણપ્રકાશ (અરુણ=સૂર્ય, સૂર્યનો સારથિ, પીળો રાતો રંગ+પ્રકાશ,—અરુણ જેવો પ્રકાશ), કાવ્યમાળા (કાવ્યરૂપ માળા), જ્ઞાનનીર (જ્ઞાનરૂપ જળ), ભવજળ (ભવ=સંસારરૂપ જળ), ભવસાગર (સંસારરૂપી સમુદ્ર), સંસારસાગર, સ્ત્રીરત્ન (સ્ત્રીરૂપી રત્ન).

(૪). પૂર્વપદને ઉત્તર પદની ઉપમા આપી હોય તો તે સમાસ કર્મધારય છે. ઉદાહરણ—નરસિંહ (સિંહ જેવો નર), નેત્રકમળ (કમ-

ળ જેવું નેત્ર ), મુખચંદ્ર ( ચંદ્ર જેવું મુખ અથવા મુખ એજ ચંદ્ર ), રાજર્ષિ (ઋષિ જેવા રાજા), સ્વામિનારાયણ ( નારાયણ જેવા સ્વામી ).

( ૫ ). એ વિશેષણો સાથે આવી સમાસ બને તે **કર્મધારય** સમાસ છે.

સંધિ પ્રકરણમાંના શબ્દ—ભિન્નાભિન્ન, પૂજ્યારાધ્ય.

અસ્તવ્યસ્ત ( અસ્ત=આથમેલું+વ્યસ્ત=વિપરીત,-વેરણખેરણ ), ઓછુંવત્તું, ઉચ્ચનીચ, છિન્નભિન્ન ( ફાટુંતૂટું, વિખરાયલું ), થોડુંઘણું, ભલુંભુંડું, ગાંડાઘેલો.

**૪. દ્વિગુ સમાસઃ**—જે સમાસમાં પૂર્વપદ સંખ્યાવાચક વિશેષણ હોય, અને સમાસમાં સમૂહનો અર્થ હોય તે **દ્વિગુ સમાસ** કહેવાય છે. આ સમાસ કર્મધારય સમાસનો પેટા ભાગ છે. દ્વિગુમાં દ્વિ (બે) સંખ્યાવાચક વિશેષણ હોવાથી આ સમાસ યાદ રાખવો સહેલો પડે છે.

**ધો. ૫ માટે**—સંધિ પ્રકરણમાંના શબ્દો-પંચાગ્નિ, પંચાંગ, સપ્તર્ષિ.

ત્રિલોકી-ત્રૈલોકય [ત્રણ લોક-દુનિયા ( સ્વર્ગ, મૃત્યુ, ને પાતાળ)નો સમૂહ], ચોઘડીઉં, ચાતુર્માસ (ચોમાસું), પંચમહાલ, પંચવટી (પાંચ વટ -વડનો સમૂહ ), અઠવાડીઉં ( આઠવારનો સમૂહ ).

**ધો. ૬ માટે**—સંધિપ્રકરણમાંના શબ્દ-બારાક્ષરી.

ત્રિદોષ ( વાત, પિત્ત, અને કફ એ ત્રણ પ્રકારના સંયોગે થતો રોગ; મુઝારો ), ત્રિભુવન ( ત્રણ ભુવન-સ્વર્ગ, મૃત્યુ, ને પાતાળ-નો સમૂહ ), ચોખૂટ ( ચારે બાજૂમાં ), ચોપાસ, ખટઋતુ ( છ ઋતુ-વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત, અને શિશિર ), ખટરસ ( છ રસ-ખાટો, ખારો, કડવો, મીઠો, તીખો, અને તુરો ), નવરાત્ર ( નવ રાતનો સમૂહ ).

ધો. ૭ માટે—સંધિ પ્રકરણમાંના શબ્દો-પંચામૃત, ષોડશોપ-ચાર, ષડ્ગુણ, ષડ્રિપુ, ષણ્માસ.

દુપટ્ટો ( બે પડવાળો, ખેસ ), દોદશ ( બંને દિશાનો સમૂહ ), દ્વિકર ( બે હાથ ), દ્વિજાતિ ( બેવાર જન્મનાર જાતિ—બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય; કેમકે તેમને જનોઇ દેવાય છે તે બીજીવાર જન્મ થયો કહેવાય છે ), ત્રિગુણ ( સત્ત્વ, રજસ્, અને તમસ્ એ ત્રણ ગુણ ), ચતુર્વેદ ( ચાર વેદ—ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વ વેદ ), પંચગવ્ય ( ગાયથી ઉત્પન્ન થયેલાં પાંચવાનાં—દૂધ, દહીં, ઘી, મૂતર, અને છાણ ), પંચરાત્ર, પંચશીલ ( પાંચ સદ્ગુણ —અહિંસા, અસ્તેય ( ચોરી ન કરવી ), એક પત્નીવ્રત, સત્ય, અને માદક પદાર્થનો ત્યાગ ), પાંચશેરી, ષટ્કર્મ ( બ્રાહ્મણનાં છ કર્મ—વેદ ભણવા અને ભણાવવા, પૂજન કરવું અને કરાવવું, દાન આપવું ને લેવું ), અષ્ટાવધાન ( અષ્ટ=આઠ+અવધાન=લક્ષ,—એકજ વખતે આઠ ઠેકાણે લક્ષ રાખવું તે ), નવટાંક, દશશેરી, બારમાસી ( બાર માસનો સમૂહ—વાર્ષિક; બારે માસ ફૂલ આવ્યા કરે તેવો છોડ ), ચોસઠકળા ( માણસને પ્રવીણ થવાની ૬૪ યુક્તિઓ; સર્વગુણસંપન્ન ).

૫. **બહુવ્રીહિ સમાસ:**—(૧). એમાં પહેલું પદ વિશેષણ અને બીજું પદ વિશેષ્ય હોય છે; અને આખો સમાસ બીજા શબ્દનો ગુણ બતાવે છે. આ સમાસ સમજાવવાને 'જે'ની પહેલી સિવાયની હરકોઇ વિભક્તિ વાપરવી પડે છે. બહુવ્રીહિ શબ્દજ પોતે બહુવ્રીહિ સમાસ છે. બહુવ્રીહિ=બહુ છે વ્રીહિ ( ડાંગર જેની પાસે એવો ( પુરુષ ).

મૃગલોચનનો અર્થ મૃગ જેવાં લોચન થતો હોય તો કર્મધારય સમાસ, પણ મૃગલોચની ( સ્ત્રી ) નો અર્થ મૃગ જેવાં લોચન છે

જેનાં થતો હોય તો તે બહુવ્રીહિ સમાસ છે.

ધો. ૫ માટે—સંધિ પ્રકરણમાંના શબ્દો—શ્વેતાંબર; દિગમ્બરી.

અશ્વમેધ ( અશ્વ=ઘોડો+મેધ=હોમવું તે,—ઘોડો હોમાય છે જેમાં તે, ચક્રવર્ત્તી રાજાથીજ થતો યજ્ઞ ), એકદળ [ એક છે દળ જેમાં એવી ( વનસ્પતિ ) ], દ્વિદળ [ બે છે દળ જેમાં એવી ( વનસ્પતિ ) ], પતિવ્રતા [ પતિ=સ્વામી+વ્રત=નિયમ+આ=ના. જા. પ્ર.,—પતિ છે વ્રત જેનું એવી ( સ્ત્રી ); શિયળ પાળનારી સ્ત્રી ], મુસળધાર [ મુસળ—સાંબેલા જેવી છે ધાર જેની એવો ( વરસાદ ) ], સ્વયંવર ( સ્વયં—જાતે વરે છે કન્યા, વર જેમાં તે ), ત્રિરાશિ ( ત્રિ=ત્રણ+રાશિ=પદ,—ત્રણ છે પદ જેમાં, ત્રણ પદ પરથી ચોથું પદ શોધી કાઢવાની રીત ).

ધો. ૬ માટે—સંધિ પ્રકરણમાંના શબ્દો—કૃતાર્થ, દશાંશ, પીતાંબર, ગોળાકાર, ઘંટાકાર, ત્રિકોણાકાર, શુંડાકાર, નરાદિ, ઇંદ્રાદિ, પ્રચ્છાદિક, જિતેંદ્રિય, ઇત્યાદિ, ત્ર્યંબક.

અષ્ટખુણ ( આઠ છે ખુણા જેના એવો આકાર ), ચોખુણ, કૃતકૃત્ય ( કૃત=કરાયલું, પ્રાપ્ત થયલું+કૃત્ય,—પ્રાપ્ત થયલાં છે કૃત્ય જેનાં ), નમ્રતાપૂર્વક ( નમ્રતા છે પૂર્વ જેમાં ), વિધિપૂર્વક ( વિધિ—રીતિ છે પૂર્વ જેમાં, રીતિ પ્રમાણે ), પુણ્યશ્લોક [ પુણ્ય=પવિત્ર+શ્લોક=નામ,—પવિત્ર છે નામ જેનું; તે ચાર ગણાય છે—નળ, યુધિષ્ઠિર, જનક, જનાર્દન ( વિષ્ણુ ) ], ભાવકર્તૃક ( ભાવ છે કર્ત્તા જેનો ), વિદ્યુદ્વાહક (વિદ્યુત્—વીજળી છે ઝટ વહેનાર જેમાં એવો ), હસમુખો ( હસતું છે મુખ જેનું તે ).

ધો. ૭ માટે—સંધિ પ્રકરણમાંના શબ્દો—લોહિતાંગ, કંકણાકાર, ગજાનન, દશાનન, પર્વતાદિ, વર્તુળાકાર, મન્વાદિ, પિત્રાદિ, ચતુરંગી, ષટ્પદ, તપોધન.

ચતુર્ભૂજ ( ચતુર્–ચાર છે ભૂજ–હાથ જેના; વિષ્ણુ ), ચતુર્મુખ ( ચાર છે મુખ જેનાં; બ્રહ્મા ), પંચમુખી ( પાંચ છે મુખ જેનાં; મહાદેવ ), ચિન્તાશીલ ( ચિન્તા છે શીલ–સ્વભાવ જેનો એવો; ફિકરમંદ ), દાનશીલ ( દાન છે સ્વભાવ જેનો; દાનદેનાર ), વિચારશીલ ( વિચાર છે સ્વભાવ જેનો; વિચારવાળો ), શંકાશીલ ( શંકા છે સ્વભાવ જેનો; શંકાવાળો ), ત્રિલોચન ( ત્રણ છે લોચન–આંખ જેનાં; શિવ ), દ્વ્યર્થ ( દ્વિ=બે+અર્થ,–બે છે અર્થ જેના તે ), નિયમપૂર્વક ( નિયમ છે પૂર્વ જેમાં, નિયમ પ્રમાણે ), મત્સ્યગંધા [ મત્સ્ય=માછલું+ગંધ+આ=ના. જા. પ્ર.,–માછલાંના જેવી છે ગંધ જેની એવી (સ્ત્રી) ], ધૂમકેતુ ( ધૂમ=ધુમાડો+કેતુ=ચિહ્ન,–ધુમાડો છે ચિહ્ન જેનું એવો; પૂછડીઆ તારા), વીસભૂજ (વીસ છે ભૂજ–હાથ જેના; રાવણ), શતપદી ( શત=સો+પદ=પગ+ઇ=વાળો,–સો છે પગ જેના એવો; કાનખજુરો ), સમધાત ( સમ=બરાબર+ધાતુ=વસ્તુ,–બરાબર છે વસ્તુ જેમાં; સાધારણ ), સ્વરસંવાહક ( સ્વર–અવાજને, છે લઇ જનાર ગુણ જેમાં એવો).

(૨). અવ, નિસ્–નિર્, વિ, સુ, અ, અન્, કુ, ન, સ, સહ સંસ્કૃત અવ્યયો બીજા શબ્દની પૂર્વે જોડાઇ **બહુવ્રીહિ સમાસ** બને છે.

ધો. ૫ માટે—સંધિપ્રકરણમાંના શબ્દો–નિરંતર, નિર્બળ, નિર્મળ, નિરાશ, નિર્ધન, નિષ્ફળ, નિષ્કામ, નિસ્તેજ.

નિર્દોષ ( નિર્–નથી દોષ જેમાં; દોષ વગરનું ), નિરુદ્યમી ( નિર્+ઉદ્યમી,–નથી ઉદ્યમ જેને, ઉદ્યમ વગરના ), નિર્ભય ( નથી ભય જેને; બીક વગરનું), વિધવા [ વિ=મૃત+ધવ=ધણી+આ=ના. જા-પ્ર –મૃત છે ધણી જેનો. એવી ( સ્ત્રી ), રાંડીરાંડ ], વિમળ ( વિ=વિના+મળ=મેલ,–નથી મળ જેમાં; મેલ વગરનું, સ્વચ્છ, નિર્મળ ), સુવાસિત (સુ =

સારી+વાસિત=વાસવાળો,-સારી છે વાસ જેની; સારી વાસવાળું ), સુશોભિત ( સુ=ઘણી+શોભિત=શણગારેલું,-ઘણી છે શોભા જેની; ઘણું શોભિતું, સુંદર ), અનાથ ( નથી ધણી જેનો, આશ્રય આપનાર નથી એવો, નિરાધાર, દીન, લાચાર ), અપુષ્પ [ નથી પુષ્પ-ફૂલ જેમાં એવી ( વનસ્પતિ ) ], અપૂર્વ ( નથી પૂર્વ-પહેલાં જેનું; પહેલાં ન બન્યું હોય તેવું, અસાધારણ ), અલૌકિક ( નથી જોડ લૌકિક-દુનિયામાં જેની એવું ), અવિનાશી ( અ+વિનાશી=નાશવાળો,-નથી નાશ જેનો એવો; અમર, પરમાત્મા, બ્રહ્મ ).

ધો. ૬ માટે—સંધિપ્રકરણમાંના શબ્દો-અપાંગ, સાક્ષર, સાક્ષી, સાનુકૂળ, સાર્થક, સેંદ્રિય, નિર્જન, નિર્જળ, નિર્મૂળ, નિષ્કપટી, નિશ્ચિન્ત.

નિર્દય ( નથી દયા જેમાં; દયા વગરનો, ઘાતકી ), નિર્લજ્જ ( નથી લાજ જેને; લાજ વગરનું, બેઅદબી ), અકર્મક [ અ=નહિ+કર્મ+ક પ્રત્યય,-નથી કર્મ જેમાં એવું ( ક્રિયાપદ ) ], અવ્યય [અ,+વ્યય=ફેરફાર,-નથી ફેરફાર જેમાં એવા ( શબ્દ ) ], કુબુદ્ધિ ( કુ=નઠારી+બુદ્ધિ,-નઠારી છે બુદ્ધિ જેની એવો ), સકર્મક ( સ=સાથે+કર્મ+ક,-સાથે છે કર્મ જેમાં એવું ( ક્રિયાપદ ) ], સફળ ( ફળ સહિત, લાભદાયક ), સમુદ્ર ( સ=સાથે+મુદ્રા=મર્યાદા,-મર્યાદા સાથે ).

ધો. ૭ મા—સંધિપ્રકરણમાંના શબ્દો-નાસ્તિક, સાષ્ટાંગ, સહાધ્યાયી, સહોદર, નિરર્થક, નિર્મુખ, નિર્વાટ, નીરસ, નીરોગ, નીરવ, નિષ્કલંક, નિષ્પાપ, નિઃશંક, નિઃસંશય.

નિરભિમાન (નથી અભિમાન જેને; અભિમાન વગરનું), નિરાકાર ( નિર્+આકાર,-નથી આકાર જેનો; વિષ્ણુ, શિવ, પરમાત્મા), નિરાધાર ( નિર્+આધાર,-નથી આધાર જેને; આધાર વગરના ), વિમુખ ( વિ=ઉલટું+મુખ,-ઉલટું છે મુખ જેનું; પ્રતિકૂલ, વિરુદ્ધ, વિપરીત ), સુવા-

સિક ( સુ=સારી+વાસ=ગંધ+ઇક=વાળું,–સારી છે ગંધ જેની; સારી ગંધવાળું ), અશક્ય ( નથી શક્ય જેનું; ન થઈ શકે એવું, અસાધ્ય ), અશુભ ( નથી શુભ જેનું; અમંગળ ), અસમાન ( નથી સમાન–બરોબર જેનું; બરોબર નહિ તે, ઓછુંવધતું, નાનુંમોટું ), અ-સ્પર્શ ( અ,+સ્પર્શ=અડકવું તે,–ન અડકાય તેવું; ન અડકેલું તેવું ), અનુત્તમ ( અન્=નહિ+ઉત્તમ=શ્રેષ્ઠ,–નથી શ્રેષ્ઠ જેનું; જેનાથી બીજું શ્રેષ્ઠ ન હોય તેવું, અપૂર્વ ), સધીર ( ધીરજની સાથે, ધૈર્યવાળું ), સહકુટુંબ ( કુટુંબની સાથે ).

ફારસી–ખૂબસૂરત (ખૂબ=સારી+સૂરત=શિકલ,–સારી છે શિકલ જેની એવો ), બેહદ ( બે=નહિ+હદ,–નથી હદ જેની; હદ વગરનું, અતિશય ), બેકાળજી ( નથી કાળજી જેની; કાળજી વગરનું ), બેકદર ( બે,+કદર=ગુજ,–નથી ગુજ જેને એવો ), બેનમૂન ( બે,+નમૂન=નમૂનો,–નથી નમૂનો જેનો; જેની બરાબર બીજો નમૂનો નથી તે, ઘણુંજ સુંદર ), બેસૂર ( નથી સૂર–સ્વર જેનો; ગાયનના સૂર વગરનું ); કમબખ્ત ( કમ=ઓછું+બખ્ત=નસીબ,–ઓછું છે નસીબ જેનું તે; ઓછા નસીબવાળો, ભાગ્યહીન ), કમજોર, કમનજર, બદમાશ ( બદ=ખરાબ+મઆશ (અ.)=વર્તન,–ખરાબ છે વર્તન જેનું તે ).

( ૩ ), બહુવ્રીહિ સમાસમાં બંને પદો એકજ વિભક્તિમાં હોય છે, પણ કોઈક પ્રસંગે જુદી જુદી વિભક્તિમાં હોય છે. ઉદાહરણ–દામોદર ( દામન્=માળા+ઉદર=પેટ,–માળા છે પેટ ઉપર જેના એવા; વિષ્ણુ ), ચક્રપાણિ ( ચક્ર=વિષ્ણુનું હથિયાર+પાણિ=હાથ,–ચક્ર છે હાથમાં જેના એવા; વિષ્ણુ ), પદ્મનાભ ( પદ્મ=કમલફૂલ+નાભ=દૂંટી,–પદ્મ છે દૂંટીમાં જેના; વિષ્ણુ ), શારંગપાણિ ( શારંગ=વિષ્ણુનું ધનુષ્+પાણિ,–શારંગ છે હાથમાં જેના; વિષ્ણુ ), પિનાકપાણિ

(પિનાક=શિવનું ધનુષ્+પાણિ,–પિનાક છે હાથમાં જેના; શિવ), શૂલપાણિ (શૂલ=ભાલો છે હાથમાં જેના; શિવ), ભાલચંદ્ર (ચંદ્ર છે ભાલ–કપાળમાં જેના; શિવ), વીણાપાણિ (વીણા–તંબુરો છે હાથમાં જેના; નારદમુનિ).

(૪). મારામારી, ઝપાઝપી, ધબાધબી, લડાલડ, વઢાવઢ આવા સમાસો બહુવ્રીહિમાં ગણાય છે.

**૬. અવ્યયીભાવ સમાસ:**—જે સમાસમાં પૂર્વપદ અવ્યય હોય, અને આખો સમાસ અવ્યય તરીકે વપરાયો હોય: તેને **અવ્યયીભાવ** (અવ્યય ન છતાં અવ્યય થવું) સમાસ કહે છે. ઉદાહરણ– યથાશક્તિ (યથા=જેમ, પ્રમાણે+શક્તિ,–શક્તિ પ્રમાણે. યથા અવ્યય છે, શક્તિ નામ છે, યથાશક્તિ અવ્યય છે એટલે શક્તિ નામ છતાં અવ્યય થયો છે), પ્રતિદિન (દરરોજ), યાવચ્ચંદ્રદિવાકરૌ (યાવત્ =જ્યાંસુધી+ચંદ્ર+દિવાકર=સૂર્ય,–સૂર્યચંદ્ર તપે ત્યાંસુધી); યથાવિધિ (વિધિ પ્રમાણે), યથાસ્થિત (પૂર્વે જે સ્થિતિ હોય તેમ); પ્રતિક્ષણે (દરેક ક્ષણે), પ્રતિવર્ષે (દરવર્ષે), બેશક (શંકા વગર), યથાક્રમ (અનુક્રમ પ્રમાણે), યથાજ્ઞાન (પોતપોતાની સમજ પ્રમાણે), યથાન્યાય (ન્યાય પ્રમાણે), યથારુચિ (રુચિ પ્રમાણે), યથાર્થ (અર્થ પ્રમાણે, બરોબર); યથેચ્છ (યથા+ઇચ્છા;–ઇચ્છા પ્રમાણે), હરઘડી (ઘડીએપલકે, વારેવારે), હરરોજ (દરરોજ), હરવર્ષ (દરવર્ષે).

**૭. મધ્યમપદ લોપી સમાસ:**—સમાસનો વિગ્રહ કરતાં વચ્ચે બીજા શબ્દો ઉમેરવા પડે, તે **મધ્યમપદ લોપી સમાસ** કહેવાય છે. આ સમાસમાં મધ્યમ પદનો લોપ હોય છે માટે તેનું નામ મધ્યમપદલોપી પાડેલ છે. ઉદાહરણ—

ધો. ૫ માટે—કલ્પવૃક્ષ ( કલ્પ=ઇચ્છા+વૃક્ષ,-ઇચ્છા પૂરનારૂં વૃક્ષ ), ગોરજ ( ગો-ગાયોથી ઊડતી ધૂળ ), જ્ઞાનતંતુ ( જ્ઞાન આપનાર તંતુ ), ધર્મદારા ( ધર્મ=ધર્મશાસ્ત્ર+દારા=સ્ત્રી,-ધર્મશાસ્ત્ર પ્રમાણે પરણેલી સ્ત્રી ), વિષુવવૃત્ત ( વિષુવ=જ્યાં સૂર્ય હોવાથી રાત્રિ-દિવસ સરખાં થાય છે તે બિંદુ+વૃત્ત=ગોળ,-વિષુવમાં જનાર વૃત્ત-પૃથ્વીના મધ્ય ભાગે વિષુવ બિંદુમાં થઈને જનાર વૃત્ત ), શિલાલેખ ( શિલાપર કોતરેલ લેખ ).

ધો. ૬ માટે—ક્રિયાપદ ( ક્રિયા બતાવનાર પદ ), ગજમુક્તા ( ગજ=હાથી+મુક્તા=મોતી,-હાથીના માથાનું મોતી ), ગુરુત્વાકર્ષણ ( ગુરુત્વ=ભાર+આકર્ષણ,-ભાર ઉત્પન્ન કરનાર આકર્ષણ ), પાયદળ ( પાય=પગ+દળ=લશ્કર,-પગે ચાલનાર લશ્કર ), મધમાખ ( મધ બનાવનાર માખી ), વિરામચિહ્ન ( વિસામો લેવાનો બતાવનાર નિશાની ), હોકાયંત્ર ( હોકા=દિશા+યંત્ર,-દિશા બતાવનાર યંત્ર ),

ધો. ૭ માટે—વિક્રમોર્વશી, અભિજ્ઞાનશકુન્તલા ( અભિ-જ્ઞાન-ઓળખાણથી, વીંટીથી પ્રાપ્ત થયેલી છે શકુન્તલા જેમાં એવું નાટક ), પવનચક્કી ( પવન વડે ચાલનાર ઘંટી ), હયદળ ( ઘોડાપર બેસીને લડનાર લશ્કર ), કામધેનુ ( કામ=ઇચ્છા+ધેનુ=ગાય,-ઇચ્છા પૂરનારી સ્વર્ગની ગાય ), ખાંડકેરી ( ખાંડ પાયેલી કેરી ), ગોળ-પાપડી ( ગોળથી બનેલી પાપડી ), જળકૂકડી ( જળમાં રહેનાર કૂકડી), ધર્મયુદ્ધ ( ધર્મના-યુદ્ધના નિયમ પ્રમાણે યુદ્ધ-લડવું તે ), લક્કડકામ ( લાકડાનું બનાવેલું કામ ), લોકવખાણ ( લોકે કરેલાં વખાણ ).

નીચે લખેલા શબ્દો બીજાની પૂર્વે આવીને સમાસ કરે છે, એ સમાસ કઇ જાતનો બન્યો છે તે વિદ્યાર્થીઓને બતાવવું.

અંતર્:—૧. માંહે—ધો. ૬ માટે—અંતર્ગોળ ( અંતર્+ગોળ, -માંહેથી પોલો એવો જે ગોળ આકાર તે, ગગનાકાર ) એથી ઉલટો

શબ્દ બાહ્યગોળ ( બાહ્ય–બહારથી છે ગોળાકાર જેનો એવો ), અંતર્યામી ( અંતરજામી )–( અંતર્+યામી=રોકનાર,–માંહેથી રોકનાર, આત્મા; પરમાત્મા ), અંતર્લાપિકા ( અંતર્+લાપિકા=ઉખાણું, કોહડો,–એકાદા વાક્યમાં કે કવિતામાં અક્ષરો એવી રીતે ગોઠવેલા હોય કે તેમાંથી થોડા અક્ષર લઇએ તો બીજો અર્થ નીકળે ).

ધો. ૭ માટે—અંતઃકરણ ( અંતઃ=માંહેથી+કરણ=કરનાર,–માંહેથી કરનાર; મન, હૃદય ), અંતઃપુર ( અંતઃ=માંહે+પુર=શહેર,–સ્ત્રીઓને બેસવાનો ઘરની અંદરનો ઓરડો, જનાનખાનું, રણવાસ ).

અંતરાત્મા ( અંતર્+આત્મા,—અંદરનો આત્મા, જીવ, પ્રાણ; મન, અંતઃકરણ ), અંતરિક્ષ ( અંતર્+ઈક્ષ=જોવું તે,–માંહેથી જોવું તે; આકાશ, આસમાન ), અંતર્ગત ( અંતર્+ગત=ગયેલો,–માંહે ગયેલો, વિસ્મૃત;ગુપ્ત), અંતર્ચક્ષુ ( અંતર્+ચક્ષુ=આંખ,–ભિતર જોઇ શકે તેવાં ચક્ષુ ), અંતર્જ્ઞાન ( અંતર્+જ્ઞાન=જાણવું તે,–માંહેનું જાણવું તે, ભિતરની વાતનું જે જ્ઞાન તે ), અંતર્ત્વચા ( અંતર્=અંદર+ત્વચા=છાલ,–અંદરની છાલ, અંતરછાલ) અંતર્દશા ( અંતર્+દશા=હાલત,–ભિતરની ખરી હાલત, મનની સ્થિતિ ), અંતર્દાહ ( અંતર્+દાહ=બળવું તે,–અંદરનું બળવું તે, મનનો બળાપો ), અંતર્દૃષ્ટિ ( અંતર્+દૃષ્ટિ જોવું તે, નજર,–અંદરનું જોવું તે, આત્માનું ચિન્તન કરનાર ), અંતર્દ્વાર (અંતર્+દ્વાર=બારણું,–માંહેનું બારણું, ચોર દરવાજો), અંતર્ધાન (અંતર્+ધાન=ધારણ કરવું તે,–સંતાઈ જવું તે, લોપ), અંતર્ધ્યાન ( અંતર્+ધ્યાન=ધ્યાન ધરવું તે,–મનમાં ધ્યાન ધરવું તે, સમાધિ ), અંતર્ભાવ ( અંતર્+ભાવ=વૃત્તિ,–અંતરની વૃત્તિ, મનનો ભાવ, અભિપ્રાય ), અંતર્વૃત્તિ ( અંતર્+વૃત્તિ=હાલત,-મનની હાલત; અંતર્ભાવ ).

૨. વચમાં—અંતઃપટ ( અંતઃ=વચમાં+પટ=લૂગડું,—વચ્ચેનું લૂગડું, પડદો; લગ્ન વખતે વરકન્યાની વચ્ચે જે આડો પડદો ધરવામાં આવે છે તે ), અંતરાય ( અંતર્+આય=જવું તે,–વચમાં જવું તે, વિઘ્ન, હરકત ).

નઃ—નહિ—નગ ( ન=નહિ+ગ=જનાર,—નહિ જનાર, પર્વત, ઝાડ ), નપુંસક [ન=નહિ+પુંસ=મરદ+ક પ્રત્યય,—મરદ નહિ તે, હીજડો, પાણી વગરનું; નાન્યતર ( વ્યાકરણમાં )], નાસ્તિ ( ન=નહિ+અસ્તિ=છે,—છે નહિતે; નથી), નક્ષત્ર (ન+ક્ષત્ર=નાશ પામે તે,—નાશ ન પામે તે).

ગુજરાતી શબ્દો—નકામું ( ઇચ્છા વગરનું, અમથું; બીન રોજગારી; ફળવગરનું ); નજીવું ( માલ વગરનું ); નગણું ( ગુણ વગરનું, કૃતઘ્ની, નિમકહરામ ), નછોરવું (છોકરા વગરનું, વાંઝિયું ), નધણિયાતું (ધણી વગરનું), નનામું (લખનારનું નામ ન હોય તેવું, નામ વગરનું ), નપગું ( પગ વગરનું, લંગડું; મૂળ વગરનું, ખોટું ), નફકરૂં ( ફિકર વગરનું, કાળજી વગરનું ), નમાયું ( મા વગરનું ), નમાલું ( માલ વગરનું, શક્તિ વગરનું ), નમેરૂં ( મહેર—દયા વગરનું, નિર્દય ).

'ન' પૂર્વ પદવાળા શબ્દો નઞ્ ત. પુ. સ. છે.

પરઃ—૧. પારકું, બીજું—ધોરણ ૫ માટે—પરદેશ ( પારકો દેશ, જન્મભૂમિથી દૂર મુલક તે ), પરરાજ્ય ( પર=બીજું+રાજ્ય,—જે રાજ્યમાં પોતે રહેતો હોય તેથી બીજું રાજ્ય; સ્વદેશમાં પરદેશીનું રાજ્ય ), પરગજુ ( પર=પારકી+ગજુ=ગરજ મટાડનાર,—પારકાની ગરજ મટાડનાર ), પરગામ ( બીજું ગામ ), પરઘર ( પારકું ઘર ), પરધન ( પારકું ધન ).

ધો. ૬ માટે—પરપ્રકાશક ( પર=પારકું+પ્રકાશક=પ્રકાશનાર,—પારકાના તેજથી પ્રકાશનાર ), પરલોક ( પર=બીજી+લોક=દુનિયા,—બીજી દુનિયા, મુવા પછી જ્યાં જઈ વસવું થાય છે તે—સ્વર્ગ ), પરદારા ( પર=પારકી+દારા=સ્ત્રી,—પારકી સ્ત્રી ), પરદુઃખભંજન ( પર+દુઃખ+ભંજન=ભાગનાર,—પારકાનું દુઃખ ભાગનાર—મટાડનાર ), પરનિંદા ( પારકી નિંદા કરવી તે ).

ધો. ૭ માટે—પરધર્મ ( પારકો ધર્મ, પોતાના કુલધર્મથી

બીજો ધર્મ તે ), પરસ્ત્રી (પારકી સ્ત્રી, પરદારા), પરકાયા ( પર=બીજું+કાયા=શરીર,–જીવે બીજાની કાયામાં પ્રવેશ કરવો તે ), પરકીયા ( પારકાની સ્ત્રી ), પરપેંઠ (પર=બીજી+પેંઠ,–ત્રીજી વારની હુંડી–' હુંડી, પેંઠ, પરપેંઠ ' ), પરવશ (પર+વશ=તાબે,–પારકાને તાબે, પરાધીન, પરતંત્ર), પરસ્વાધીન (પારકાને સ્વાધીન–તાબે; પરાધીન, પરતંત્ર), પરહસ્તગત ( પર+હસ્ત=હાથ+ગત=ગયેલું,–પારકાને હાથ ગયેલું ).

૨. મોટું—ધો. ૭–પરબ્રહ્મ ( પર=મોટો+બ્રહ્મ,–મોટો બ્રહ્મ, જગદીશ્વર, પ્રભુ ), પરાર્થ ( પર+અર્થ,–મોટો અર્થ ).

૩. દૂર—ધો. ૬–પરોક્ષ ( પર=દૂર+અક્ષિ=આંખ,–નજર ન પડે તેમ, ગેરહાજરીમાં, પ્રત્યક્ષથી ઉલટું ).

પરમ:—સૌથી શ્રેષ્ઠ–પરમપદ (પરમ=શ્રેષ્ઠ+પદ=સ્થાન,–મોક્ષપદ), પરમપ્રિય ( ઘણુંજ વહાલું ).

પુનર્:—ફરીથી–ધો. ૫ માટે—પુનર્લગ્ન ( પુનર્=ફરીથી+લગ્ન=જોડાયલાં, ફરીથી પરણવું તે, પુનર્વિવાહ, વિધવાવિવાહ ).

ધો. ૬ માટે—પુનરાવર્ત ( પુનર્+આવર્ત=પાછા ફરવું તે,–ફરીથી પાછા ફરવું તે ).

ધો. ૭ માટે—પુનર્જન્મ (પુનર્+જન્મ=જન્મવું તે,–મુવા પછી ફરીથી જન્મ લેવો તે ), પુનર્ભવ ( પુનર્=ફરીથી+ભવ=થવું તે, જન્મ,–ફરીથી જન્મ, બીજો જન્મ ), પુનરપિ ( પુનર્+અપિ=પણ,–ફરીથી પણ ), પુનરુક્તિ ( પુનર્+ઉક્તિ=બોલવું તે,–ફરીથી બોલવું તે ), પુનરુદ્ધાર ( પુનર્+ઉદ્ધાર=બહાર લઇ લેવું તે,–સંસારસમુદ્રમાંથી ફરીથી બહાર કાઢવું તે, ફરીથી કલ્યાણ કરવું તે ), પુનઃસંસ્કાર ( પુનર્+સંસ્કાર=યોગ્યતા આણનાર ક્રિયા,–દારૂ માંસાદિ ખાવાથી બ્રાહ્મણ ઇત્યાદિને ફરીથી પવિત્ર કરવાને જે ક્રિયા કરે છે તે ).

**સ કે સહ પૂર્વપદવાળા સમાસ બહુવ્રીહિ હોય છે.**

**સ-૧. સાથે–ધો. ૫**—સફળ ( સ=સાથે+ફળ=ભાગ,–ભાગ સાથે, સઘળું, આખું, સર્વે ), સતેજ (તેજદાર, વધારે જાગ્રત્); સપુષ્પ ( પુષ્પ–ફૂલ સહિત ), સબળ ( બળ સહિત ), સકારણ (સ+કારણ=હેતુ,–હેતુ સહિત ), સકેશ ( વાળવાળું ), સજળ ( જળ–પાણી સહિત, ભીનું ), સધન ( ધન સહિત, ધનવાન, પૈસાદાર ), સધવા ( સ=સાથે+ધવ=ધણી+આ=ના. જા. પ્ર.,–જેનો ધણી હયાત છે તેવી સ્ત્રી ).

**ધો. ૬ માટે**—સગર્ભ ( ગર્ભવાળું ), સરસ ( રસસહિત, સુંદર, નવું ), સહર્ષ ( હર્ષસહિત, આનંદી ), સકોપ ( કોપ–ગુસ્સા સહિત ), સક્રોધ ( ક્રોધ–ગુસ્સાસહિત, ક્રોધમાં આવેલું ), સચિત્ર ( ચિત્રસહિત ), સચેતન ( સ+ચેતન=આત્મા,–આત્માસહિત, જીવવાળું; જાગ્રત, સાવધ ), સટીક (ટીક–ટીકા સહિત, સમજુતી સહિત પુસ્તક), સદય ( સ+દયા,–દયાળુ ), સદોષ ( દોષસહિત, દોષવાળું, અપરાધી, ખોટું ), સનાથ (નાથ–ધણી સહિત, રક્ષિત), સનાદ (નાદ–અવાજ સહિત), સપ્રમાણ ( પ્રમાણ–આધાર સહિત ), સમર્યાદ (મર્યાદા–હદવાળું, પાસે, માનવંત), સરોષ (રોષ–ગુસ્સા સહિત, ક્રોધી), સલજ્જ (લજ્જા સહિત), સશક્ત (શક્તિ સહિત, જોરાવર, મજબૂત), સશોક ( શોકયુક્ત, દુઃખપીડિત ), સસૈનિક ( સિપાઈ સાથે ), સસ્નેહ ( સ્નેહ–પ્યાર સહિત ), સાદર ( આદર–માન સહિત ), સાનંદ ( આનંદ–ખુશી સહિત ), સાપરાધ ( અપરાધવાળો ), સાશ્ચર્ય ( આશ્ચર્ય–અચંબા સહિત )·

**ધો. ૭ માટે**—સજીવ ( જીવવાળું, જીવતું ), સજોડું (સ્ત્રી–પુરુષનું જોડું, વરવહુ ), સાવધ ( સ+અવધ ( સં. અવધિ )=સીમા, હદ; વખત,–ધ્યાન સહિત, સાવધાન, સાવચેત, જાગ્રત,

હોશિયાર ); સકામ ( કામ-ઇચ્છા સહિત, ફળની ઇચ્છા સહિત; સકામ ભક્તિ=ફળની ઇચ્છા સહિત ભક્તિ તે, અને ફળની ઇચ્છા વગર ભક્તિ તે નિષ્કામ ભક્તિ ), સક્રિય ( સ,+ક્રિયા=કાર્ય, કામ,-કાર્ય સાથે; ચંચળ ), સપરિવાર ( પરિવાર-છોકરાંછૈયાં સહિત ), સપિંડ ( પિંડ સંબંધવાળાં સગાં ), સપ્રેમ ( પ્રેમ સહિત ), સવા ( સં. સપાદ, પાદ-પા સહિત; સવાદશ=દશ+પા ), સવિસ્તર ( વિસ્તાર સહિત ), સવિસ્મય ( વિસ્મય-આશ્ચર્ય સહિત ), સહૃદય ( હૃદય -પ્યાર સહિત, માયાળુ, દયાળુ, વિદ્વાન્ માણસ ), સાકાર ( આકાર સહિત, મૂર્તિમાન્ ), સાડા ( સં સાર્ધ. સ=સાથે+અર્ધ,-અર્ધ સહિત; સાડા ત્રણ-ત્રણ+અર્ધો ), સાનંદાશ્ચર્ય ( સ+આનંદ+આશ્ચર્ય,-આનંદ સાથે આશ્ચર્ય ), સાવધાન ( અવધાન-ધ્યાન સહિત, જાગ્રત્ ).

સગણ ( સ+ગણ=સમૂહ, શિવની સેનાનાં ટોળાં,-ગણ સહિત-શિવ ), સગુણ ( આકાર ભાવાદિક ગુણ સહિત જે હોય તે ), સગુણભક્તિ ( આકાર વગેરે ગુણવાળા ઈશ્વરની ભક્તિ ), સચરાચર [ સચર ( સ +ચર=ચાલવું તે, ચાલવાપણા સહિત-જીવવાળા )+અચર ( અ=નહિ+ચર =ચાલવું તે,-ચાલવાપણું નથી એવા-જીવ વગરના ),-સચર અને અચર પદાર્થમાં વ્યાપી રહેલ-પરમેશ્વર ], સાંગોપાંગ ( સ+અંગ+ઉપાંગ,-અંગ અને ઉપાંગ સહિત, આખું, સહીસલામત ), સાદ્યંત ( સ+આદિ+અંત,- આદિ અંત સહિત, બધું, સઘળું ), સાર્દ્ર ( સ+આર્દ્ર=ભીનું ). ભીનું.

૨. સમાન-સરખું—ધો. ૬ માટે—સમાન ( સરખા માન-માપવાળાં, બરાબર ), સમાનાર્થ [ સમાન=સરખા+અર્થ,-એકજ અર્થના ( શબ્દો ) ], સવર્ણ ( સ+વર્ણ=રંગ, અક્ષર, જાત,-એકજ સ્થાનથી બોલાતા અક્ષર; એકજ જાતનું ).

ધો. ૭ માટે—સમ ( સ+મ=માપ,-સરખું છે માપ જેનું તે, તુલ્ય ), સરૂપ ( સરખું રૂપ, એકજ જાતનું ), સગોત્ર ( સરખું

છે ગોત્ર જેનું; એકજ ગોત્રના ), સજાતિ ( સરખી છે જાત જેની; સરખી જાતના, તેજ જાતિના ), સધર્મી ( સ+ધર્મી=ધર્મવાળા, –એક ધર્મવાળા ).

સદૃશ્ ( સ+દૃશ્=જોવું તે,–સરખું ), સાદૃશ્ય ( સદૃશ્=સરખું+ય=પણું–સરખાપણું–મળતાપણું; છબી ), સારૂપ્ય ( સરૂપ=સરખું રૂપ+ય=પણું,–સરખારૂપપણું–સમાનતારૂપ મુક્તિ ), સોદર ( સ=સમાન+ઉદર=પેટ,–એકજ માતાને પેટ જન્મેલ, સગો ભાઇ ), સોદરા ( સગી બે'ન ).

સહ:—૧. સાથે–ધો. ૫ માટે–સહવાસ ( સે'વાસ )–( સહ=સાથે+વાસ=વસવું તે,–સાથે વસવું તે, પરિચય, સંબંધ ).

ધો. ૬ માટે—સહજ ( સહ,+જ=જન્મનાર,–સાથે જન્મનાર, જન્મથી સાથે હોય તેવું, સ્વાભાવિક, કુદરતી; થોડી મહેનતે થાય તેવું, સુલભ ), સહાય ( સહ,+અય=જનાર,–સાથે જનાર, મદદગાર ( પણ ગુજરાતીમાં 'સહાય' નો અર્થ મદદ થાય છે ) ], સહાયક ( સહ+અય્=જવું+અક=કરનાર,–સાથે જનાર, મદદગાર ).

ધો. ૭ માટે—સહકારી ( સહ,+કારી=કરવાવાળાં,–સાથે કામ કરનાર–મદદગારી ), સહગમન ( સહ,+ગમન=જવું તે,–સાથે જવું તે–પતિ મરી ગયાથી તેની સ્ત્રીએ તેના શબ સાથે બળી મરવું તે, સતી થવું તે ), સહચરી ( સહ,+ચરી=જવાવાળી,–સાથે જવાવાળી, સખી, બેનપણી, સહીયર, ધર્મપત્ની ), સહવર્તમાન ( સહ,+વર્તમાન=હોતું,–સાથે હોતું; સાથે, જોડે ).

૨. સમાન–સરખું—સહોદરા ( સહ+ઉદર+આ=ના. જા. પ્ર.,–સમાન છે ઉદર જેનું એવી; સગી બે'ન ).

સત:—સારૂં–સત્કૃતિ ( સત+કૃતિ=કરવું તે,–સારૂં કૃત્ય, પુણ્યકૃતિ, સદ્ગુણી કામ ), સત્ક્રિયા ( સત+ક્રિયા=કામ,–સારાં કામ, રૂડાં

આચરણ ), સત્ત્વ ( સત્=હોવું, થવું, સાચું, સારૂં+ત્વ=પણું,-હોવાપણું, થવાપણું, દ્રવ્ય, સાર, રસ, બળ, પ્રકૃતિના ત્રણ ગુણ ( સત્ત્વ, રજ, અને તમ ) માંનો એક ગુણ ], સત્પાત્ર ( સદ્ગુણી માણસ ), સત્પુત્ર ( ઉત્તમ પુત્ર ), સદ્ગૃહસ્થ ( સત્+ગૃહસ્થ=આબરૂદાર,-સારો આબરૂદાર, માનવંતો પુરુષ ), સદ્ધર્મ ( સત્+ધર્મ,-સાચો ધર્મ, સદાચાર), સદ્ભાવ (સત્+ભાવ=ઇચ્છા,-સારી ઇચ્છા), સદ્વર્તન (સત્+વર્તન=વર્તવું તે,-સારૂં વર્તવું તે, સારી ચાલચલગત ), સદ્વસ્તુ (સત્=સારી, ખરી+વસ્તુ=ચીજ, દ્રવ્ય, પદાર્થ, નાટક વગેરેનો વિષય,-સારી વસ્તુ, ખરી વસ્તુ), સદ્વાસના ( સત્+વાસના=ઇચ્છા,-સારી ઇચ્છા ), સન્મિત્ર ( સત્=સાચો+મિત્ર,-સાચો મિત્ર ), સદાચરણ ( સત્+આચરણ=ચાલ,-સારી ચાલ ).

સ્વઃ—પોતાનું-ધો. ૫ માટે-સ્વચ્છંદી ( સ્વ=પોતાનું+છંદ=ઇચ્છા+ઈ=વાળો,-પોતાની ઇચ્છા પ્રમાણે ચાલનાર, સ્વાધીન, જંગલી ), સ્વજન ( પોતાનું માણસ ), સ્વદેશ ( પોતાનો મુલક ), સ્વરૂપ ( પોતાનું રૂપ, ચહેરો, સ્વભાવ ), સ્વકુટુંબ ( પોતાનું કુટુમ્બ ), સ્વનગર ( પોતાનું નગર ), સ્વરાજ્ય [ પ્રજાસત્તાક રાજ્ય, દેશીનું ( પરદેશીનું નહિ ) રાજ્ય ], સ્વવશ ( પોતાને તાબે ), અસ્વસ્થ ( અશાન્ત, રોગી, દુઃખી ).

ધો. ૬ માટે—સ્વપ્રકાશક ( પોતાના તેજથી પ્રકાશનાર ), સ્વગૃહ ( સ્વ,+ગૃહ=ઘર,-પોતાનું ઘર ), સ્વજાતિ ( પોતાની જાત ), સ્વજાતીય ( પોતાની જાતનું ), સ્વનાશ ( પોતાનો નાશ ), સ્વરક્ષણ ( પોતાનું રક્ષણ ), સ્વેચ્છા ( સ્વ+ઇચ્છા,-પોતાની ઇચ્છા, પોતાની મરજી ).

ધો. ૭ માટે—સ્વકર્તવ્ય ( સ્વ,+કર્તવ્ય=કામ, ફરજ,-પોતાની

ફરજ ), સ્વકલ્પિત ( સ્વ,+કલ્પિત=અનુમાન કરેલું,-પોતાનું અનુમાન કરેલું, પોતાની કલ્પનાનું ), સ્વકીય ( પોતાનું, ખુદનું ), સ્વકીયા ( પોતાની પરણિયત સ્ત્રી ), સ્વકૃત્ય ( સ્વ,+કૃત્ય=કામ, ફરજ,-પોતાની ફરજ ), સ્વજ ( સ્વ+જ=જન્મેલું,-પોતાની મેળેજ જન્મેલું; છોકરો: પરસેવો), સ્વજા (છોકરી), સ્વતઃ (પોતાની મેળે, પોતાથી, જાતે), સ્વધર્મ ( પોતાનો ધર્મ ), સ્વભૂમિ ( પોતાનો દેશ ), સ્વરાષ્ટ્ર ( સ્વ,+રાષ્ટ્ર =દેશ,-પોતાનો દેશ), સ્વહિત ( પોતાનું કલ્યાણ ), સ્વાધ્યાય (સ્વ,+ અધ્યાય=પાઠ,-પોતાનો પાઠ), સ્વીય (પોતાનું), સ્વોપાર્જિત [ સ્વ,+ ઉપાર્જિત=મેળવેલું,-પોતે મેળવેલું (ધન વગેરે) ].

**સ્વયં**:—પોતાની મેળે-સ્વયંભૂ ( સ્વયં,+ભૂ+હોનાર,-પોતાની મેળે હોનાર, વિષ્ણુ, શિવ ).

## ફારસી.

કમઃ-ઓછું-ધો. ૫-કમજોર ( ઓછા બળવાળું, અશક્ત ); ધો. ૬-કમસમજ ( ઓછી અક્કલ ); ધો. ૭-કમનસીબ ( ઓછા નસીબવાળું, ભાગ્યહીન ).

કમઅક્કલ ( ઓછી બુદ્ધિવાળો ), કમકદર ( કમ=થોડી+અરબી કદ્ર=બુજ,-થોડી બુજ કરનાર ), કમકૂવ્વત ( કમ,+કૂવ્વત [ અ. ] =બળ,-બળ વિનાનું, અશક્ત ), કમખર્ચ ( ઓછો ખર્ચ, કરકસર ), કમજબાન ( કમ,+જબાન=જીભ, બોલી, ભાષા,-થોડું બોલનાર, ભુંડું બોલનાર ), કમજાત ( કમ=હલકી+જાત,-હલકા કુટુમ્બનું, વર્ણસંકર, હરામી ), કમજાદે ( ઓછુંવધતું ), કમજીસ્ત ( ઓછી શક્તિનું, કાયર ), કમતર ( ઘણુંઓછું ), કમતરીન (સૌથી ઓછું), સંસ્કૃત **તર** અને **તમ** પ્રત્યયના અર્થમાં ફારસીમાં **તર** અને **તરીન** પ્રત્યય છે. કમતાકત ( કમ,+તાકત=બળ,-થોડા બળવાળું, નબળું ),

કમતોલ ( ઓછું તોલ ), કમનજર ( ટૂંકી નજરનું; થોડી મહેરબાની), કમસુખન ( કમ,+સુખન=ભાષણ,–ખરાબ ભાષણ, અપશબ્દ ).

ખુશ:—સારૂં—ખુશખબર ( સારી ખબર, શુભ વર્તમાન ), ખુશનુમા ( ફા. ખુશ્નુમા=ખુશ લગાડે તેવું, સુંદર ), ખુશબખ્તી ( ખુશી થવાનો વખત, હર્ષ ), ખુશબો ( ખુશ+બો=વાસ,–સારી વાસ, સુગંધ ), ખુશામદ–( ખુશ+આમદ=પ્રાપ્તિ,–હાજીહા, કાલાવાલા ), ખુશાલ ( ખુશ હાલ–સુખી, તંદુરસ્તી; આનંદમાં હોય તે ).

ગેર:—૧. નહિ–ગેરહાજર ( હાજર નહિ તે ), ગેરવાજબી ( વાજબી નહિ તે ), ગેરમરજી ( મરજી નહિ તે, નાખુશી ), ગેરમાહિત ( માહિત નહિ તે, અજાણ્યુ ).

૨. ઉલટું—ગેરઆબરૂ ( આબરૂથી ઉલટું, અપમાન ), ગેરઇન્સાફ ( ઇન્સાફથી ઉલટું, અન્યાય ), ગેરકાયદે ( કાયદાથી ઉલટું, અન્યાયથી ), ગેરફાયદો ( ફાયદાથી ઉલટું, નુકસાન ), ગેરરસ્તે ( રસ્તાથી ઉલટું, બેકાયદે ), ગેરરીતે ( રીતથી ઉલટું, નિયમ–વિરુદ્ધ ), ગેરસિરસ્તે ( ગેર,+સિરસ્તો=ધારો, કાયદો,–કાયદાથી ઉલટું, બેકાયદે ), ગેરસમજ ( ઉલટી સમજ ).

૩. નઠારૂં—ગેરવ્યવસ્થા ( નઠારી ગોઠવણ ), ગેરવલ્લે ( ગેર, +વલ્લે=હાલત,–નઠારી છે હાલત જેની=ખોવાએલું), ગેરવહીવટ (નઠારો વહીવટ, અંધેર કારભાર ).

નેક:—પવિત્ર, અદલ–નેકનજર ( પવિત્ર છે નજર જેની એવો; ચોકખી દાનતવાળો ), નેકનામ ( પવિત્ર છે નામ જેનું એવો; નામાંકિત ), નેકનામદાર ( પવિત્ર છે નામ જેનું એવા ), નેકન્યાય ( અદલ ઇન્સાફ ).

બદ:—ખરાબ–બદકામ ( ખરાબ કામ ), બદચાલ ( નઠારી

ચાલ ), બદદાનત ( બદ,+અરબી દિયાનત=દિલ, ન્યાયબુદ્ધિ,–ખરાબ દિલ, હરામ દાનત ), બદનજર ( ખરાબ નજર, કુદષ્ટિ ), બદનસીબ ( નઠારૂં નસીબ, ભાગ્યહીન ), બદનામ ( નઠારૂં નામ, અપયશ ), બદફેલ ( બદ,+અરબી ફ્યલ=કામ, ઢોંગ,–ખરાબ કામ, દુરાચરણ ), બદશિકલ ( બદ,+શિકલ=ચહેરો,–ખરાબ ચહેરાનું, બેડોળ ), બદસૂરત ( બદ,+સૂરત=શિકલ,–ખરાબ શિકલ; કદરૂપું ), બદહજમ ( બદ,+હજમ=પચેલું,–નહિ પચેલું, અજીર્ણ ).

સર:—૧. માથું—સરકાર ( ફા. સર્કાર. સર=માથું+કાર=કામકાજ,–રાજ્યસત્તા ધરાવનાર મુખ્ય અધિકારી, રાજા ), સરજોરી ( ફા. સર્જોરી. સર=માથું+જોર=બળ,–બળાત્કાર, સામું થવું તે ), સરપાવ [ ફા. સર્પા=ખર્ચ–બખ્શિસ, ઇનામ ( સેલાંપાઘડીનું ) ], સરભરા (ફા. સર્બરાહ–આદરસત્કાર), સરહદ (સર=માથું+હદ=સીમા,–માથાની–છેવટની સીમા. )

૨. મુખ્ય—સરપંચ ( સર=મુખ્ય+પંચ,–પંચમાંનો વડો ), સર્પેચ ( સર=મુખ્ય+પેચ=આંટા,–પાઘડીનો તોરો ), સરસંદેશો ( સર=મુખ્ય+સંદેશો=ખબર,–ખબરઅંતર ), સરસૂબો ( સર=મુખ્ય+અરબી સૂબો=પરગણાનો હાકેમ,–સૂબાઓનો ઉપરિ ).

---

## સ્વરનાં ગુણ તથા વૃદ્ધિ રૂપ.

સંસ્કૃત ભાષામાં કેટલાક પ્રત્યયો લાગતાં શબ્દના આદિ તથા અન્ત્ય સ્વરમાં જે વિકાર ( ફેરફાર ) થાય છે, તેને સ્વરનાં ગુણ તથા વૃદ્ધિરૂપ કહે છે.

| મૂળ સ્વર. | ગુણ રૂપ. | વૃદ્ધિ રૂપ. |
|---|---|---|
| અ | ... | આ |
| ઇ,ઈ | એ | ઐ |

ઉ,ઊ ઓ ઔ

ઋ,ૠ અર્ આર્

ઉદાહરણ—લિખ્+અ=લેખ, લુભ્+અ=લોભ, મૃ+અન=મરણ; દવ+અ=દાવ, અદિતિ+ય=આદિત્ય, ધર્મ+ઇક=ધાર્મિક; વિષ્ણુ+અ=વૈષ્ણવ, દિતિ+ય=દૈત્ય, પુરાણ+ઇક=પૌરાણિક, કૃ+ય=કાર્ય.

લિખ્‌માં આદિ અક્ષર લિ ( લ્+ઇ ) માં 'ઇ' આદિ સ્વર કહેવાય, 'અ' પ્રત્યય લાગતાં 'ઇ' નો ગુણ 'એ' થયો છે. લુભ્‌માં આદિ સ્વર 'ઉ' નો ગુણ 'ઓ' થયો છે. મૃમાં અન્ત્ય સ્વર 'ઋ' નો ગુણ 'અર્' થયો છે.

દવ, અદિતિ, અને ધર્મમાં આદિ સ્વર 'અ' ની વૃદ્ધિ 'આ' થઇ છે, વિષ્ણુ અને દિતિમાં આદિ સ્વર 'ઇ' ની વૃદ્ધિ 'ઐ' થઈ છે, પુરાણમાં આદિ સ્વર 'ઉ' ની વૃદ્ધિ 'ઔ' થઈ છે, અને કૃમાં અન્ત્ય સ્વર 'ઋ' ની વૃદ્ધિ 'આર્' થઇ છે.

---

## તદ્ધિત પ્રત્યય પ્રકરણ.

**પ્રત્યય:**—જે અક્ષર અથવા અક્ષરો ધાતુ અથવા શબ્દને છેડે આવીને તેના અર્થમાં ફેરફાર કરે તેને **પ્રત્યય** કહે છે. છૂટા પ્રત્યયમાં કાંઇ અર્થ હોતો નથી.

પ્રત્યયની બે જાત છે. ૧. કૃત્ પ્રત્યય, ૨. તદ્ધિત પ્રત્યય.

**કૃત્ પ્રત્યય:**—જે પ્રત્યય ધાતુને છેડે આવીને નામ વિશેષણાદિક ઉત્પન્ન કરે છે, તેને **કૃત્ પ્રત્યય** કહે છે. જેમ, मृ મરવું+अन ક્રિયાવાચક પ્રત્યય=मरण-મરવાની ક્રિયા, મરવું તે.

**તદ્ધિત પ્રત્યય:**—નામ, સર્વનામ, વિશેષણ કે અવ્યયને જે

પ્રત્યય લાગે છે તે પ્રત્યયને તદ્ધિત પ્રત્યય કહે છે. જેમ, वर्ष+इक તેને લગતું=वार्षिक વર્ષને લગતું.

---

## સંસ્કૃત તદ્ધિત પ્રત્યય.

### ૧. ભાવવાચક–'પણું' ના અર્થમાં.

૧. ता—ધો. ૫ માટે—મમતા ( મમ=મારૂં+તા=પણું,–મારાપણું, માયા, મોહ ), અપૂર્ણતા ( અધુરાપણું ), કઠોરતા ( કઠણાઇ, નિર્દયતા ), સ્વતંત્રતા ( સ્વતંત્રપણું, સ્વતંત્રતાનો ખરો અર્થ એ છે કે બીજાને દુઃખ નહિ દેતાં પોતાની મરજી પ્રમાણે ચાલવું તે ).

ધો. ૬ માટે—કૃતજ્ઞતા ( કૃતજ્ઞપણું, કરેલા ગુણનો બદલો વાળવાનું ધ્યાનમાં રાખવું તે), ક્રૂરતા (ઘાતકીપણું), દઢતા (મજબૂતપણું ), નમ્રતા ( નમ્રપણું, નમનતાઇ, વિવેક ), નિપુણતા ( ચતુરાઇ ), નિર્ધનતા, મૂર્ખતા, વિદ્વત્તા ( વિદ્વત્=પંડિત+તા,–પંડિતાઇ ), શીતળતા, સભ્યતા ( સભ્ય=સભાને લાયક, વિવેકી, વિનયી+તા,–સભ્યપણું, લાયકી ), સ્વચ્છતા ( ચોકખાપણું ), સ્વસ્થતા ( સ્વસ્થ–શાન્તપણું, શાન્તિ ), અપવિત્રતા, દુષ્ટતા, સુજનતા.

ધો. ૭ માટે—ઉદારતા ( દાતાપણું ), કુશળતા ( કુશળપણું, પ્રવીણતા; આરોગ્ય ), ચંચળતા ( ચંચળપણું, ચાલાકી, હોશિયારી, ચતુરાઇ ), તીવ્રતા ( તીક્ષ્ણતા, ગરમપણું, ઉતાવળાપણું ), દીનતા ( ગરીબપણું ), દ્રાવ્યતા ( ઓગળવાપણું ), પ્રભુતા ( મોટાઇ ), ભવ્યતા ( સુંદરપણું, પ્રૌઢપણું ), ભિન્નતા ( જુદાપણું ), મિત્રતા, વિષમતા ( વિષમપણું, નિયમ પ્રમાણે નહિ હોવું તે, ખામી ), સહાયતા ( મદદ ), અનન્યતા ( અન્=નહિ+અન્ય=બીજું+તા=પણું,

—નહિ બીજાપણું—એકપણું, ફક્ત એકજ પ્રભુનું પૂજન ), ધીટતા ( ધીટ—બહાદુરપણું ), ફળદ્રૂપતા ( રસાળપણું ).

૨. त्व ધો. ૬—ગુરુત્વ ( ગુરુ=ભારે+ત્વ=પણું,—ભારેપણું, વજન ), જડત્વ ( જડપણું ), મહત્ત્વ ( મહત્=મોટું+ત્વ,—મોટાપણું ), લઘુત્વ ( નાનાપણું ), સતીત્વ ( સતીપણું ), દયાલુત્વ ( દયાળુપણું ), દાસત્વ ( દાસપણું ), નૃપત્વ ( રાજાપણું ), મમત્વ ( મારાપણું, મોહ ).

ધો. ૭—અસ્તિત્વ ( અસ્તિ=છે+ત્વ,—છેપણું, હોવાપણું, હયાતી ), તત્ત્વ ( તદ્=તે+ત્વ,—તેપણું, મુખ્ય વસ્તુ ), તત્ત્વજ્ઞાન ( બ્રહ્મજ્ઞાન, ફિલસુફી ), વક્તૃત્વ ( વક્તૃ=બોલનાર, ભાષણ કરનાર+ત્વ,—બોલવાપણું, બોલવાની શક્તિ-છટા, વાક્ચાતુર્ય ).

૩. य—ધો. ૫—આરોગ્ય ( અ=નહિ+રોગ+ય=પણું,—નહિ રોગપણું, નીરોગી; તંદુરસ્તી ).

ધો. ૬—ઐશ્વર્ય ( ઇશ્વર+ય,—ઇશ્વરપણું; ધન, સંપત્તિ, વૈભવ ), કાવ્ય ( કવિ+ય,—કવિપણું, કવિતા ), કૌશલ્ય ( કુશલ+ય, કુશલપણું ), ચાંચલ્ય ( ચંચલ+ય,—ચંચળપણું ), શૌર્ય ( શૂર+ય, બહાદુરી ), સામર્થ્ય ( સમર્થ+ય,—બળ ), સાહાય્ય ( સહાય=મદદગાર+ય, મદદગારપણું, મદદ; મૈત્રી), સૌંદર્ય (સુંદર+ય,—ખૂબસૂરતી), સ્વાસ્થ્ય ( સ્વસ્થ+ય,—શાન્તપણું, શાન્તિ ).

ધો. ૭—ધૈર્ય ( ધીરજ )—( ધીર=ધીરજવાળો+ય,—ધીરતા ), પ્રાબલ્ય ( પ્રબલ+ય,—પ્રબળપણું, જોર), સામ્ય (સમ=સરખું+ય,—સરખાપણું ), સામાન્ય ( સમાન+ય,—સમાનપણું ).

ચાતુર્ય ( ચતુર+ય,—ચતુરપણું, હોશિયારી ), ચૌર્ય ( ચોર=ચોર+ય,—ચોરી), જાડ્ય (જડ+ય,—જડપણું, સુસ્તી), દારિદ્ર્ય (દરિદ્ર+ય,—ગરીબાઇ),

દાસ્ય ( દાસ+ય,–ગુલામગીરી ), દૈન્ય ( દીન=ગરીબ, હલકા+ય,–ગરીબ-પણું, હલકાપણું ), દૌર્બલ્ય ( દુર્બલ+ય,–નબળાઈ ), નૈપુણ્ય ( નિપુણ=ચતુર+ય,–ચતુરાઈ ), પ્રાવીણ્ય ( પ્રવીણ=હોશિયાર+ય,–હોશિયારી ), માધુર્ય ( મધુર=મીઠું+ય,–મિઠાશ ), માલિન્ય ( મલિન+ય,–મલિનપણું, ગંદાઇ, કાળાશ ), સાચિવ્ય ( સચિવ=પ્રધાન+ય,–પ્રધાનપણું ), સૌરાજ્ય ( સુરાજ+ય,–સારૂં રાજ્ય ).

આ શબ્દોમાં 'ય' પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વરનો લોપ અને આદિ સ્વરની વૃદ્ધિ થાય છે.

૪. अ—ઘો. ૭—મૌન ( મુનિ+અ,–મુંગાપણું, ચુપકીદી, ખામોશી ), વૈરાગ ( વિરાગ=સંસાર ઉપરથી મન ઊઠી જવું તે, ત્યાગવૃત્તિ+અ,–વિરાગપણું, સંસારત્યાગ, સંન્યાસ ), શૌચ ( શુચિ=પવિત્ર+અ,–પવિત્રપણું ).

કૌમાર [ કુમાર=બાળ+અ=પણું,–બચપણ ( પાંચ વર્ષ સુધી ) ], કૌશલ ( કુશલ=હોશિયાર, પ્રવીણ+અ,–હોશિયારી, પ્રવીણતા, કુશળતા ), ગૌરવ ( ગુરુ=મોટું+અ,–મોટાપણું ), પૌરુષ ( પુરુષ+અ,–પુરુષત્વ, પરાક્રમ ), યૌવન ( જોબન )–( યુવન=જુવાન+અ,–જુવાનપણું, જુવાની), લાઘવ ( લઘુ=નાનું, કોમળ+અ,–નાનાપણું, કોમળપણું ).

આ શબ્દોમાં 'અ' પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વરનો લોપ અને આદિ સ્વરની વૃદ્ધિ થાય છે. ગૌરવ અને લાઘવમાં અન્ત્ય સ્વર લોપાતો નથી, પણ તેનો ગુણ 'ઓ' થઈ 'ઓ' નો 'અવ્' થાય છે,

## ૨. સ્વામિત્વવાચક–'વાળો' ના અર્થમાં.

૧. મત્—ધીમત્ ( ધી=બુદ્ધિ+મત્=વાળો,–બુદ્ધિવાળો ), નિવૃત્તિમત્ ( નિરાંતવાળું ), મૂર્તિમત્ ( મૂર્તિમાન્, સાક્ષાત્, પ્રત્યક્ષ ), શ્રીમત્ ( શ્રી=લક્ષ્મી, શોભા+મત્,–લક્ષ્મીવાળું, શોભા-વાળું ), શ્રુતિમત્ ( વેદ જાણનાર, વેદ પારંગત ).

मत् નું પ્રથમાના એક વચનમાં मान् થાય છે, એ રૂપ ગુજરાતીમાં ચાલે છે. ધો. ૫–બુદ્ધિમાન્ ( બુદ્ધિવાળો, વિદ્વાન્; ચતુર; નમ્ર ), શક્તિમાન્ ( બલવાન્, જોરાવર ); ધો. ૬–ગતિમાન્ ( ગતિવાળું ), નીતિમાન્ ( સદ્‌ગુણી ), ભક્તિમાન્ ( ધર્મિષ્ઠ, વફાદાર ); ધો. ૭–હનુમાન્ ( હનમાન્–હડમાન્ )–( હનુ–જડબા વાળો, એક સરદાર વાંદર, અંજની પુત્ર, રામનો સેવક ), કાન્તિમાન્ ( સુંદરતાવાળો ), મતિમાન્ ( ચતુર, હોશિયાર ).

શબ્દને અંતે કે ઉપાંતે ( અંતની પાસે ) 'અ' કે 'આ' હોય તો 'મત્' નું 'વત્' થાય છે.

૨. वत्—ભગવત્ (ભગ=શક્તિ+વત્=વાળો,–શક્તિવાળો, દિવ્ય, પૂજ્ય, પરમેશ્વર), ગુણવત્ (ગુણવાળો), જ્ઞાનવત્ (જ્ઞાનવાળો ), ધૈર્યવત્ ( ધીર ), નાશવત્ ( નાશવાળું ), પુણ્યવત્ ( પુણ્યશાળી ), વિત્તવત્ ( પૈસાવાળું ).

वत् નું પ્રથમાના એક વચનમાં वान् થાય છે, એ રૂપ ગુજરાતીમાં ચાલે છે. ધો. ૫–કુલવાન્, બલવાન્, ભગવાન્; ધો. ૬ ગુણવાન્, ધનવાન્, તનવાન્ ( પુત્રવાન્ ), ભાગ્યવાન્, લક્ષ્મીવાન્.

૩. इन्—इन् નું પ્રથમાના એક વચનમાં ई થઇ જાય છે, એ રૂપ ગુજરાતીમાં ચાલે છે. ધો. ૫–દીર્ઘસૂત્રી ( દીર્ઘ=લાંબા+સૂત્ર=નિયમ+ઇન્=વાળું,–લાંબા વિચારવાળો, કામમાં ઢીલ કરનાર માણસ ), દ્વેષી ( દ્વેષ+ઇન્,–દ્વેષવાળું, વેરી ), પક્ષી (પંખી)–( પક્ષ=પાંખ+ઇન્,–પાંખવાળું); ધો. ૬–કાળજ્ઞાની ( કાળ+જ્ઞાન+ઇન્,–વર્તમાન, ભૂત, ને ભવિષ્ય કાળને જાણનાર ), જ્વાળામુખી ( જ્વાળા=પ્રકાશ+મુખ+ઇન્,–પ્રકાશ છે મુખમાં જેના; બળતો

પહાડ), દુઃખી ( દુઃખ+ઇન્,–દુઃખવાળું ), ધની ( ધણી )–( ધન=દોલત+ઇન્,–દોલતવાળો ), અર્થી ( અર્થ=યાચના; મતલબ; પૈસો+ઇન્,–માગનાર, અરજ કરનાર; મતલબી; પૈસાવાળો ), પ્રાણી ( પ્રાણ+ઇન્,–પ્રાણવાળાં; મનુષ્ય, ભૂચર, જળચર, ખેચર, કીટ, જંતુ, વગેરે ), રોગી ( રોગ+ઇન્,–રોગવાળાં ), વિદ્યાર્થી ( વિદ્યા+અર્થ=ગરજ+ઇન્,–વિદ્યાની ગરજવાળો ), સુખી ( સુખ+ઇન્,–સુખવાળો); ધો. ૭–કુટુંબી ( કુટુંબ=સગાંસંબંધી, ન્યાતીલા, બાંધવ+ઇન્,–કુટુંબવાળો પુરુષ, ગૃહસ્થ ), જ્ઞાની ( જ્ઞાન+ઇન્,–જ્ઞાનવાળો ), વૈરી ( વેર=શત્રુતા, વિરોધ+ઇન્,–શત્રુ, વિરોધી ), શાસ્ત્રી ( શાસ્ત્ર+ઇન્,–શાસ્ત્રને જાણનાર ), શૈલી ( શીલ=સ્વભાવ+ઇન્,–સ્વભાવવાળું; બોલવા લખવાની ઢબ ).

ઋણી ( ઋણ=કરજ+ઇન્,–કરજદાર, દેવાદાર ), કરી ( કર=હાથ, સૂંઢ+ઇન્,–સૂંઢવાળો, હાથી ), હસ્તી ( હાથી)–( હસ્ત=હાથ, સૂંઢ+ઇન્,–સૂંઢવાળો, હાથી ), કર્મી ( કર્મન્=કામ+ઇન્,–ઉદ્યોગી, કારીગર ), ગુણી ( ગુણ+ઇન્,–ગુણવાન્ ), દેહી ( દેહ+ઇન્,–શરીરસંબંધી; દેહમાં રહેનારો–આત્મા ), ફણી ( ફણ=સાપની ફણા+ઇન્,–ફણાવાળો; સર્પ ), રાજદ્વારી ( રાજદ્વાર+ઇન્,–રાજકાજ કરનાર ).

આ પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વર લોપાય છે.

૪. **विन्—विन्** નું પ્રથમાના એકવચનમાં **વી** થઇ જાય છે, એ રૂપ ગુજરાતીમાં ચાલે છે. ધો. ૫–તેજસ્વી ( તેજસ્=તેજ+વિન્=વાળો,–તેજદાર, પ્રકાશમાન; દમ અથવા હોશવાળું ), યશસ્વી ( યશસ્=યશ+વિન્,–યશવાળો ), તપસ્વી ( તપસ્=તપ+વિન્,–તપ કરવાવાળો ), મનસ્વી ( મનસ્=મન+વિન્,–મનવાળો, ચતુર, દઢ, સાવધ; ગુજરાતીમાં આ શબ્દ સ્વચ્છંદીના અર્થમાં વપરાય છે.

૫. आट-आल—રસાલ ( રસ+આલ,-રસવાળું, ફળદ્રુપ; આંબો ), વાચાલ ( વાચ્=વાચા+આલ,-વાણીવાળો, બહુ બોલનાર ), વાચાટ ( વાચ્+આટ,-વાચાળ, વાતુડો ).

૬. आलु—કૃપાલુ ( કૃપા+આલુ,-દયાળુ, મહેરબાન ), દયાલુ ( દયા+આલુ,-દયાવાળા, કરુણાળુ ), મમતાલુ ( મમતા=માયા+આલુ, -માયાળુ ); છિદ્રાલુ ( કાણુંવાળું ), માયાલુ ( માયા+આલુ ).

ટીપ—ગુજરાતીમાં 'આલ', 'આલુ'ને બદલે 'આળ', 'આળુ' વપરાય છે.

### ૩. ' તે ( પ્રકૃતિ* ) સંબંધી-તેને લગતું ' એ અર્થમાં.

૧. इक—ધો. ૫-ધાર્મિક ( ધર્મ+ઇક,-ધર્મને લગતું; ધર્માત્મા, ધર્મનું સેવનકરનાર ), લૌકિક ( લોક=દુનિયા+ઇક,-દુનિયાસંબંધી ), સાહસિક ( સાહસ=જોખમ ભરેલું કામ+ઇક,-જોખમ ખેડનાર, સાહસ કરનાર ); ધો. ૬—પ્રાથમિક ( પ્રથમ=પહેલું+ઇક,-પ્રથમનું, શરૂઆતનું ), પ્રામાણિક ( પ્રમાણ=સત્ય+ઇક,-સત્યને અનુસરતું, વહેવારમાં સાચું, વિશ્વાસુ, વચની ), ભાવિક ( ભાવ્=શ્રદ્ધા+ઇક,-શ્રદ્ધાળુ ), માસિક ( માસ+ઇક,-માસને લગતું ), યાંત્રિક ( યંત્ર+ઇક,-યંત્રને લગતું ), વાસ્તવિક ( વસ્તુ+ઇક,-વસ્તુને અનુસરતું, ખરું ), વ્યાવહારિક ( વે'વારિયો )-( વ્યવહાર+ઇક,-વ્યવહારને અનુસરતું ), સામાજિક ( સમાજ=જનમંડળ+ઇક,-જનમંડળને લગતી ), સ્થાનિક ( સ્થાન+ઇક,-જ્યાં વાસ હોય તે સંબંધનું ), સ્વાભાવિક ( સ્વભાવ=પ્રકૃતિ, કુદ્રત+ઇક,-કુદ્રતને લગતું, કુદ્રતી ); ધો. ૭—આધુનિક ( અધુના=હમણાં+ઇક,-હમણાનું, અર્વાચીન ), આધ્યા-

---

* જેને પ્રત્યય લગાડવામાં આવે છે તે, તે પ્રત્યયના સંબંધમાં પ્રકૃતિ કહેવાય છે.

ત્મિક ( અધ્યાત્મન્=આત્મા+ઇક,–આત્માસંબંધી ), ઐહિક ( ઇહ= અહિં, આ લોક+ઇક,–આ લોક સંબંધી ), દૈનિક ( દિન=દિવસ+ ઇક,–દિવસને લગતું ), નાગરિક ( નગર=શહેર+ઇક,–શહેરમાં વસ- નારા લોકો, શહેરી, સભ્ય, દેશજન ), પૌષ્ટિક ( પુષ્ટ=પોષણ+ઇક,– પોષણ કરનાર, પુષ્ટિકારક ), પ્રાકૃતિક ( પ્રકૃતિ+ઇક,–પ્રકૃતિને લગતું, સ્વાભાવિક ), માર્મિક ( મર્મન્=મર્મ, છુપો ભાવ+ઇક,–છુપા ભાવવાળું ), માનસિક ( મનસ્=મન+ઇક,–મનને લગતું ), વાર્ષિક ( વર્ષ+ઇક,–વર્ષને લગતું ), શારીરિક ( શરીર+ઇક,–શરીર સંબંધી ), સાંકેતિક ( સંકેત=નિયમ+ઇક,–નિયમને અનુસરતું ), સાર્વજનિક ( સર્વજન+ઇક,–બધાના ઉપયોગનું, જાહેર ), સાંસારિક ( સંસાર+ ઇક,–સંસારવ્યવહારસંબંધી ), સૈનિક ( સેના=લશ્કર+ઇક,–લશ્કરી, યોદ્ધાઓ ), નૈસર્ગિક–(નિસર્ગ+ઇક,–સ્વાભાવિક, કુદરતી).

આ શબ્દોમાં 'ઇક' પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ ને અન્ત્ય સ્વરનો લોપ થયો છે. 'વાસ્તવિક' માં અન્ત્ય સ્વર 'ઉ' નો ગુણ 'ઓ' થઇ 'ઓ' નો 'અવ્' થયો છે.

ધનિક ( ધન+ઇક,–ધનવાળો, ધનાઢ્ય ), પથિક ( પથિન્= રસ્તો, વાટ+ઇક,–રસ્તે જનાર, વટેમાર્ગુ ), રસિક ( રસિયો, રસિલો )–( રસ+ઇક,–રસને જાણનાર, રસથી ભરેલું ), રક્ષિકા ( રાખડી )–( રક્ષા=રક્ષણ+ઇક+આ=ના. જા. પ્ર.–રક્ષણ કરનારી ).

આ શબ્દોમાં 'ઇક' પ્રત્યય લાગતાં માત્ર અન્ત્ય સ્વરનો લોપ થાય છે.

૨. **ઈય**—ધો. ૭.—ભારતવર્ષીય [ ભારતવર્ષ=ભરતનો દેશ (વર્ષ=દેશ )+ઇય,–ભારતવર્ષનો એટલે હિંદુસ્તાનનો રહેવાશી ], શાસ્ત્રીય ( શાસ્ત્ર+ઇય,–શાસ્ત્રનું, શાસ્ત્રસિદ્ધ ).

ઉત્તરીય ( ઉત્તર=ઉપર+ઈય,-ઉપરનું વસ્ત્ર, દુપટો, ઉપરણો ), તદીય ( તદ્=તે+ઈય,-તેને લગતું ), દક્ષિણીય ( દક્ષિણા=દક્ષણા, બખ્શિશ+ઈય,-દક્ષણાને યોગ્ય ), દેશીય ( દેશાઇ )-( દેશ+ઈય,-દેશને લગતું, દેશી ), યૂરોપીય ( યૂરોપ+ઈય,-યૂરોપખંડને લગતું ), વર્ગીય ( વર્ગ+ઈય,-વર્ગને લગતું ), શ્રદ્ધેય ( શ્રદ્ધા=વિશ્વાસ+ઈય,-વિશ્વાસ રાખવા યોગ્ય, વિશ્વાસનીય ), સજાતિય ( સજાતિ+ઈય,-એકજ જાતમાં ઉત્પન્ન થયેલ ), સ્વર્ગીય ( સ્વર્ગ+ઈય,-સ્વર્ગનું, ઈશ્વરી ), સ્વીય ( સ્વ= પોતે+ઈય,-પોતાનું ), પરકીય, સ્વકીય, અને રાજકીય શબ્દમાં ' ઈય ' પ્રત્યય પહેલાં ' ક્ ' આગમ છે. રાષ્ટ્રિય ( રાષ્ટ્ર=દેશ+ઇય,-દેશને લગતું ), શ્રોત્રિય ( શ્રોત્ર=વેદ+ઇય,-વેદનું અધ્યયન કરે તે ). છેલ્લા બે શબ્દોમાં ' ઇય ' પ્રત્યય છે, હ્રસ્વ 'ઇ' છે.

આ શબ્દોમાં 'ઈય' પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વર લોપાય છે. 'શ્રદ્ધેય' માં અન્ત્ય સ્વર 'આ' સાથે 'ઈ' ની સંધિ થઈ છે.

૩. अ—માગધી ( મગધ=બહાર પ્રાન્ત+અ+ઈ,-મગધ દેશના લોકની ભાષા ), શૌરસેની ( શૂરસેન+અ+ઈ,-શૂરસેન ( મથુરા પાસેનો મુલક ) ના લોકોની ભાષા ).

આ શબ્દોમાં 'અ' પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ ને અન્ત્ય સ્વર લોપાય છે.

આપણે ત્યાં અમાવાસ્યાને દિને માસ પૂરો થાય છે, ઉત્તર હિંદમાં પુનેમે માસ પૂરો થાય છે. સંસ્કૃતમાં માસનાં નામ પૌર્ણમાસી [ પુનેમ ] ના નામ પરથી, અને પુનેમનાં નામ તે દિવસે ચંદ્ર જે નક્ષત્રમાં હોય તે પરથી પડેલાં છે.

| નક્ષત્ર. | પૌર્ણમાસી. | માસ. | ગુજરાતી મહીના. |
|---|---|---|---|
| કૃત્તિકા | કાર્તિકી | કાર્તિક | કારતક |
| મૃગશિર | માર્ગશિરી | માર્ગશિર | માગશર |

| | | | |
|---|---|---|---|
| પુષ્ય | પૌષી | પોષ | પોષ |
| મઘા | માઘી | માઘ | મહા |
| ફલ્ગુની | ફાલ્ગુની | ફાલ્ગુન | ફાગણ |
| ચિત્રા | ચૈત્રી | ચૈત્ર | ચૈત્ર |
| વિશાખા | વૈશાખી | વૈશાખ | વૈશાખ |
| જ્યેષ્ઠા | જ્યેષ્ઠી | જ્યેષ્ઠ | જેઠ |
| આષાઢા | આષાઢી | આષાઢ | અષાડ |
| શ્રવણ | શ્રાવણી | શ્રાવણ | શ્રાવણ |
| ભાદ્રપદ | ભાદ્રપદી | ભાદ્રપદ | ભાદરવો |
| અશ્વિની | આશ્વિની | આશ્વિન | આસો |

નક્ષત્રનાં નામમાં 'ઈ' પ્રત્યય લાગી પુનેમનાં નામ બને છે, એ પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ ને અન્ત્ય સ્વર લોપાય છે. પુનેમનાં નામમાં 'અ' પ્રત્યય લાગી માસનાં નામ બને છે, એ પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વર લોપાય છે.

ધો. ૬—દૈવ ( દેવ+અ,–ઈશ્વરી, નસીબ ), પ્રાકૃત ( પ્રકૃતિ+અ,–મૂળ ઉપરથી ઉત્પન્ન થયેલ, પ્રાકૃત ભાષા. સંસ્કૃત ભાષા પરથી બનેલી ભાષાઓ–ગુજરાતી, મરાઠી, હિંદી, કચ્છી, બંગાળી, વગેરે ); ધો. ૭—નાગર ( નગર+અ,–નગરમાં રહેનાર, શહેરી; એક જાતના બ્રાહ્મણ ), મૈત્રી [ મૈત્ર ( મિત્ર+અ )=મિત્ર સંબંધી, મિત્રાચારી+ઈ =ના. જા. પ્ર.,–મિત્રાચારી ), વાલ્મીક–વાલ્મીકિ ( વલ્મીક=રાફડો +અ,–રાફડામાંથી નીકળેલ, રામાયણના કર્ત્તા, એક મુનિ ).

આંતર ( અંતર=અંદર+અ,–અંદરનું ), ઐંદ્ર ( ઇંદ્ર+અ,–ઇંદ્રને લગતું ), દાવ ( દવ=જંગલ, વન+અ,–જંગલમાં સળગતો અગ્નિ; 'દાવ'-નો અર્થ 'વન' પણ થાય છે ), પાંથ ( પંથ=રસ્તો+અ,–રસ્તે જનાર, મુસાફર ), પાર્થિવ ( પૃથિવિ=પૃથ્વી+અ,–પૃથ્વી સંબંધી; રાજા; પૃથ્વીની

માટીનું બનેલું ), પૌર ( પુર+અ,–પુરવાસી ), શ્રાદ્ધ ( શ્રદ્ધા+અ,– –શ્રદ્ધાથી પિતૃનિમિત્ત કરવાનું કર્મ ), સૌવર્ણ ( સુવર્ણ=સોનું+અ,– સોનાનું બનેલ ), સારસ્વત ( સરસ્વતી+અ,–પંજાબની સરસ્વતી નદીને કિનારે ઉત્પન્ન થયેલા એ નામના બ્રાહ્મણ ), સાર્વભૌમ ( સર્વભૂમિ+ અ,–સર્વ ભૂમિવાળો, શહેનશાહ ), ચાંદ્ર ( ચંદ્ર+અ,–ચાંદ્રમાસ ), સૌર ( સુર=સૂર્ય+અ,–સૌરમાસ ).

'અ' પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ ને અન્ત્ય સ્વરનો લોપ થયો છે.

**'તેનું એ' એ અર્થમાં**—ધો. ૬–વૈષ્ણવ ( વિષ્ણુ+અ,– વિષ્ણુને માનનારા ); ધો. ૭—જૈન ( જિન+અ,–જિનને માનનારા, શ્રાવક ), બૌદ્ધ ( બુદ્ધ+અ,–બુદ્ધના મત પ્રમાણે ચાલનાર ), શાક્ત ( શક્તિ+અ,–શક્તિ ( દેવી ) ને માનનારા ), શૈવ ( શિવ+અ,– શિવને માનનારા ), સ્માર્ત ( સ્મૃતિ+અ,-સ્મૃતિ પ્રમાણે ચાલનાર ).

આ શબ્દોમાં 'અ' પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ ને અન્ત્ય સ્વરનો લોપ થયો છે. વૈષ્ણવમાં અન્ત્ય સ્વરનો ગુણ થયો છે.

**૪. 'અભ્યાસ કરનાર કે જાણનાર'ના અર્થમાં.**

૧. अ—વૈયાકરણ [ વ્યાકરણ ( વિ+આ+કરણ ) + અ,– વ્યાકરણનો અભ્યાસ કરનાર કે જાણનાર ]. 'અ' પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ થઇ છે, 'આ' પહેલાં 'યૂ' આગમ આવ્યો છે, અને અન્ત્ય સ્વરનો લોપ થયો છે.

૨. इक–ધો. ૬—ઐતિહાસિક ( ઇતિહાસ+ઇક,–ઇતિહાસનો અભ્યાસ કરનાર કે જાણનાર ); ધો. ૭—વૈદિક ( વેદ+ઇક,–વેદનો અભ્યાસ કરનાર કે જાણનાર; વેદિયો ); નૈયાયિક [ ન્યાય:( નિ+આય) +ઇક,–ન્યાયનો અભ્યાસ કરનાર કે જાણનાર. 'ઇક' પ્રત્યય લાગતાં

આદિ સ્વરની વૃદ્ધિ થઇ છે, 'આ'ની પહેલાં 'ય્' આગમ આવ્યો છે, અને અન્ત્ય સ્વરનો લોપ થયો છે ], પૌરાણિક ( પુરાણ+ઇક,-પુરાણનો અભ્યાસ કરનાર કે જાણનાર; પુરાણી ),

### ૫. અપત્ય ( બાલબચ્ચાં ) વાચક.

૧. अ-ધો. ૬—કૌરવ ( કુરુ+અ,-કુરુ રાજાના વંશજ ), પાંડવ ( પાંડુ+અ,-પાંડુ રાજાના દીકરા ), પાર્વતી ( પર્વત ( હિમાલય )+અ+ઇ=ના. જા. પ્ર.,-હિમાલયની પુત્રી; શિવની સ્ત્રી ), પૌત્ર ( પુત્ર+અ,-પુત્રનો પુત્ર ), માનવ ( મનુ+અ,-મનુથી ઉત્પન્ન થયેલ, માનવી, મનુષ્ય જાત ); ધો. ૭—દાનવ ( દનુ=કશ્યપની સ્ત્રી +અ,-દનુના દીકરા, દૈત્ય, રાક્ષસ ), જાનકી ( જનક+અ+ઈ=ના. જા. પ્ર. ,-જનકની પુત્રી: સીતા; રામની પત્ની ), યાદવ ( યદુ+અ,-યદુ રાજાના વંશજો ), રાઘવ ( રઘુ+અ,-રઘુનો વંશજ, રામચંદ્ર ), વાસુદેવ ( વસુદેવ+અ,-વસુદેવના પુત્ર, શ્રીકૃષ્ણ ), વૈદરભી ( વિદર્ભ+અ+ઈ,-વિદર્ભ દેશનો રાજા વૈદર્ભ, તેની પુત્રી; દમયંતી, નળની પત્ની ), પાંચાલી ( પંચાલ+અ+ઈ,-પંચાલ દેશનો રાજા પાંચાલ, તેની પુત્રી; દ્રૌપદી, પાંડવોની સ્ત્રી ).

આ શબ્દોમાં 'અ' પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ ને અન્ત્ય સ્વરનો લોપ થયો છે. કુરુ, દનુ, પાંડુ વગેરે ઉકારાંત શબ્દમાં અન્ત્ય સ્વર 'ઉ' નો ગુણ 'ઓ' થઇ 'ઓ'માં 'અ' ભળી 'અવ' થયો છે.

૨. इ—સૌમિત્રિ ( સુમિત્રા+ઇ,-સુમિત્રાનો પુત્ર લક્ષ્મણ, રામનો ભાઇ). ( 'ઇ' પ્રત્યય લાગતાં આદિ સ્વરની વૃદ્ધિ ને અન્ત્ય સ્વરનો લોપ થયો છે ).

૩. य—દૈત્ય (દિતિ=કશ્યપ ઋષિની સ્ત્રી+ય,-દિતિના વંશજ,

રાક્ષસો ); આદિત્ય (અદિતિ=કશ્યપ ઋષિની એક સ્ત્રી+ય,–અદિતિના વંશજ, દેવતા ), ગાર્ગ્ય ( ગર્ગ+ય,–ગર્ગ ઋષિનો પુત્ર. )

'ય' પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વરનો લોપ અને આદિ સ્વરની વૃદ્ધિ થાય છે.

૪. ईय—ભ્રાત્રીય ( ભત્રીજો )–( ભ્રાતૃ=ભાઇ+ઇય,–ભાઇનો દીકરો ).

## ૬. નરજાતિ પરથી નારીજાતિ બનાવનાર.

૧. ई–ઘો. ૫—તાપસ–તાપસી ( તપ આચરતી સ્ત્રી ), ભગવત્–ભગવતી ( પવિત્ર માનવંતી સ્ત્રી ); ઘો. ૬—દ્રૌપદ–દ્રૌપદી ( દ્રુપદ=પંચાળ દેશનો રાજા+અ+ઈ,–દ્રુપદ રાજાની પુત્રી, પાંડવોની સ્ત્રી ); ઘો. ૭—કિન્નર–કિન્નરી ( કિન્નરની સ્ત્રી, સ્વર્ગની ગાનારી ), કામિન્–કામિની ( પ્રેમી સ્ત્રી ), ગુણવત્–ગુણવતી ( ગુણવાન્ સ્ત્રી ), તરુણ–તરુણી ( જુવાન સ્ત્રી, તારુણી ), દેવ–દેવી ( દેવની સ્ત્રી, પટરાણી, ઉંચા કુળની સ્ત્રી ), યોગિન્–યોગિની ( જોગણી )–( યોગ જાણનાર સ્ત્રી, વેરાગણ ).

'ઈ' પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વર લોપાય છે.

૨. आ—કાન્ત–કાન્તા ( પ્રિયા, પત્ની ), ચતુર–ચતુરા ( ચતુર સ્ત્રી ), ચપલ–ચપલા ( ચપળ સ્ત્રી ), શિવ–શિવા ( શિવની સ્ત્રી; પાર્વતી, ઉમા, દુર્ગા, ગિરિજા, ચંડિકા, અંબિકા ), સુત–સુતા ( પુત્રી ).

૩. आनी—ભવ ( શિવ )–ભવાની ( શિવની સ્ત્રી ), ઇંદ્ર-ઇંદ્રાણી, બ્રહ્મા–બ્રહ્માણી.

## ૭. 'ત્યાં થયેલું' ના અર્થમાં.

૧. य—કંઠ્ય ( કંઠ+ય,–કંઠમાંથી બોલાતા ), તાલવ્ય ( તાલુ+ય,–તાળવાથી બોલાતા ), મૂર્ધન્ય [ મૂર્ધન્+ય,–મૂર્ધા ( તાળવું અને

દાંતની વચ્ચેનો ભાગ ) થી બોલાતા ], દંત્ય ( દંત+ય,–દાંતથી બોલાતા ), ઓષ્ઠ્ય ( ઓષ્ઠ+ય,–ઓઠથી બોલાતા ), અન્ત્ય (અન્ત+ય,–છેડા વાળો, છેડા ઉપરનો ), આદ્ય ( આદિ+ય,–પહેલાં આવેલું, પહેલું ), બાહ્ય ( બહિસ્+ય,–બહારનું, પરદેશી ), પ્રાચ્ય ( પ્રાચ્=પૂર્વ દિશા+ય,–પૂર્વ દિશામાં થયલું ), ઉદીચ્ય ( ઉદચ્ પરથી ઉદીચ્=ઉત્તર+ય,–ઉત્તરનું ).

આ શબ્દોમાં 'ય' પ્રત્યય લાગતાં અન્ત્ય સ્વરનો લોપ થયો છે. તાલુમાં 'ઉ' નો ગુણ 'ઓ' થઇ 'ઓ' નો અવ્ ' થયો છે. બાહ્યમાં આદિ સ્વરની વૃદ્ધિ પણ થયેલ છે.

૨. **त्य**—પાશ્ચાત્ય ( પશ્ચાત્+ત્ય,–પશ્ચિમનું ), પૌરસ્ત્ય ( પુરસ્+ત્ય,–પૂર્વનું ), દાક્ષિણાત્ય ( દક્ષિણા+ય,–દક્ષિણમાં થયલું. )

૩. **म**—આદિમ ( પહેલાં આવેલું, પહેલું ), મધ્યમ ( મધ્યમાં રહેલું ), અંતિમ ( અંતે રહેલું, છેડાનું ), અંતિમમાં અન્ત્ય 'અ' નો 'ઇ' થયો છે.

## ૮. વિકારવાચક.

**मय બનેલું, ભરેલું**—ધો. ૯–મૃન્મય, મૃણ્મય (મૃદ્–માટીનું બનાવેલું, માટીનું ), સુવર્ણમય ( સોનાથી ભરેલું ), હિમમય ( બરફથી ભરેલાં ), ગોમય ( ગો–ગાયથી બનેલું, છાણ ), જલમય ( પાણીથી વિંટાયલું ), જ્ઞાનમય ( જ્ઞાનવાળું, જ્ઞાની), દુઃખમય ( દુઃખથી ભરેલું, દુઃખી ), સુખમય ( સુખથી ભરેલું, સુખી ).

## ૯. ઉત્કર્ષવાચક.

**तर–तम**–બે વસ્તુનો મુકાબલો કરતાં એકને બીજીથી ઉત્કૃષ્ટ બતાવવાને **तर**, અને બેથી વધારે વસ્તુમાંથી ઉત્કૃષ્ટ બતાવવાને **तम** પ્રત્યય વપરાય છે. જેમ, ઉચ્ચતર ( બેમાં ઊંચું ), ઉચ્ચતમ ( સૌથી ઊંચું ); ગુરુતર ( બેમાં મોટું ), ગુરુતમ ( સાથી મોટું ).

ईयस्—इष्ठ—'ઈયસ્' પ્રત્યયનો અર્થ 'तर' જેવો, અને 'ઇષ્ઠ' પ્રત્યયનો અર્થ 'तम' જેવો છે. જેમ, ધો. ૬–વરિષ્ઠ (उरु (વર)=મોટું+ઇષ્ઠ,–સર્વોત્તમ, મોટામાં મોટી), સ્વાદિષ્ઠ (સ્વાદ+ઇષ્ઠ,–ઘણુંજ લહેજતદાર); ધો. ૭–કનિષ્ઠ (અલ્પ (કન)=નાનું+ઇષ્ઠ,–સૌથી નાનું), ગરિષ્ઠ (ગુરુ+ઇષ્ઠ,–સૌથી ભારે), ગર્વિષ્ઠ (ગર્વવત્+ઇષ્ઠ,–ઘણોજ અભિમાની), જ્યેષ્ઠ (વૃદ્ધ (જ્ય)+ઇષ્ઠ,–મોટું), ધર્મિષ્ઠ (ધર્મિન્+ઇષ્ઠ,–દાન કરનાર; આચારવિચાર રાખનાર; સદ્ગુણી, સાધુ, પવિત્ર), પાપિષ્ઠ (પાપિન્+ઇષ્ઠ), બલિષ્ઠ (બલવત્+ઇષ્ઠ), રોગિષ્ઠ (રોગિન્+ઇષ્ઠ), શ્રેષ્ઠ (પ્રશસ્ય (શ્ર)=સ્તુતિપાત્ર+ઇષ્ઠ,–સૌથી સારું, ઉત્તમ); શ્રેયસ્ (પ્રશસ્ય (શ્ર)+ઈયસ્,–વધારે સારું). 'ઈયસ્' પ્રત્યયવાળાં રૂપ ગુજરાતીમાં બહુ વપરાતાં નથી.

## ૧૦. લઘુતાવાચક.

क—અંશક (કુટુંબી ભાગ, ભાગીદાર), દીપક (દીવડો), બાલક (છોકરડું), મઠિકા (નાનો મઠ), વૃક્ષક (વરખડું–નાનું ઝાડ).

## ૧૧. સમુદાયવાચક.

क—એકકમ્ [એકું], દ્વિકમ્ (દુ), ત્રિકમ્ [તી–તરી], ચતુષ્કકમ્ [ચોકકું], પંચક (પંચુ, પાંચનો સમુદાય, પાંચ દિવસનો કાળ), ષટ્ક (છકકું), સપ્તક (સત્તું), અષ્ટક [અઠ્ઠું], નવક [નવું], દશક, શતક (સૈકું).

## ૧૨. ક્રિયાવિશેષણ અવ્યય બનાવનાર.

वत् પેઠે–આત્મવત્ (આત્મન્=પોતે+વત્,–પોતાની પેઠે), તદ્વત્ (તદ્=તે+વત્,–તેની પેઠે, એવીજ રીતે), દંડવત્ (દંડ=લાકડી+વત્,–લાકડીની પેઠે લાંબા થઈને), પતંગવત્ (પતંગિ-

,, પૂર્વવત્ ( પહેલાંની પેઠે ), માતૃવત્ ( માની પેઠે ), શાસ્ત્રવત્ ( શાસ્ત્રની પેઠે ).

**૧૩. સર્વનામ પરથી ક્રિ. વિ. અ. બનાવનાર.**

**ત્ર ઠેકાણે**—અત્ર (ઇદમ્=એ+ત્ર,–અહિંયાં, અહિં), કુત્ર [કિમ્=કે+ત્ર,–ક્યાં, કહિં], તત્ર (તદ્=તે+ત્ર,–ત્યાં, તહિં), યત્ર (યદ્=જે+ત્ર,–જ્યાં, જહિં ), સર્વત્ર ( સર્વ ઠેકાણે ), અન્યત્ર ( બીજે ઠેકાણે ).

**દા વખતે**—કદા ( કિમ્=કે+દા,–ક્યારે, કયે વખતે ), તદા ( તદ્=તે+દા,–ત્યારે, તે વખતે ), યદા (યદ્=જે+દા,–જ્યારે, જે વખતે ), સર્વદા ( સર્વ વખતે ), અન્યદા [બીજી વખતે].

**થા રીતે**—તથા ( તદ્+થા,–તેમ, તે રીતે ), યથા ( યદ્+થા,–જેમ, જે રીતે), સર્વથા (સર્વ પ્રકારે), અન્યથા (બીજી રીતે).

**ધા રીતે**—બહુધા ( ઘણી રીતે, અનેક રીતે ), નવધા ( નવ પ્રકારે ), સહસ્રધા (સહસ્ર-હજાર રીતે), લક્ષધા ( લાખ પ્રકારે ).

**૧૪. અવ્યય પરથી વિશેષણ બતાવનાર.**

**તન**—પુરાતન ( પુરા=પહેલાં+તન,–પહેલાંનું, જૂનું ), સનાતન ( સના=નિત્ય, હંમેશ+તન,–હંમેશનું ).

**ઈન**—પ્રાચીન ( પ્રાચ્ = પૂર્વનું+ઈન,–જૂનું, પુરાણું ), અર્વાચીન ( અર્વાચ્=હાલનું+ઈન,–હાલનું, નવું ), અધીન.

**કટ**—ઉત્કટ ( તીવ્ર, મત્ત, વિષમ), નિકટ [ પાસે, નજદીક ], પ્રકટ ( ખુલ્લું, સ્પષ્ટ ), વિકટ ( અઘરૂં, ભયંકર, મોટું, અપ્રસિદ્ધ, ક્રૂર ), સંકટ ( સાંકડું, તંગ; દુઃખ ).

---

# ગુજરાતી (તદ્‌ભવ) તદ્ધિત પ્રત્યય.

## ૧. ભાવવાચક નામ બનાવનાર.

**आई**—ચતુરાઈ ( ચતુર+આઈ,-હોશિયારી; ખંધાઈ ); ઊંચાઈ ( ઊંચું+આઈ ), લંબાઇ; મિઠાઇ, વડાઈ, નમનતાઇ.

**आण**—નીચાણ ( નીચું+આણ ); પોલાણ; ઊંડાણ.

**आश**—ધો. ૫—કાળાશ ( કાળું+આશ ), ધોળાશ, પિળાશ, રતાશ, કચાશ, ભિનાશ, મિઠાશ, કડવાશ; ધો. ૬-ખટાશ, નવરાશ; ધો. ૭-તિખાશ.

**प-पो**—ભોળપ ( ભોળું+પ ), છોટપ, મોટપ; આંધાપો, રંડાપો, ઘરડાપો, બળાપો.

**पण-पणुं**—ડહાપણ ( ડાહ્યું+પણ ), નાનપણ, બચપણ; શાણ-પણ; ગાંડપણ; અદેખાપણું, હલકાપણું.

## ૨. સ્વામિત્વવાચક.

**मन्त** વાળો—શ્રીમંત; કીર્તિમંત; શક્તિમંત; ધીમંત, બુદ્ધિમંત.

**वन्त** વાળો—ધનવંત, બળવંત; તનવંત; ગુણવંત, દયાવંત, ભગવંત; વગેરે.

**वान** વાળો— બળવાન; ગાડીવાન, બાગવાન.

**वाळो-वाळी-वाळुं**—ગાડીવાળો, દૂધવાળી, ગુણવાળું, બળ-વાળું, ભાગ્યવાળું, વગેરે.

## ૩. નામ પરથી નામ કરનાર પ્રત્યય.

**आटो**—ગપાટો ( ગપ+આટો ), બુમાટો.

**आरुं** સ્થળ દર્શક છે—પાણીઆરૂં [પાણી+આરૂં].

**क**—ઠંડક ( ઠંડ+ક ), ટાઢક, સ્થાનક.

**ગાળો** મોસમ બતાવે છે—આંબાગાળો, કેરીગાળો, લગ્નગાળો.

**વટ, વટો, વટું** ધંધો, આચરણ કે સ્થિતિ બતાવે છે—વહીવટ ( વહી=ચોપડો+વટ,–કારભાર ), નાણાવટ, બહારવટું; ઘરવટ, શાહવટ, સાચવટ, દેશવટો, ભોગવટો.

**વટી** રાખનાર—કંકાવટી (કંકુ+વટી), નાણાવટી, માથાવટી, વહાણવટી.

**વાડ, વાડો, વાડી** રહેઠાણ બતાવે છે—ઝાલાવાડ ( ઝાલાઓને રહેવાનું ઠેકાણું ), મારવાડ; કુંભારવાડો, ચમારવાડો, નાગરવાડો, સરકારવાડો ( રાજકુટુંબને રહેવાની જગ્યા ); આંબાવાડી.

### ૪. નામ પરથી વિશેષણ કરનાર પ્રત્યય.

**आई**—ચીનાઈ ( ચીન+આઈ ), રૂશિઆઈ.

**आउ**—ખરચાઉ ( ખરચ+આઉ ), વગડાઉ ( વગડો+આઉ ).

**आरो, आरी, आरुं**—ગળીઆરો ( ગળી+આરો )–ગળીઆરી–ગળીઆરૂં, ચુનારો, રંગારો.

**आळ, आळु, ईआळ**—જીવાળ, રેતાળ, લોહીઆળ, વાચાળ, શરમાળ; કૃપાળુ, દયાળુ, માયાળુ, કરુણાળુ; ગમતીઆળ, રમતીઆળ.

**इयेल**—ગુણિયેલ.

**इयो**—કાપડિયો, તેલિયો, દુભાષિયો, નિશાળિયો, રસણિયો, વર્તણિયો, વાગડિયો.

**ई**—કચ્છી, ખંભાતી, પરદેશી, પોરબંદરી, સુરતી, સ્વદેશી.

**ईको**—મણીકો, શેરીકો.

**ईलो, ईली, ईलुं**—ખોડીલો, જાતીલી, ન્યાતીલું, રસીલો, હઠીલી.

**उ**—ખેડુ ( ખેડ કરનાર ), લાલચુ, વિશ્વાસુ, સ્વાદુ ( સ્વાદ આપે તેવું ).

## ૫. નરજાતિ પરથી નારીજાતિ બનાવનાર પ્રત્યય.

ઈ—કાકો-કાકી, છોકરો-છોકરી, ભલો-ભલી.

આ—બાળ-બાળા.

અણ-પણ ( સં. इन्+ई ના. જા. પ્ર. પરથી )-કુંભાર-કુંભારણ, જોગી-જોગણ કે જોગેણ.

આણી—પટેલ-પટલાણી.

ણી—ચંડાળ-ચંડાળણી, પિશાચ-પિશાચણી.

ડી—ભીલ-ભીલડી, હજામ-હજામડી.

## ૬. નામધાતુ.

નામ કે વિશેષણ ધાતુ તરીકે વપરાય તે **નામધાતુ** કહેવાય છે. નામધાતુને **વું** પ્રત્યય લાગેથી ક્રિયાપદ બને છે. ઉદા૦—ઉજડ-ઉજાડવું; કાટ ( સં. કિટ્ટ-કિટ્ટાલ )-કટાવું; ખોડો ( સં. ખોડ )-ખોડાવું; ચપટ ( હથેલી )-ચપડવું; ચમત્કાર-ચમકવું, ચોંકવું; ચીકણું ( સં. ચિક્કણ )-ચીકટાવું; છીંક ( સં. છિક્કા )-છીંકવું; ઝાળ ( સં. જ્વાલા )-ઝાળવું; ટૂંકું-ટૂંકવવું; ઠણકારો ( સં. ટણત્કાર )-ઠણકવું; ઠર ( સં. સ્થિર )-ઠરવું; ધુતારો ( સં. ધૂર્ત )-ધૂતવું; પરિમલ-પીમળવું; પસ્તાવો ( સં. પશ્ચાત્તાપ )-પસ્તાવું; ફૂલ-ફૂલવું; બગાડ ( સં. વિઘટનમ્ )-બગડવું-બગાડવું; બીછાનું ( સં. વિસ્તરણમ્ )-બીછાવું; રાંડ ( સં. રંડા )-રાંડવું; લાંબું ( સં. લંબમ્ )-લંબાવવું; વગોણું ( સં. વિગાનમ્ )-વગોવવું; વીંટો ( સં. વેષ્ટનમ્ )-વીંટવું, બીડવું; વેઠ ( સં. વિષ્ટિ )-વેઠવું; સોજો ( સં. શોથ )-સૂજવું; હરખ ( સં. હર્ષ )-હરખવું; હોમ-હોમવું.

સંસ્કૃત ભૂતકૃદંત પરથી ગુજરાતીમાં કેટલાક નામધાતુ

બનેલ છે, તે પરથી ક્રિયાપદ બન્યાં છે. જેમ, ધૃષ્ટ પરથી ધટ-ધટવું; તુષ્ટ પરથી તૂઠ-તૂઠવું; દત પરથી દત-દતવું; પક્વ પરથી પાક-પાકવું, પકવવું; રુષ્ટ પરથી રૂઠ-રૂઠવું; હર્ષિત પરથી હરખા-હરખાવું.

## ૭. લઘુતાવાચક પ્રત્યય.

डो, डी, डुं—વાછરડો, વાછરડી, વાછરડું; આંબડી, પલંગડી; ગામડું, મુખડું, મનડું, ગીતડું, પંખીડું.

ल, लो, ली, लुं—ખાટલો, પાટલો; ઘડુલી; ટબકલું; નાણુદલ.

वो—ધાડવો, છોડવો.

બેવડા પ્રત્યય—વાંસલડી, સાહેલડી, નાનકડું, ચાંદલીઓ, રાતલડી.

## ૮. સમુદાયવાચક પ્રત્યય.

क, की, को—ચોક (ચો=ચાર+ક,—ચારનો જથો); છક; બેકી; દશકો.

## ૯. સર્વનામ પરથી થતાં વિશેષણ ને ક્રિ. વિ. અવ્યય.

| | વિશેષણ. | ક્રિ. વિ. અવ્યય. |
|---|---|---|
| આ | પરથી આવું, આટલું; આવડું. | આમ, અહિં, અત્યારે. |
| એ | પરથી એવું, એટલું, એવડું. | એમ, અહિં, અત્યારે. |
| તે | પરથી તેવું, તેટલું, તેવડું. | તેમ, તહિં, ત્યારે. |
| જે | પરથી જેવું, જેટલું, જેવડું. | જેમ, જહિં, જ્યારે. |
| કે | પરથી કેવું, કેટલું, કેવડું. | કેમ, કહિં, કયારે. |

# ફારસી તદ્ધિત પ્રત્યય.

## ૧. નામ કરનાર.

ઈ ( પણું )–કારકુની ( કારકુનપણું ), ખબરદારી, ખૂબી ( સુંદરપણું ), ખુશી, ગુલામી, જહાંગીરી ( જહાંગીર પાદશાહ ઘણો જુલમી હતો તે પરથી લાક્ષણિક અર્થ જુલમ, નિર્દયતા ), તાબેદારી, દીવાની, દોસ્તી, નાદાની, નેકી ( ખરાપણું ), ફકીરી, ફોજદારી, બહાદૂરી, બાદશાહી, મહેરબાની, સાહી ( સિયાહ=કાળું તે પરથી સિયાહી–સાહી ), સાહેબી, હરામખોરી.

ગી ( પણું )—તાજગી ( તાજહ્=તાજું+ગી,–તાજાપણું, તંદુરસ્તી ), બંદગી ( બંદહ–બંદા=સેવક+ગી,–સેવકપણું, નમાજ ), માંદગી, રવાનગી ( રવાનહ–રવાના=મોકલેલું+ગી,–વિદાયગીરી ).

ગીરી ( પણું )–મેમાનગીરી; ગુલામગીરી, સૂબાગીરી; ગુમાસ્તાગીરી, દીવાનગીરી, મહેતાગીરી, સાલગીરી ( સાલ=વર્ષ+ગીરી,–વરસપણું, વર્ષગાંઠ, જન્મગાંઠ ).

ચી ( તુર્કી પ્રત્યય–રાખનાર ) ખજાનચી ( ખજાનો રાખનાર ), તબલચી, તોપચી, બબરચી ( ફા. બાવરચી ), મશાલચી.

## ૨. વિશેષણ કરનાર.

ઈ ( વાળો )—અરબી ( અરબનું ), હલવાઈ ( મિઠાઇવાળો ).

દાર ( વાળો )—જમીનદાર ( જમીનની પેદાશપર જેનું ગુજરાન ચાલતું હોય તે ), ભપકાદાર ( ભપકાવાળું, તેજદાર ), ખુશબોદાર ( સુગંધવાળા ); આબરૂદાર ( આબરૂવાળો, નામાંકિત ), રોનક-

દાર ( ધાટદાર ); દુકાનદાર ( દુકાનવાળો ), દેણદાર ( દેવાવાળો ), નકશીદાર ( કોતરણીવાળું ), પહેલદાર ( પાસાદાર ), સિરસ્તેદાર ( સિરસ્તો-રીતરિવાજથી જાણીતો ), સરદાર ( સર=માથું+દાર=વાળો, -આગેવાન=લશ્કરનો ઉપરિ; અમીર, ઉમરાવ, જાગીરદાર ); કામદાર ( કામવાળો, કારભારી ), ખબરદાર ( ખબરવાળો, હોશિયાર ), ખીજમતદાર ( ખીજમત-ચાકરીવાળો, ચાકર ), નસીબદાર ( નસીબવાળો, પૈસાદાર ), પાણીદાર ( પાણીવાળું, તેજદાર ), મરોડદાર ( સારા મરોડવાળા ).

**બાન** ( વાળો )—મહેરબાન ( મહેરવાળા, દયાળુ ), બાગબાન ( માળી ), મીજબાન.

**મંદ** ( વાળો )—અકલમંદ ( અકલવાળો ), ફતેહમંદ ( જિતવાળી ); દાનેશમંદ ( ડહાપણવાળો, ડાહ્યો, સમજુ, દાનો ), દૌલતમંદ ( સંપત્તિવાળો ).

**વર-વાર** ( વાળો )—જાનવર (પ્રાણી), ઉમેદવાર ( આશાવાળો ); તપસીલવાર, બાબતવાર, વિગતવાર.

**યાર** ( વાળો )—બખ્ત્યાર, હોશ્યાર-હુશ્યાર ( હોશિયાર, પ્રવીણ, ખબરદાર ).

**વાન** ( વાળો )—પહેલવાન ( કુસ્તીવાળો, કસરતબાજ, મલ્લ ), દરવાન ( ફા. દર્બાન. દર=દરવાજો, બાર+વાન,-દરવાજે બેસનાર સિપાઇ, દરવાણી, દ્વારપાળ ).

# ખંડ ૨ જો. ધો. ૬–૭ અને ટ્રે. કૉ. માટે.

## શબ્દોની બાંધણી.

ધો. ૬. ૭ અને ટ્રેનિંગ કૉલેજોના બીજા વર્ષના વિદ્યાર્થીઓને શબ્દોની બાંધણી શિખવવાની છે; એટલે શબ્દોનાં અંગ (ધાતુ પ્રત્યયાદિ) છૂટાં પાડી તેનો મૂળાર્થ (વાચ્યાર્થ), લક્ષ્યાર્થ આવડવો જોઇએ. શબ્દોનું મુખ્ય અંગ ધાતુ ગણાય છે, કેમકે તે વગર શબ્દજ બની ન શકે, સબબ ગુજરાતી શબ્દોનો મોટો ભાગ જે ધાતુઓપરથી બનેલો છે તે ધાતુઓ અર્થ સાથે ધોરણવાર નીચે આપ્યા છે.

અધિક અભ્યાસી માટે ધાતુ પરથી બનેલાં ગુજરાતી ક્રિયાપદો આપ્યાં છે, તે ઉત્સર્ગનું પ્રકરણ વાંચ્યા પછી વાંચવાથી લાભ થશે. ગુજરાતી ક્રિયાપદો સંસ્કૃત ધાતુપરથી કેવાં કેવાં રૂપાંતર થઇને બન્યાં છે તે એથી કંઇક સમજાશે.

### ધોરણ ૬ માટે.

### સંસ્કૃત ધાતુપરથી ઉત્પન્ન થયેલાં ગુજરાતી ક્રિયાપદો.

| સંસ્કૃત ધાતુ ને તેના અર્થ. | ગુજરાતી ક્રિયાપદો. |
|---|---|
| ૧. अञ्ज् તેલ લગાડી સુંદર કરવું, આંજવું, પ્રકાશવું. | આંજ(વું), ઉંજ(વું). |
| ૨. अट् આંટો મારવો, ભટકવું, ભમવું. | અથડ(વું), આથડ(વું). |
| ૩. अर्प् આપવું. | અર્પ(વું), આપ(વું). |
| समर्प् ((सम्+अर्प्) સોંપવું. | સોંપ(વું). |
| ૪. अस्‌ હોવું, ફેંકવું. अस्तम्+इ આથમવું. | આથમ(વું). |
| ૫. आप् મેળવવું. | |
| प्राप् (प्र+आप्) મેળવવું. | પાવ(વું), પામ(વું). |

व्याप् ( वि+आप् ) વ્યાપવું. વ્યાપ(વું).

૬. इ ( अय् ) જવું.

व्यतीत ( वि+अति+इ=व्यती છૂટું પડવું ) ગયેલું. વીત(વું).

૭. इष् ( इच्छ् ) ઇચ્છવું. ઇચ્છ(વું).

૮. ईक्ष् જોવું.

निरीक्ष् ( निर्+ईक्ष् ) નિરખવું. નિરખ(વું).

परीक्ष् (परि+ईक्ष्) પરખવું, પારખવું. પરખ(વું), પારખ(વું).

प्रेक्ष् ( प्र+ईक्ष् ) પેખવું. પેખ(વું).

૯. प्रेर् ( प्र+ईर् ) ઉશ્કેરવું, મોકલવું. પ્રેર(વું).

૧૦. कथ् કથન કરવું, કહેવું. કથ(વું), કહે(વું).

૧૧. कम् પ્રીતિ કરવી, ઇચ્છવું.

૧૨. कल् જવું, કળવું, ફેંકવું, શબ્દ કરવો. કળ(વું).

अकल् ( अ+कल् ) ન કળવું. અકળા(વું).

उत्कल् (उद्+कल्) છૂટું કરવું. ઉકેલ(વું).

૧૩. काश् ચળકવું.

प्रकाश् ( प्र+काश् ) પ્રકાશવું. પ્રકાશ(વું).

૧૪. संकुच् ઢાંકવું, બંધ કરવું, સંકોચાવું. સંકોચા(વું).

૧૫. कुप् કોપ કરવો, ગુસ્સે થવું. કોપ(વું).

૧૬. कृ કરવું. કર(વું).

उच्चं, उच्चीकृतं ઊંચકેલું. ઊંચક(વું).

स्वीकृ ( स्व+कृ ) સ્વીકારવું. સ્વીકાર(વું), સિકાર(વું), સકાર(વું).

संस्कृ ( सम्+कृ ) સુધારવું, સમારવું. સમાર(વું).

१७. कृष् ખેડવું, ખેંચવું, નમવું. ખસ(વું), ખેડ(વું).
आकर्ष् ( आ+कृष् ) આકર્ષણ કરવું. આકર્ષ(વું).
१८. कृष्ट ( कृष् નો ભૂ. કૃ. ) ખેડેલું, ખેંચેલું. કાઢ(વું).
१९. विष्किर् ( वि+कृ-किर् ) વિખેરવું. વિખેર(વું).
२०. क्रम् ચાલવું, પગલું ભરવું, લાગુ થવું, અસર કરવી.
२१. क्षम् ક્ષમા કરવી, માફ કરવું, ખમવું. ખમ(વું).
२२. क्षि ( क्षय् ) ક્ષય થવો, ઘસાઇ જવું. ક્ષય થવો, ક્ષીણ થવું.
२३. क्षिप् ફેંકવું, નાંખવું; જલદીથી જવું. ફેંક(વું).
२४. खड् ( खण्ड् ) ભાગવું, નાશ કરવો. ખંડ(વું), ખાંડ(વું).
२५. ख्या કહેવું, વખાણવું, પ્રસિદ્ધ કરવું.
व्याख्या ( वि+आ+ख्या) વખાણવું. વખાણ(વું).
२६. गण् ગણવું, ધારવું. ગણ(વું).
२७. गम् જવું. ગમ(વું), ગમ પડવી.
उद्गम् ઊગવું. ઊગ(વું).
निर्गम् નીકળવું. નિર્ગમ(વું).
२८. गर्ज् ગર્જના કરવી. ગાજ(વું).
२९. गुण् ગુણવું. ગુણ(વું).
३०. ग्रह् ( गृह् ) ગ્રહણ કરવું, લેવું. ગ્રેહ(વું), ગ્રહણ કરવું; ઘેર(વું).
उद्ग्रह् ઉઘરાવવું. ઉઘરાવ(વું).
विग्रह् વિગ્રહ કરવો, લડાઇ કરવી. વીઘર(વું).
संग्रह् સંગ્રહ કરવો, એકઠું કરવું. સંઘર(વું).
३१. घट् લાયક થવું, ઘડવું, એકઠા થવું. ઘટ(વું); ઘડ(વું).

उद्घट् ઊઘડવું. ઊઘડ(વું), ઉઘાડ(વું).
विघट् બગડવું. બગડ(વું).
૩૨. घुर् બીવાડવું, ભયંકર શબ્દ કરવો. ઘોર(વું).
૩૩. घुष् ગોખવું, અવાજ કરવો. ગોખ(વું).
૩૪. घृष् ઘસવું. ઘસ(વું); ઘનડ(વું).
૩૫. चर् જવું, બહાર ફરવું, ચરવું. ચર(વું).
आचर् આચરવું. આચર(વું).
उच्चर् ( उद्+चर् ) ઊચરવું. ઊચર(વું), ઓચર(વું).
विचर् જવું. દાખલ થવું. વિચર(વું), વિચાર(વું).
संचर् ( सम्+चर् ) જવું, એકઠું કરવું. સંચર(વું), સાંચર(વું).
૩૬. चल् ચાલવું, હાલવું. ચાળ(વું),ચળ(વું),ચાલ(વું).
उच्चल् ( उद्+चल् ) ઊછળવું. ઊછળ(વું).
૩૭. चि ઢગલો કરવો.
निश्चय् ( निस्+चि ) નિશ્ચય કરવો. નિશ્ચય કરવો.
संचय् ( सम्+चि ) એકઠું કરવું. સંચ(વું), સાંચ(વું), સંચય કરવો;સાચવ(વું).
૩૮. चित्र् ચીતરવું. ચીતર(વું).
૩૯. चिन्त् વિચારવું, ફિકર કરવી. ચિન્ત(વું).
૪૦. छिद् કાપી નાંખવું, ભાગ કરવા. છેદવું; છીન(વું); છ·ણુ(વું).
૪૧. जन् પેદા કરવું, પેદા થવું. જણુ(વું), જન્મ(વું), જન્મ આપવો.
उपजन् ઉપજ(વું). ઉપજ(વું).
૪૨. जागृ જાગવું; जागरय् જગાડવું. જાગ(વું); જગાડ(વું).

| | |
|---|---|
| ૪૩. जि જય પામવો. | જિત(વું). |
| ૪૪. जीव् જીવવું. | જીવ(વું). |
| ૪૫. जृ જીર્ણ થવું, ઘરડું થવું. | જર(વું), જળી જવું, ઝૂર(વું). |
| ૪૬. ज्ञा જ્ઞાન થવું, જાણવું. | જાણ(વું). |
| विज्ञप ( वि+ज्ञाનો પ્રેરક ) વિનવવું. | વિનવ(વું). |
| ૪૭. तप् તપવું. | તપ(વું), તાપ(વું), તાવ(વું). |
| संतप् ( सम्+तप् ) દુઃખ આપવું. | સંતાપ(વું). |
| ૪૮. तर्क् વિચાર કરવો. | તાક(વું). |
| ૪૯. तुल् તોળવું, બરાબરી કરવી. | તોળ(વું). |
| ૫૦. तुष् સંતોષ પામવો, ધરાવું. तुष्ट (ભૂ. કૃ.) | તૂઠ(વું), ત્રૂઠ(વું). |
| संतुष् સંતોષ પામવો. | સંતોષ(વું),સંતોષ પામવો |
| ૫૧. दह् દાહ થવો, દાઝવું, બાળવું. | દાઝ(વું). |
| ૫૨. दा દાન કરવું, આપવું. | દે(વું), દાન કરવું. |
| ૫૩. दिव् પ્રકાશવું, જુગાર રમવો. | |
| ૫૪. दिश् દેખાડવું, બતાવવું. | દીસ(વું). |
| आदिश् હુકમ કરવો. | આદેશ આપવો. |
| ૫૫. दीप् પ્રકાશવું, બળવું. | દીપ(વું). |
| ૫૬. दृश् દર્શન કરવું, જોવું. | દેખ(વું), દાખવ(વું). |
| ૫૭. द्रु દોડવું, ઝરવું. | દોડ(વું),ઢોડ(વું). |
| ૫૮. धा ધરવું, મૂકવું. | |
| परिधा પહેરવું. | પહેર(વું). |
| संधा ( सम्+धा ) ચોંટાડવું. | સાંધ(વું). |

૫૯. धृ પકડવું, ધારણ કરવું. ધર(વું), ધાર(વું).
उद्धार् ( उद्+धृ ) ઉદ્ધાર કરવો. ઊધર (વું), ઉધાર(વું).
निर्धार् ( निस्+धृ ) નિર્ધારવું. નિર્ધાર(વું).
सुधार् ( सु+धृ ) સુધારવું. સુધાર(વું).

૬૦. आनंद् (आ+नंद् ખુશ થવું) આનંદવું. આનંદ(વું).

૬૧. नम् નમવું. નમ(વું);નામ(વું).
प्रणम् ( प्र+नम् ) પ્રણામ કરવા. પ્રણમ(વું).

૬૨. नश् નાશ પામવો, જતા રહેવું. નાસ(વું); નાશ પામવું.
विनश् નાશ કરવો, અદૃષ્ટ થવું. વણસ(વું).

૬૩. निन्द् નિંદવું. નિંદ(વું).

૬૪. नी લઈ જવું, દોરી જવું, પમાડવું.
आनय् ( आ+नी) આણવું, લાવવું. આણ(વું)
परिणय् ( परि+नी ) પરણવું. પરણ(વું).

૬૫. पच् પાક કરવો, રાંધવું. પચ(વું).

૬૬. पत् પડવું. પડ(વું), પાડ(વું).
उत्पत् ( उद्+पत् ) ઊપડવું. ઊપડ(વું).
निपत् નિવડવું. નિવડ(વું).

૬૭. पद् જવું, સ્થાનથી ખસવું; મેળવવું.
उत्पद् ( उद्+पद्) ઉત્પન્ન થવું, ઊપજવું. ઊપજ(વું).
निष्पद् ( निस्+पद् ) નિપજવું. નિપજ(વું).
संपद् ( सम्+पद् ) મેળવવું. સંપજ(વું),સંપાદ(વું), સાંપડ(વું).

૬૮. पा ( पिब् ) પાન કરવું, પીવું. પા(વું), પી(વું).

૬૯. पा રક્ષણ કરવું, પાળવું.

૭૦. पाल् પાળવું. પાળ(વું), પળ(વું).

૭૧. पीड् પીડવું. પીડ(વું); પીલ(વું).

૭૨. पू પાવન કરવું.

उत्पवन ( उद्+पू ) ચોકખું કરવું. ઉપણ(વું).

૭૩. पूज् પૂજવું. પૂજ(વું).

૭૪. पूर्, पृ અથવા पॄ, पर्वं પૂર્ણ કરવું, ભરવું. પૂર(વું), પૂર્ણ કરવું.

૭૫. प्री પ્રેમ કરવો, ખુશી કરવું.

૭૬. बध्, बन्ध् બાંધવું, ચોટાડવું, જડવું. બાંધ(વું).

૭૭. बुध् બોધ થવો, જાણવું, સમજવું, જાગવું. બોધ(વું).

बुध्य બૂજવું. બૂજ(વું).

प्रबोध् વિસ્તારથી બોધ આપવો. પ્રબોધ(વું).

संबोध् બોલાવવું, કહેવું. સંબોધ(વું).

૭૮. भक्ष् ભક્ષણ કરવું, ખાવું. ભક્ષ(વું), ભખ(વું).

૭૯. भज् ભજવું, સેવવું, આશરો લેવો, પકડવું. ભજ(વું), ભજન કરવું.

૮૦. भज्, भंज् નાશ કરવો, ભાગવું. ભાગ(વું), ભાંગ(વું), દુભાગ(વું).

विभज् વહેંચવું. વહેંચ(વું).

૮૧. भाष् ભાષણ કરવું, કહેવું. ભાખ(વું).

૮૨. भिद् ભેદવું, ફાડવું; ભીંજવું. ભેદ(વું); ભીંજ(વું).

૮૩. भी બીવું. ભય પામવો.

૮૪. भुज् ભોગવવું; ખાવું, ભોજનકરવું; વાંકું વાળવું. ભોગવ(વું).

૮૫. भू હોવું, થવું. હો(વું); ભાવ(વું).

| | |
|---|---|
| अनुभू અનુભવ લેવો. | અનુભવ(વું). |
| संभू સંભવવું. | સંભવ(વું); |
| ૮૬. भृ ભરવું. | ભર(વું), ભાર(વું). |
| संभृ સંભાળવું. | સંભાળ(વું). |
| ૮૭. भ्रम् ભમવું, ફરવું. | ભમ(વું). |
| ૮૮. भ्रंश् પડવું, ખોવું; अपभ्रंश् બગડવું. | અભડા(વું). |
| ૮૯. मन् માનવું, વિચારવું; મગરૂર હોવું, ભજવું. | મનનકરવું; માનવું. |
| ૯૦. मा માપવું, માવું. | મા(વું), સમા(વું),માપ(વું). |
| निर्मा નીમવું. | નીમ(વું). |
| ૯૧. मान् માન આપવું. | માન(વું). |
| ૯૨. मार्ग् શોધવું. | માગ(વું). |
| ૯૩. मुच् મુક્ત કરવું, મૂકવું, છૂટા કરવું. | મૂક(વું), મોકલ(વું), મોચા(વું). |
| ૯૪. मुह् મોહ પામવો, ઘેલા થવું, બેભાન થવું. | મોહ(વું), મોહ પામવો; મુંઝા(વું). |
| मुह्य મુંઝાવું. | |
| ૯૫. यत् મહેનત કરવી. | |
| ૯૬. यम् અટકાવવું. | |
| ૯૭. या જવું. | જા(વું)–જ(વું). |
| आया આવવું. | આવ(વું). |
| उद्यापन(उद्+याનો પ્રેરક) વ્રત પૂરૂં કરવું. | ઊજવ(વું). |
| ૯૮. याच् માગવું. | યાચ(વું)–જાચ(વું). |
| ૯૯. युज् જોડવું, મનોવૃત્તિ વશ કરવી. | યોજ(વું). |

| | |
|---|---|
| ૧૦૦. युध् લડવું. युध्य જૂઝવું. | જૂઝ(વું). |
| ૧૦૧. रक्ष् રક્ષણ કરવું, બચાવવું, સંભાળવું. | રાખ(વું); રક્ષણ કરવું. |
| ૧૦૨. रच् રચવું, ગોઠવવું; રુચિ થવી, ગમવું. | રચ(વું). |
| ૧૦૩. रञ्ज् રંગવું;રાજીથવું;રાજીકરવું;ચઢાવું. | રંગ(વું); રીઝ(વું). |
| ૧૦૪. रभ् આરંભ કરવો, આનંદ આપવો. | |
| आरभ् શરૂ કરવું. | આરંભ(વું). |
| सुरभ् સોંડવું. | સોંડ(વું). |
| ૧૦૫. रम् રમવું, પ્રસન્ન થવું-કરવું. | રમ(વું), રમણ કરવું. |
| विरम् અટકવું, થોભવું. | વિરમ(વું). |
| ૧૦૬. रस् સ્વાદ લેવો. | રસ લેવો; રસ(વું). |
| ૧૦૭. राज् પ્રકાશવું. | રાજ(વું). |
| विराज् બિરાજવું, બિરાજમાન થવું, શોભાયમાન દેખાવું, પ્રકાશવું. | વિરાજ(વું), બિરાજ(વું). |
| ૧૦૮. रुध् અટકાવવું, ઘેરો ઘાલવો. | રૂંધ(વું), રૂંધા(વું). |
| ૧૦૯. रूप् દેખાડવું; જોવું; બનાવવું. | |
| ૧૧૦. लक्ष् જોવું; તપાસવું; ચિહ્ન કરવું; તાકવું. | લેખ(વું), લેખવ(વું). |
| अवलक्ष् અથવા उपलक्ष् ઓળખવું. | ઓળખ(વું). |
| ૧૧૧. लग् સાથે જવું, અડકવું. | લાગ(વું). |
| विलग् વળગવું. | વળગ(વું). |
| ૧૧૨. लङ्घ् જવું; ભૂખ્યા રહેવું; શુષ્ક થવું. | લાંઘ(વું),લંઘા(વું). |
| उल्लङ्घ् (उद्+लङ्घ्)ઉલ્લંઘન કરવું. | ઓળંગ(વું). |
| ૧૧૩. लभ् લાભ થવો, મેળવવું. | લાહ(વું); લે(વું). |
| ૧૧૪. लिख् લખવું. | લખ(વું). |
| आलिख् આળેખવું. | આળેખ(વું). |

૧૧૫. **लुप्** નાશ કરવો. લોપ(વું).

૧૧૬. **लुभ्** લોભકરવો–રાખવું,તકાસવું,મોહિતથવું. લોભા(વું).

૧૧૭. **लोक्** જોવું.

**अवलोक्** અવલોકન કરવું, જોવું. અવલોક(વું).

**विलोक्** ઓળખવું, જાણવું, જોવું. વિલોક(વું).

૧૧૮. **वच्** બોલવું, કહેવું. વાચ(વું).

૧૧૯. **वद्** વદવું, કહેવું. વદ(વું); વાદ કરવો.

૧૨૦. **वर्ण्** વર્ણવું, વખાણવું, રંગવું. વર્ણ(વું).

૧૨૧. **वस्** વસવું, રહેવું; પહેરવું; હોવું. વસ(વું).

૧૨૨. **वह्** વહેવું, લઇ જવું. વહે(વું).

**निर्वह्** ટકવું, જારી રહેવું. નિભ(વું)–નભ(વું).

૧૨૩. **विद्** મેળવવું, વિદ્યમાન હોવું, હોવું, જાણવું, દલીલ કરવી, તકરાર કરવી.

૧૨૪. **विंध्** વિંધવું. વિંધ(વું).

૧૨૫. **वृत्** હોવું, થવું; વર્તવું, રહેવું; વળવું; ગુજારો ચલાવવો. વર્ત(વું); વાટ(વું).

૧૨૬. **वृध्** વધવું. વાધ(વું)–વધ(વું), વ

૧૨૭. **वर्ध्** કાપવું. વાઢ(વું).

૧૨૮. **शक्** શક્તિમાન થવું, શકવું; ખમવું. શક(વું).

૧૨૯. **शङ्क्** શંકાલેવી, વહેમ આણવો. શંકા(વું).

**आशङ्क्** શંકા કરવી. આશંકા(વું).

૧૩૦. **शंस्** પ્રશંસા કરવી, વખાણવું, કહેવું.

૧૩૧. **शास्** રાજ્ય ચલાવવું, નિયમમાં મૂકવું, શિક્ષણ આપવું.

१३२. शिक्ष् शीखवुं. | शीख(वुं).
१३३. शिष् बाकी रहेवुं, आज्ञा करवी, केळववुं.
१३४. शी सूई रहेवुं, ऊंघवुं.
१३५. शुध् शोधवुं, शुद्ध करवुं. | शोध(वुं).
१३६. शुभ् शोभवुं, घटारत होवुं. | शोभ(वुं),सोह(वुं).
१३७. शुष् सुकावुं. | सूक(वुं), सूकव(वुं), सुका(वुं), सोसा(वुं).
१३८. शॄ हिंसा करवी, मारी नांखवुं. | शार(वुं).
१३९. श्रम् श्रम लागवो, थाकवुं. | श्रम लेवो.
विश्रम् विसामो लेवो. | विसम(वुं).
१४०. श्रि जवुं, पहोंचवुं, मदद करवी, उपयोग करवो, सेववुं.
उच्छ्रय् (उद्+श्रि-श्रय्) ऊछरवुं. | ऊछर(वुं).
१४१. श्वस् श्वास लेवो. | श्वास–सास लेवो.
१४२. सह् सहन करवुं, सहेवुं. | सहे(वुं).
१४३. साध् साधवुं, मेळववुं, सिद्ध करवुं. | साध(वुं).
१४४. सिच् अभिषेक करवो, सिंचवुं, छांटवुं. | सिंच(वुं).
१४५. सिध् सिद्ध थवुं, फतेह पामवी, पार पडवुं, जवुं. | सिद्ध करवुं, सीध(वुं) सीझ(वुं);सीधाव(वुं)
१४६. सु सोमरस काढवो, जणवुं.
प्रसु प्रसव करवो, जन्म आपवो. | प्रसव(वुं).
१४७. सू जणवुं.
१४८. सूच् सूचना करवी, जणाववुं. | सूझ(वुं).
१४९. सृ सरकवुं, खसवुं, जवुं, दोडवुं. | सर(वुं), सरी जवुं सार(वुं).

अनुसृ અનુસરવું, પાછળ જવું. અનુસર(વું).
उत्सृ(उद्+सृ) ઊસરવું, ઓછુંથવું, નીકળી જવું. ઊસર(વું).
अपसृ ઓસરવું, ઓછું થવું, ઊતરવું. અવસર—અઉસર—ઓસર(વું).
निःसृ નીસરવું, નીકળવું, છાંડી મૂકવું. નીસર(વું).
प्रसृ પ્રસાર થવો, પસરવું, ફેલાવું. પસર(વું).

૧૫૦. सृज् સરજવું, નીપજવું; પેદા કરવું; મૂકી—છોડી દેવું. સરજ(વું).

૧૫૧. सेव् સેવા કરવી, સેવવું. સેવ(વું).

૧૫૨. स्तु સ્તવવું, વખાણવું. સ્તવ(વું).

૧૫૩. स्तृ ઢાંકવું.
आस्तृ ઢાંકવું, પાથરવું, આસ્તરણ કરવું. આથર(વું).
प्रस्तृ પાથરવું. પાથર(વું).
विस्तृ વિસ્તાર પામવો, વિસ્તરવું. વિસ્તર(વું).

૧૫૪. स्था સ્થિતિ હોવી, ઉભા રહેવું. સ્થાપ(વું)—થાપ(વું); થાબડ(વું).
उत्था (उद्+स्था) ઊઠવું. ઊઠ(વું). ઉઠાવ(વું), ઉથાપ(વું), ઉથામ(વું)
प्रस्थाप (प्र+स्थानो પ્રેરક) મોકલવું. પાઠવ(વું).
स्थित (स्थानो ભૂ. કૃ.) ઉભું રહેલું. થાક(વું).

૧૫૫. स्ना નાહવું. નાહ(વું).

૧૫૬. स्पृश् અડકવું, જોડવું. સ્પર્શ(વું).

૧૫૭. स्वृ સ્વર કરવો, અવાજ કરવો.

૧૫૮. हन् હણવું; મારવું, જવું. હણ(વું).

## ધોરણ ૭ માટે.

| | |
|---|---|
| ૧. अङ्क् ચિહ્ન કરવું, ગણવું. | આંક(વું). |
| ૨. क्लृप् કલ્પના કરવી. | કલ્પ(વું). |
| ૩. क्षण् હણવું. | ખણ(વું). |
| ૪. क्षल् ધોવું. | |
| प्रक्षाल् ( प्र+क्षल् ) પખાળવું. | પખાળ(વું). |
| विक्षालन વીછળવું. | વીછળ(વું). |
| ૫. खन् ખોદવું. | ખણ(વું). |
| उत्खात ( उद्+खन् ઉખેડવું નો ભૂ-કૃ.) | ઉખેડ(વું),ઉખાડ(વું) |
| ૬. खिद् ખેદ પામવો. | ખીજ(વું). |
| ૭. गै ગાવું. | ગા(વું). |
| ૮. ग्रंथितव्य ( ग्रंथ् ગુંથવું, ગાંઠવું ). | ગુંથ(વું), ગાંઠ(વું). |
| ૯. ग्रस् ખાવું, લેવું. | |
| ૧૦. चकू આશ્ચર્ય પામવું, ભય લાગવો, ગભરાવું, બાવરૂં થવું. | ચાક(વું). |
| ૧૧. चित् જાણવું, વિચારવું. | ચેત(વું); ચેતવ(વું). |
| ૧૨. चुर् ચોરવું. | ચોર(વું). |
| ૧૩. छद् ઢાંકવું, સંતાડવું. | છાહ(વું), છાંદ(વું). |
| अवच्छादय ( अव+छद् ) ઓછાડવું. | ઓછાડ(વું). |
| ૧૪. ज्वल् બળવું, તપવું, ધગધગવું. | જળ(વું), બળ(વું). |
| प्रज्वल् સળગવું. | પ્રજળ(વું). |
| उज्ज्वल् ( उद्+ज्वल् ) દીપવું. | અજવાળ(વું). |
| ૧૫. तन् તાણવું. | તાણ(વું). |

| | |
|---|---|
| ૧૬. **तॄ** તરવું, ઓળંગવું, ઊછળવું, ફૂટી નીકળવું. | તર(વું), તાર(વું). |
| **अवतॄ** અવતરવું. | અવતર(વું), ઊતર(વું). |
| ૧૭. **त्यज्** તજવું. | તજ(વું), તાજ કરવું. |
| ૧૮. **त्रस्** બીવું, ધ્રૂજવું. | ત્રાસ(વું). |
| ૧૯. **दुह्** દોહવું. | દોહ(વું). |
| ૨૦. **नाथ्** દુઃખદેવું, ધણી થવું. | નાથ(વું). |
| ૨૧. **पठ्** પાઠ શીખવો, ભણવું, શીખવું. | પઢ(વું). |
| ૨૨. **पुष्** પોષણ કરવું, પોષવું. | પોષ(વું)–પોખ(વું). |
| ૨૩. **प्रच्छ्** ( **पृच्छ्** ) પૂછવું. | પૂછવું. |
| ૨૪. **फल्** ફળવું. | ફળ(વું); ફાલ(વું). |
| ૨૫. **फुल्ल्** ખીલવું, ફૂલવું. | ફૂલ(વું); ફોલ(વું). |
| ૨૬. **भिक्ष्** ભિક્ષા માગવી, ભીખવું. | ભીખ(વું). |
| ૨૭. [illegible] ( **मन्थ्** વલોવવું ) મથવું. | મથ(વું). |
| ૨૮. **मद्** મદમાંહોવું, ગાંડાથવું, ભૂલખાવી. | |
| ૨૯. **मन्त्र्** છાનો વિચાર કરવો. | મંતર(વું). |
| **निमन्त्र्** બોલાવવું, નોતરવું. | નોતર(વું). |
| ૩૦. **मह्** મોટાથવું. | |
| ૩૧. **मृ** મરવું. | મર(વું), મરણ પામવું. |
| **मृत्यु** ( **मृ** મરવું ) મોત. | મીચ(વું). |
| ૩૨. **यज्** યજ્ઞ કરવો, પૂજવું, | યજ(વું), યજ્ઞ-જગન કરવો. |
| ૩૩. **रुच्** ભાવવું. | રુચ(વું). |
| ૩૪. **रुद्** રડવું. | રો(વું). |
| **आरुद्** આરડવું. | આરડ(વું). |

૩૫. रुष् ગુસ્સે થવું. रुष्ट (रुष्નો ભૂ. કૃ.). રીસા(વું), રૂઠ(વું).

૩૬. लज्ज् લજ્જા પામવી, લાજવું, શરમાવું. લાજ(વું).

૩૭. लप् બોલવું; विलप् વિલાપ કરવો. લવ(વું); વિલપ(વું).

૩૮. लम्ब् લબડવું. લંબાવ(વું).

૩૯. लस् રમવું, પ્રકાશવું, શોભવું. લસ(વું).
आलस्य (लस् રમવું) આળસ. આળસ(વું).
विलस् શોભવું. વિલસ(વું).

૪૦. लिङ्ग् જવું; आलिङ्ग् ભેટવું. આલિંગ(વું).

૪૧. लिप् લેપકરવો, ચોપડવું. લીપ(વું).

૪૨. ली વળગવું, લીનથવું, ગરકથવું, પીગળવું.

૪૩. वल् વળવું. વળ(વું).

૪૪. वा વાવું. વા(વું).

૪૫. विच् છૂટા પાડવું.

૪૬. विश् પ્રવેશ કરવો, પેસવું, નીચે બેસવું.
उपविश् બેસવું. બેસ(વું).
प्रविश् પેસવું. પેસ(વું).
समाविश् ( सम्+आ+विश् ) સમાસ કરવો. સમાવ(વું).

૪૭. विष् ઘેરીલેવું; લંબાવવું;જવું; ખાવું; બજાવવું.
परिविष् પીરસવું. પીરસ(વું).

૪૮. वृ વરવું, પસંદકરવું; રક્ષણ કરવું. વર(વું).

૪૯. वृ ઢાંકવું. વાર(વું).
निवृ અટકાવવું. નિવાર(વું).

૫૦. वृष् વૃષ્ટિકરવી, વરસાવવું, રેડવું, ધારપાડવી. વરસ(વું).

૫૧. शप् બોલવું, નિંદવું, શાપવું. શાપ(વું).

૫૨. शब्द् અવાજકરવો, બોલવું.

૫૩. शम् શાન્તથવું. શમ(વું).

૫૪. शुच् શોચવું, શોકકરવો; પ્રકાશવું. શોચ(વું).

૫૫. शुच् પવિત્ર થવું.

૫૬. स्तम्भ् અટકાવવું, અક્કડથવું, મગરૂર થવું. થંભ(વું), થોભ(વું).

૫૭. स्मृ સ્મરણકરવું, સંભારવું, યાદ રાખવું. સ્મર(વું).

विस्मृ વિસરવું, ભૂલીજવું. વિસર(વું).

संस्मृ સાંભરવું. સાંભર(વું).

૫૮. हस् હસવું. હસ(વું).

૫૯. हु હોમ કરવો, હોમવું.

૬૦. हृ હરણ કરવું, લઇ જવું, હરીજવું. હર(વું), હાર(વું).

उद्धर् ( उद्+हृ–हर् ) નામે લખવું. ઊધર(વું), ઉધાર(વું).

प्रहृ પ્રહારકરવો, મારવું. પ્રહાર(વું).

विहृ ક્રીડા કરવી, ગમતને માટે ફરવું. વિહાર(વું).

संहृ સંહાર કરવો, નાશ કરવો. સંહાર(વું), સંધાર(વું)

## ટ્રેનિંગ કૉલેજો માટે.

૧. अड्ड् સંબંધ–સંયોગ કરવો; હલ્લો કરવો. અડ(વું), અડક(વું).

૨. अंध् આંધળા થવું, અંધાપો આવવો. અંધાર(વું).

૩. अश् ખાવું. प्राश् ( प्र+अश् ) ખાવું, ભોગવવું, પીવું, ચાખવું. પ્રાશ(વું).

૪. कच् બૂમ પાડવી, બાંધવું. કચર(વું), કચાડ(વું).

૫. कंड् ખાંડવું. ખાંડ(વું).

૬. कम्प् કંપવું, દયા કરવી. કંપ(વું), કાંપ(વું).

| | |
|---|---|
| ૭. कर्त् કાપવું. | કાટ(વું). |
| ૮. कष् કસવું, ઘસવું. | કસ(વું). |
| ૯. कस् જવું; विकस् ખૂલવું, ઊઘડવું. | વિકસ(વું). |
| ૧૦. विकास् ખીલવું. | વકાસ(વું). |
| ૧૧. कुथ् કોહવું. | કોહ(વું). |
| ૧૨. कुर्द् કૂદવું. | કૂદ(વું). |
| ૧૩. प्रक्रुश् પોકારવું. | પોકાર(વું). |
| ૧૪. कुट्ट् કૂટવું. | કૂટ(વું), કૂટા(વું). |
| ૧૫. क्री ખરીદવું, મેળવવું. | |
| विक्री વેચવું, બદલો કરવો. | વેચ(વું). |
| ૧૬. क्रीड् રમવું. | ખેલ(વું). |
| ૧૭. क्षप् નાશ પામવું. | ખપ(વું), ખો(વું). |
| ૧૮. क्षर् ઝરવું, ટપકવું, રેડવું; ખરવું. | ઝર(વું), ખર(વું). |
| ૧૯. क्षुद् છુંદવું. | છુંદ(વું). |
| ૨૦. खल् ચાલવું, એકઠું કરવું. | ખાળ(વું). |
| ૨૧. खाद् ખાવું. | ખા(વું). |
| ૨૨. खेल् ખેલવું. | ખેલ(વું). |
| ૨૩. गन्ध् દુઃખ દેવું, પૂછવું, જવું. | ગંધા(વું). |
| ૨૪. गल् ગળવું. | ગળ(વું). |
| अवगल् ઓગળવું. | ઓગળ(વું). |
| प्रगल् પિગળવું. | પિગળ(વું). |
| निर्गल् નિગળવું. | નિગળ(વું). |
| ૨૫. उद्गिर् ( उद्+गृ ) ઓકવું. | ઓક(વું). |
| ૨૬. घुट् ઘુંટવું. | ઘુંટ(વું). |

| | |
|---|---|
| ૨૭. घूर्ण् ઘૂમવું. | ઘૂમ(વું). |
| ૨૮. चट् ચોટવું, ચાટવું. | ચડ(વું),ચઢ(વું);ચાટ(વું). |
| ૨૯. चर्व् ચાવવું. | ચાવ(વું). |
| ૩૦. चष् ખાવું. | ચાખ(વું). |
| ૩૧. चूष् ચૂસવું. | ચૂસ(વું). |
| ૩૨. छर्द् છાંડવું. | છાંડ(વું). |
| ૩૩. छुट् જુદું કરવું, કાપવું. | છૂટ(વું), છોડ(વું). |
| ૩૪. जट् ચોટી જવું, બંધાઈ જવું. | જડ(વું). |
| ૩૫. जप् જપવું, ધીમે સાદે બોલવું, પઢવું. | જપ(વું). |
| ૩૬. जम् જમવું. | જમ(વું). |
| ૩૭. जुट् જોડવું. | જોડ(વું). |
| ૩૮. झॄ ઝરવું. | ઝર(વું). |
| ૩૯. टङ्क् ટાંકવું. | ટાંક(વું). |
| ૪૦. टिप् ફેંકવું. | ટીપ(વું). |
| ૪૧. उड्डी ( उद्+डी ) ઊડવું. | ઊડ(વું). |
| ૪૨. ढुंढ् શોધવું. | ઢુંઢ(વું). |
| ૪૩. तक्ष् છોલવું. | તાસ(વું), તાછ(વું). |
| ૪૪. त्रा રક્ષણ કરવું. अवत्राण બચાવવું. | બચાવ(વું). |
| ૪૫. त्रुट् તૂટવું, તોડવું. | તૂટ(વું), તોડ(વું). |
| ૪૬. दण्ड् શિક્ષા કરવી. | દંડ(વું); દાટ(વું). |
| ૪૭. दम् દમવું. | દમ(વું). |
| ૪૮. दर બીક. | ડર(વું). |
| ૪૯. दल् ભાગ કરવા, દળવું. | દળ(વું). |
| ૫૦. दंश् ડંખવું, કરડવું. | ડસ(વું)–ડંખ(વું). |

| | |
|---|---|
| ૫૧. दुःख् દુઃખ દેવું, દૂખવું. | દૂખ(વું). |
| ૫૨. दुल् હલાવવું. | ડોલ(વું). |
| ૫૩. दृ માન આપવું, બીવું. | |
| आदृ શરૂ કરવું, માન આપવું. | આદર(વું). |
| ૫૪. दॄ ફાડવું. विदॄ વાઢવું, કાપવું, ફાડવું. | વિદાર(વું). |
| ૫૫. धाव् દોડવું, ધાવું; ધોવું. | ધા(વું); ધો(વું). |
| ૫૬. धवल ધોળું. | ધોળ(વું). |
| ૫૭. धिक्ष् તપાવવું. | ધીક(વું). |
| ૫૮. धू ધૂજવું, ધૂણવું. | ધૂજ(વું), ધૂણ(વું). |
| ૫૯. धूम् ધૂમાવું. | ધૂમા(વું). |
| ૬૦. धे ધાવવું. | ધાવ(વું). |
| ૬૧. ध्मा ધમવું, ફૂંકવું. | ધમ(વું). |
| ૬૨. ध्यान( ध्यै વિચારવું ) ચિન્તન. | (સમ)જ(વું). |
| ૬૩. नल् બાંધવું. | નડ(વું). |
| ૬૪. नृत्य ( नृत् નાચવું ) નાચ. | નાચ(વું). |
| ૬૫. पल् જવું, નાસવું. | પળ(વું), પળી જવું. |
| ૬૬. पश् બાંધવું. | ફસ(વું). |
| ૬૭. पिष् દળવું. | પીસ(વું). |
| ૬૮. व्यापृ ( वि+आ+पृ કામે લગાડવું ) વાપરવું. | વાપર(વું), વાવર(વું). |
| ૬૯. पृष् કષ્ટ આપવું. | પીટ(વું). |
| ૭૦. फेन् ફીણ ચડવું. | ફીણ(વું). |
| ૭૧. बल्ह् બોલવું. | બોલ(વું). |
| ૭૨. बुक् બોલવું, ભસવું, અવાજ કરવો. | ભૂંક(વું). |
| ૭૩. बुल् ડૂબવું. | બોળ(વું). |

| | |
|---|---|
| ૭૪. भण् ભણવું. | ભણ(વું). |
| ૭૫. भल् જોવું. | ભાળ(વું). |
| निभालय ( नि+भल् ) નિહાળવું. | નિહાળ(વું). |
| ૭૬. भष् ભસવું, ગાળો દેવી. | ભસ(વું). |
| ૭૭. भूक् ભોંકવું. | ભોંક(વું). |
| ૭૮. भृज् શેકવું, ભુંજવું. | ભુંજ(વું). |
| ૭૯. भ्राज् પ્રકાશવું. | |
| ૮૦. मिल् ભેટવું. | મળ(વું). |
| उन्मिल ( उद्+मिल् ) ઉમેરવું. | ઉમેર(વું). |
| ૮૧. मुण्ड् મુંડવું, હજામત કરવી. | મુંડ(વું); મોડ(વું) (માનભંગ કરવું). |
| ૮૨. मुस् મસળવું. | મસળ(વું). |
| ૮૩. मृग् ખોળવું, શિકાર કરવો. | |
| ૮૪. मार्ज् માજવું, સાફ કરવું. | માજ(વું). |
| ૮૫. मृश् વિચારવું; विमृश् વમાસવું. | વમાસ(વું). |
| ૮૬. मृष् સીંચવું, સહન કરવું. | મટ(વું), મટાડ(વું). |
| ૮૭. यु બાંધવું, જોડવું; योत्र જોતર. | જોતર(વું). |
| ૮૮. रख् રખડવું. | રખડ(વું). |
| ૮૯. रट् બૂમ પાડવી. | રટ(વું), રડ(વું); લડ(વું). |
| ૯૦. रध्, रंध् નાશ કરવો, ઈજા કરવી. | રાંધ(વું). |
| ૯૧. रिष् ઈજા કરવી, નાશ કરવો. | રેંસ(વું). |
| ૯૨. रु બૂમ પાડવી. | રો(વું). |
| ૯૩. रुह् ફણગો ફૂટવો. रोपयति (रुह्નો પ્રેરક). | રોપ(વું). |

| | |
|---|---|
| ૯૪. लल् રમવું. | લાડ[વું]. |
| ૯૫. ला લેવું. | લે(વું). |
| ૯૬. लुट्, लुठ् લોટવું, આળોટવું. | લોટ(વું),આળોટ(વું). |
| ૯૭. लुण्ट् લુંટવું. | લુંટ(વું). |
| ૯૮. लू કાપવું. | લણ(વું). |
| ૯૯. लोच् જોવું. | |
| आलोच् વિચારવું, કલ્પનાથી શોધી કાઢવું. | આલોચ(વું). |
| विलोच् નિહાળવું, જોવું. | વિલોચ(વું). |
| ૧૦૦. वन्द् વંદન કરવું, નમવું. | વંદ(વું). |
| ૧૦૧. वप् વાવવું. | વાવ(વું). |
| ૧૦૨. वम् ઓકવું. | વામ(વું), વમન થવું. |
| ૧૦૩. वीज् જવું, પંખો કરવો. | વીંજ(વું). |
| ૧૦૪. वृज् વર્જવું, છોડી દેવું. | વર્જ(વું). |
| ૧૦૫. वे વણવું. | વણ(વું). |
| प्रवे પરોવવું. | પ્રો(વું)–પરોવ(વું). |
| ૧૦૬. शद् સળવું. | સળ(વું). |
| ૧૦૭. शद् નાશ પામવું. | સડ(વું). |
| ૧૦૮. शिङ्घ् સૂંઘવું. | સૂંઘ(વું). |
| ૧૦૯. शून (श्वि વધવું, સૂજવુંનો ભૂ. કૃ.) સૂજેલું. | સૂણ(વું). |
| ૧૧૦. श्रु શ્રવણ કરવું, સૂણવું, સાંભળવું. | સૂણ(વું). |
| ૧૧૧. सज्ज् સજવું. | સજ(વું). |
| ૧૧૨. सिव् સીવવું. | સીવ(વું). |
| ૧૧૩. स्थग् ઠગવું. | ઠગ(વું). |

૧૧૪. स्फट् ફાટવું, ફાડવું. ફાટ(વું), ફાડ(વું).
૧૧૫. आस्फाल् મારવું, પછાડવું. અફાળ(વું),અફળા(વું).
૧૧૬. स्फुट ખીલવું, દેખાવું. ફોડ(વું).
૧૧૭. स्वप् ઊંઘવું. સૂ(વું).
૧૧૮. स्विद् રાંધવું, પરસેવો થવો; स्विद्य સીજવું. સીજ(વું).
૧૧૯. हिण्ड् જવું. હિંડ(વું).
૧૨૦. हल्ल् ધ્રૂજવું, જવું. હાલ(વું).

---

## કૃત્પ્રત્યય પ્રકરણ.

ધાતુને છેડે આવનાર પ્રત્યયો કૃત્ કહેવાય છે. કૃત્ પ્રત્યય જેને છેડે હોય છે તે કૃદંત (કૃત્+અંત) કહેવાય છે.

સંધિ, સમાસ, અને તદ્ધિત પ્રત્યય પ્રકરણમાં શબ્દના ભાગ પાડતાં તેમાંથી એક પણ ઓળખાય એવો શબ્દ હાથ લાગતો હતો; પણ કૃદંતમાં તો ધાતુ ને પ્રત્યયજ ઓળખી કાઢવાના છે. શબ્દના અર્થ પરથી વિદ્યાર્થીઓ ધાતુને ખોળી કાઢે એ વ્યુત્પત્તિશિક્ષણ માટે ઉત્તમ પદ્ધતિ છે. આથી અમે પ્રત્યેક ઉદાહરણના અર્થ આપેલા છે તે પરથી ધાતુપ્રત્યયના અર્થ વિદ્યાર્થીઓએ પોતે આપવાના છે. ધાતુ શુદ્ધ કહી શકે માટે આ પ્રકરણ ચલાવતાં પહેલાં પાછળ આપેલ ધાતુ ને તેના અર્થ બરાબર પાકા કરાવવા. પ્રત્યયના અનેક અર્થ હોય ત્યાં તેનો જે અર્થ લાગુ પડતો હોય તેજ વિચારીને કહેવો. અઘરા શબ્દોમાં અમે ભાગ પાડી આપ્યા છે.

તત્સમ શબ્દપરથી ઉત્પન્ન થતા તદ્ભવ શબ્દો, તત્સમ શબ્દની જોડે નાના કૌંસમાં આપ્યા છે.

---

# સંસ્કૃત કૃત્પ્રત્યયો.

## ૧. કર્તૃવાચક.

### ૧. તૃ—તા ( પ્ર. એ. વ. )—નાર.

(૧). **જ્ઞાતા** ( જ્ઞા+તૃ,–જાણનાર ), **દાતા** ( દા+તૃ,–દાન કરનાર, આપનાર ), **અન્નદાતા** ( અન્નને આપનાર, પોષક ), **ધાતા** ( ધા+તૃ,–પેદા કરનાર, બ્રહ્મા ), **માતા** ( માઇ, મા )–[ મા ( માન્? ) +તૃ,–મવાડનારી, જનિતા ), **હન્તા** ( હન્+તૃ,–મારનાર, ખૂની ).

(૨). **નેતા** ( ની+તૃ,–દોરનાર, આગેવાન ), **વેત્તા** ( વિદ્+તૃ,–જાણનાર ), **બ્રહ્મવેત્તા** ( પરમાત્માને જાણનારો ), **શ્રોતા** ( શ્રુ+તૃ,–સાંભળનાર ), **હોતા** ( હુ+તૃ,–હવન કરનારો; પુરોહિત; ગોર; જેનું કામ મંત્ર ભણવાનું છે એવો યાજ્ઞિક ગોર ).

(૩). **કર્તા** કે **કર્ત્તા*** ( કિરતાર–કરતાર )–( કૃ + તૃ,–કરનાર), **ધર્ત્તા** ( ધૃ+તૃ,–ધારણ કરનાર ), **ભર્ત્તા** ( ભર્તાર–ભરથાર )– ( ભૃ+તૃ,–ભરણ પોષણ કરનાર; ધણી ), **હર્તા** ( હૃ+તૃ,–હરનારો ).

(૪). **ભોક્તા** ( ભુજ્+તૃ,–ભોગવનાર; ખાનાર ), **વક્તા** (વચ્+તૃ,–બોલનારો; પંડિત ), **વક્તૃત્વ** ( બોલવાપણું ).

(૫). **દંષ્ટ્રા** ( દાઢ )–( દંશ+તૃ,–કરડનાર ), **દ્રષ્ટા** ( દશ્+તૃ,–જોનાર ), **સ્રષ્ટા** ( સૃજ્+તૃ,–સરજનાર, બ્રહ્મા ).

(૬). **જનિતા**( સં. જનિત્રી–જનિતા–જનેતા )–(જન્+તૃ,–જન્મ આપનારી; માતા ), **પિતા** ( પા+તૃ,–પાળનાર; બાપ ), **પિતામહ** ( બાપનો બાપ, દાદો ), **પિતૃક્રિયા** ( શ્રાદ્ધ વગેરે ), **પિતૃભક્તિ**

---

* સ્વરની પછી ર્ કે હ્ હોય, અને ર્ કે હ્ની પછી વ્યંજન આવે, તો વ્યજંન વિકલ્પે બેવડાય છે. ઉદા.–કીર્તિ કે કીર્ત્તિ, મૂર્તિ કે મૂર્ત્તિ, વર્તમાન કે વર્ત્તમાન, વાર્તા કે વાર્ત્તા, વર્તુલ કે વર્ત્તુલ.

( પિતાની ભક્તિ )–ત્રાતા ( ત્રા=પાળવું+તૃ,–પાળનાર ).

(૭). **ભ્રાતા** ( ભાઈ )–( ભ્રાજ્+તૃ,–પ્રકાશનાર ), **ભ્રાતૃદ્વિતીયા** ( ભાઇબીજ; કારતક સુદ બીજ ), **સવિતા** ( સૂ+તૃ,–સૃષ્ટિકર્ત્તા; સૂર્ય ).

૨. अक—નાર.

(૧). ધા. ૬—**ગુણક** ( ગુણનારી સંખ્યા ), **પાલક** ( પાલખ–પાળીઓ )–( પાળનાર ), **પૂજક** ( પૂજનાર; પૂજારો ), **પૂરક** ( પૂરનાર; ભરનાર ), **ભક્ષક** ( ભક્ષણ કરનાર, ખાનાર ), **યાચક** (જાચક)–( માગનાર ), **રક્ષક** ( રખો )–( રક્ષણ કરનાર ), **રંજક** ( રાજી કરનાર ), **રાજક** ( દીપનાર, રાજા ), **રૂપક** ( રૂપિયો )–( દેખાનાર, શોભનાર; એક વાતને બીજીને નામે એકાદું નવું રૂપ આપવું તે ), **લોહચુંબક** ( લોહ=લોઢું+ચુંબ્=ચુંબન કરવું+અક,–લોઢાને ખેંચનાર ), **શિક્ષક** ( શિખવનાર ), **સાધક** ( સાધનાર ), **સેવક** ( સેવનાર; દાસ, નોકર ), **હિંસક** ( હિંસ્= વધ કરવો, પીડા કરવી+અક,–હિંસા કરનાર; ઈજા કરનાર; ક્રૂર ).

ધા. ૭—**જનક** ( પેદા કરનાર, બાપ ), **ત્રૂટક** ( તોડનાર ), **દીપક** ( દીવડો )–( પ્રકાશમાન કરનાર ), **ભૃગુકુળદીપક** ( ભૃગુ ઋષિના કુળને શોભાવનાર–પરશુરામ), **ઉષ્ણતામાપક** (ઉષ્ણતા=ગરમી +માપ્=માપવું+અક,–ગરમીને માપનાર), **ભેજમાપક** (ભેજને માપનાર), **જીવિકા** ( જીવ્+ઇકા,–જીવાડનારી; ગુજારો, રોજી, ઉપજીવિકા ).

(૨). ધા. ૬—**ગ્રાહક** ( ઘરાક )–( ગ્રહ્+અક,–ગ્રહણ કરનાર, લેનાર, ખરીદ કરનાર ), **ભાજક** ( ભાગનારી સંખ્યા ), **દૃઢભાજક** ( બે અથવા વધારે સંખ્યાનો મોટામાં મોટો નિઃશેષ ભાજક ), **વાહક** ( વહેનાર ), **ઉષ્ણતાવાહક** ( ગરમી એક છેડેથી બીજે છેડે વહી શકે તેવા ), **મંદવાહક** ( ગરમી મંદ–ધીમી–વહી શકે તેવા ).

ધો. ૭—નાટક ( નટ્=નાચવું+અક,–નાચનાર; જેમાં ગદ્યરૂપ
સંવાદ અને કવિતા બંને હોય છે તે; વેશ કાઢી ખેલ કરવો તે ),
નાટકકાર ( નાટક કરનાર; નાટક લખનાર ), નાશક ( નાશ પામ-
નાર ), વાયુનાશક ( વાયુનો નાશ કરનાર ), નૌકાનાશક ( નૌકા–
વહાણનો નાશ કરનાર ), પાઠક ( ભણાવનાર; પુરાણ વાંચનાર ),
માદક ( મદ કરનાર; કેફી ), વાચક ( બોલનાર; કહેનાર ), હાસક
( હસનારો; મશ્કરો ).

(૩). ધો. ૭—દાયક (દા+અક,–આપનાર), સુખદાયક (સુખ
આપનાર ), સ્થાપક ( ઠાવકું )–( 'સ્થા'નો પ્રેરક ધાતુ સ્થાપ્+અક,–
સ્થાપનાર, બેસાડનાર ).

(૪). ધો. ૬—છેદક ( છિદ્+અક,–ભાગનાર ), ભેદક ( ભિદ્+
અક,–ભેદનાર ), લેખક ( લહીઓ )–( લિખ્+અક,–લખનાર ).

ધો. ૭—રેચક ( રિચ્=ખાલી કરવું+અક,–ખાલી કરનાર;
જુલાબ લાગે તેવું ), સેચક ( સિચ્+અક,–પાણી વગેરે છાંટનાર;
મેઘ ), ક્ષેપક ( ખેપીઓ )–( ક્ષિપ્=ફેંકવુ, જલદીથી જવું+અક,–
ફેંકનાર; કોઇના કરેલા ગ્રંથમાં બીજા કોઇએ પોતાની તરફથી જે
શ્લોક, વાક્ય ઘુસાવી દીધેલું હોય તે; જલદીથી જનાર ).

(૫). ધો. ૬—શોધક (શુધ્+અક,–શોધનાર), શોચક (શુચ્+
અક,–પાણી ચૂસી લેનાર).

ધો. ૭—પોષક ( પુષ્+અક,–પોષનાર ), પાવક ( પૂ+અક,–
પાવન કરનાર; અગ્નિ ), બોધક ( બુધ્+અક,–બોધ કરનાર ), ભોજક
( ભુજ્+અક,–જમનાર; જૈ દેવળોમાં ગાયન કરનાર ), મોહક ( મુહ્+
અક,–મોહ પમાડનાર), યોજક (યુજ્+અક,–યોજના કરનાર; કારીગર).

(૬). ધો. ૬–કારક( કૃ+અક,–કરનાર), દુઃખકારક (દુઃખ કરનાર ), દર્શક ( દશ્+અક,–દેખાડનાર ), દૂરદર્શક (દૂરની વસ્તુ દેખાડનાર; દૂર્બીન ), પારદર્શક ( પાર–સોસરૂં દેખાડનાર ), સૂક્ષ્મદર્શક ( સૂક્ષ્મ–ઝીણી વસ્તુ દેખાડનાર યંત્ર ).

ધો. ૭—તારક ( તારો )–[ તૃ+અક,–તરનાર; તારનાર ( પાણીમાં) ], દ્રાવક ( દ્રુ+અક,–ઓગળનાર ), ધારક ( ધૃ+અક,–ધારણ કરનાર ), મારક ( મારો )– ( મૃ+અક,–મારનાર ), સ્મારક ( સ્મૃ+અક,–સ્મરણ કરાવનાર), સ્વરભેદદર્શક ( સ્વરનો ભેદ દેખાડનાર), વર્ધક ( વૃધ્+અક,–વધારનાર ), જ્ઞાનવર્ધક ( જ્ઞાન વધારનાર ), ઘાતક ( હન્+અક,–હણનાર ).

૩. अन—નાર.

ધો. ૬—રમણ ( રમ્+અન,–રમનાર; વહાલો, ધણી ), મોહન ( મુહ્+અન,–મોહ પમાડનાર ), શોભન ( શુભ્+અન,–શોભનાર; સારૂં ), પવન ( પૂ+અન,–ચોકખું કરનાર–પવન ), પાવન ( પૂ+અન, પવિત્ર કરનાર; પવિત્ર; સ્વચ્છ ).

ધો. ૭—પાલન ( પાલણ; પાયણું )–( પાળનાર ), મદન ( ગાંડો કરનાર, કામદેવ ), આનન ( અન્=શ્વાસ લેવો+અન,–શ્વાસ લેનાર–મોઢું ), વાહન ( વહાણ )–( વહ્+અન,–ઊંચકી જનાર; ગાડી, વહાણ, વગેરે), મોચન ( મુચ્+અન,–મુક્ત કરનાર; છૂટા કરનાર ), મોહધારણ [ મોહ+ધારણ ( ધૃ+અન ),–મોહ રાખનાર ], સ્વરધારણ [ સ્વર ( સ્વૃ+અ )=અવાજ+ધારણ–અવાજને ધારણ કરનાર, સ્વરગ્રાહક ], વર્ધન ( વૃધ્ + અન,=વધારનાર), ગોવર્ધન (ગો–ગાયને વધારનાર; ગોકુળ પાસે એક ડુંગરી છે ), દીનશરણ ( દીન=ગરીબ+શૃ+અન,–ગરીબને આશ્રય આપનાર ).

**રસના** ( રસ્+અના=નારી,–સ્વાદ લેનારી, જીભ ), **લલના** ( લલ્+અના,–રમનારી, નારી, બાયડી ).

૪. **इन्–ई** (પ્ર. એ. વ. )—નાર.

**इन्** પ્રત્યય તદ્ધિત અને કૃત્ બંને છે; શબ્દને છેડે આવે તો તદ્ધિત, અને ધાતુને છેડે આવે તો કૃત્ પ્રત્યય જાણવો.

**ધો. ૬—ક્રોધી** ( ક્રુધ્=ગુસ્સે થવું+ઇન્,–ગુસ્સે થનાર ), **ભોગી** ( ભુજ્+ઇન્,–ભોગવનાર; સંસારી ), **યોગી** (જોગી)–( યુજ્+ઇન્,–જોડનાર; યોગસાધના કરનાર; તપસ્વી; સંન્યાસી ), **સ્નેહી** ( સ્નિહ્=સ્નેહ કરવો+ઇન્,–સ્નેહ કરનાર ), **માનિની** ( માનની–માનુની )–(માન્+ઇની,–પ્રિય ઉપર રીસે–ક્રોધે–ભરાયલી સ્ત્રી; ભારેખમ સ્ત્રી; માનની ભૂખી સ્ત્રી ).

**ધો. ૭—આનંદકારી** ( આનંદ+કૃ+ઇન્,–આનંદ કરનાર ), **ચમત્કારી** ( ચમત્–નવાઇ કરનાર; અજાયબ ભરેલું ), **સુખકારી** ( સુખ કરનાર ), **ગજગામી** ( ગજ=હાથી+ગમ્+ઇન્,–હાથી પેઠે ચાલનારી સ્ત્રી ), **અતિજ્વાળાગ્રાહી** ( અતિ+જ્વાળા=પ્રકાશ, બળતું+ગ્રહ્+ઇન્,–એકદમ જ્વાળા પકડનાર; જલદી સળગી જાય તેવું ), **ભાવી** ( ભૂ+ઇન્,–થનાર ), **રાગી** ( રંજ્+ઇન–ખુશી કરનાર; શોખી ), **નગરવાસી** ( નગર+વસ્+ઇન્,–નગરમાં વસનાર ), **સ્વર્ગવાસી** ( સ્વર્ગ=દેવલોક+વસ્+ઇન્,–દેવલોકમાં વસનાર ), **મંત્રી** (મંત્ર=સલાહ આપવી+ઇન્,–સલાહ આપનાર; પ્રધાન ), **સૃષ્ટિદોહિની** ( સૃષ્ટિ+દુહ્+ઇની,–દુનિયાના દોહનરૂપ ), **વિશ્વમોહિની** ( વિશ્વ+મુહ્+ઇની,–દુનિયાને મોહ પમાડનારી ), **રક્તવાહિની** ( રક્ત+વહ્+ઇની,–લોહી વહેનારી નસો ).

૫. **अ**=નાર.

(૧). ધો. ૬—**ખેચર** ( ખે=આકાશમાં+ચર્+અ,–આકાશમાં

ચાલનાર, પક્ષી ), **જન** ( જણ )–( પેદા થનાર; માણુસ ), **દીપ** ( દીવો )–પ્રકાશનાર, **પાલ** ( પાળો, 'વાળો' પ્રત્યય )–પાળનાર, **દિક્‌-પાળ** ( દિક્‌=દિશા+પાળ,–દિશાનો દેવ; દિગપાળ ) **દ્વારપાલ** ( દ્વાર રક્ષક ), **મહીપાલ** ( મહી–પૃથ્વીને પાળનાર; રાજા ), **રક્ષપાલ** ( રખવાળ )–રક્ષણ કરનાર, **સુખપાલ** ( એક જાતની પાલખી. ).

**ધો. ૭—ચંચળ** ( ચલ્‌+ચલ્‌+અ,–હાલ હાલ કરનાર; અસ્થિર; બુદ્ધિની ગતિવાળો–હોશિયાર ), **જંગમ** ( ગમ્‌+ગમ્‌+અ,–ચાલચાલ કરનાર; જે પદાર્થ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જઈ શકે અથવા લઇ જઇ શકાય તે; સ્થાવરથી ઉલટું ), **નટ** ( નટ્‌=નાચવું+અ,–ખેલ કરનાર, નટવો ), **નાથ** ( ધણી થનાર, ધણી, પતિ; માલિક ), **પદ** ( જનાર–પગ; વાક્યમાંના શબ્દ; ગાવાની કવિતાનો એક ભેદ–ભજન; ચોથો ભાગ ), **હરિપદ** ( હરિચરણ ), **બુધ** ( જાણનાર; પંડિત; એ નામનો એક ગ્રહ; એક વારનું નામ ), **ભુજ** ( વાંકો વળનાર; હાથ, ખભાથી કોણી સુધીનો ભાગ ), **યમ** ( જમ )–( અટકાવનાર; મુવા પછી સજા કરનાર–ધર્મરાજા, કેમકે તેમના ભયથી માણસો પાપ કરતાં અટકે છે ), **શક** ( શક્તિમાન હોનાર; શક–સિથિયન–લોક ), **શકારિ** [ શક+અરિ=શત્રુ,–શક લોકને હરાવનાર; વિક્રમાદિત્ય ], **સભાસદ** ( સભા+સદ્‌=બેસવું+અ,–સભામાં બેસનાર; મેમ્બર ), **હરિજન** [ હરિના ભક્ત ).

(૨). **ધો. ૬—નામ** ( નમ્‌+અ,–નમનાર; જેનો અર્થ ક્રિયાપદના અર્થને નમે છે; તેને તાબે છે તે નામ ), **રામ** ( રમ્‌+અ,–રમનાર; સર્વમાં વ્યાપી રહેલો જે પરમાત્મા તે; રામ, દશરથના પુત્ર ), **રામદૂત** ( હનુમાન્‌ ), **રામનવમી** ( ચૈત્ર સુદ નોમ; રામચંદ્રજીનો જન્મ દિવસ; રામજયંતિ ), **રામબાણ**.

(૩). ધો. ૬—**દેવ** ( દિવ્+અ,–પ્રકાશનાર; ઇંદ્ર; જે અમર પ્રાણી સ્વર્ગમાં રહે છે તે; બ્રહ્મ ), **દેવગૃહ** ( દહેરૂં )–દેવનું ઘર.

(૪). ધો. ૭—**ચોર** ( ચુર્+અ,–ચોરનાર; વગર હકે બીજાની મિલ્કત છાનીમાની લઇ જનાર; તસ્કર ), **ભવ** ( ભૂ+અ,–હોનાર–મહાદેવ; હોવું તે–જીંદગી; સંસાર ).

(૫). ધો. ૭—**કર** ( કૃ+અ,–કરનાર; હાથ ), **કાર્યકર** ( બીજાને માટે કામ કરનાર ), **પીડાકર** ( દુઃખ દેનાર ), **કાર** ( કૃ+અ,–કરનાર ), **અહંકાર** ( અહમ્=હું+કાર,–હું હું કરવું તે; અભિમાન ), **ધર** ( ધૃ+અ,–ધરનાર ), **ગદાધર** ( ગદા ધરનાર, વિષ્ણુ ), **પયોધર** ( પયસ્=પાણી, દૂધ+ધર,–પાણી ધરનાર–વાદળું, દૂધ ધરનાર–સ્તન ), **ભુધર** ( ભૂ–પૃથ્વીને ધારણ કરનાર, શ્રીકૃષ્ણ; ઇશ્વર), **ધાર** ( ધૃ+અ,–ધારણ કરનાર; હથિયારની ધાર; વરસાદનું ઝાપટું; ઊંચેથી પડતું પાણી જે ઝીણા આકારમાં દેખાય છે તે ), **ભર** ( ભૃ+અ,–ભરણપોષણ કરનાર ), **વિશ્વંભર** ( વિશ્વ–દુનિયાનું ભરણપોષણ કરનાર; ઇશ્વર ); **શર** ( શૄ+અ,–હિંસા કરનાર; તીર, બાણ ), **સર** ( સેર )–( સૃ+અ,–જનાર; દોરો ), **અગ્રસર–અગ્રેસર** ( અગ્ર=આગળ+સર,–આગળ જનારી રકમ–યુગ્મનું પહેલું પદ; આગળ જનાર—આગેવાન ), **હર** ( હૃ+અ,–હરનાર; શિવ ), **પાપહર** ( પાપ હરણ કરનાર ).

(૬). ધો. ૯—**ગ** (ગમ્+અ,–જનાર), **નગ** ( ન=નહિ+ગ=જનાર,–નહિ જનાર–પર્વત, ઝાડ), **જ** ( જન્+અ,–જન્મનાર), **આત્મજ** ( આત્મન્=પોતે+જ,–પોતાથી જન્મેલ; દીકરો ), **જ્ઞ** ( જ્ઞા+અ,–જાણનાર), **સર્વજ્ઞ** (સઘળું જાણનાર; ઇશ્વર; જ્ઞાની ), **દ** (દા+અ,–આપનાર ), **ઇષ્ટદ** ( ઇષ્ટ=ઇચ્છેલું+દ,–ઇચ્છેલું આપનાર ), **પિંડદ** ( પિંડ આપનાર), **જલદ** [જળ આપનાર, વાદળું ), **વારિદ** (વારિ-

પાણીને આપનાર; મેઘ ), **પ** ( પા+અ,-પીનાર ), **મધુપ** ( મધ-પીનાર-મધમાખી; ભમરો ), **પ** ( પા+અ,-પાળનાર ), **ક્ષિતિપ** ( ક્ષિતિ-પૃથ્વીને પાળનાર; રાજા ), **ગોપેશ** ( ગોપ-ગાયોને પાળ-નાર+ઈશ=ધણી, ગોવાળનો ઉપરિ; શ્રીકૃષ્ણ ), **મંડપ** [ માંડવો ] -( મંડ-શોભાને પાળનાર; માંગલિક પ્રસંગે ઉભો કરેલ માંડવો ), **સ્થ** ( સ્થા+અ,-રહેનાર ), **દ્વાઃસ્થ** ( દ્વાર્-બારણે રહેનાર; દ્વાર-પાલ ), **ઘ્ન** ( હન્+અ,-હણનાર ).

૬. **य**=નાર.

ધો. ૭—**છાદ્ય** ( છાજ )-( છદ્+ય,-ઢાંકનાર ), **જાયા** ( જન્+યા,-જણનારી; પત્ની; ભાર્યા ), **મદ્ય** ( ગાંડા કરનાર; મદિરા; દારુ ), **વૈદ્ય** ( વૈદ )-( વિદ્+ય,-જાણનાર; તબીબ; હકીમ; ડૉક્ટર ), **યામ્ય** ( યમ્+ય,-અટકાવનાર, યમ રાજાનો ચાકર; દક્ષિણ દિશાનું ), **વૈશ્ય** ( વિશ્=વ્યાપવું+ય,-બહુ ફેલાયલા લોક; એ નામની ત્રીજી વર્ણ ).

૭. **उ**=નાર.

**ઇચ્છુ** (ઇષ્-ઇચ્છ્+ઉ,-ઇચ્છનાર), **તનુ** (તન)-(તન્+ઉ,-તણાનાર, શરીર; પાતળું ), **તરૂ** ( તૃ+ઉ,-ફણગો ફૂટીને નીકળનાર, ઝાડ, વૃક્ષ), **બંધુ** ( બંધ્+ઉ,-સગાઇથી બંધાનાર, સગો; સગો ભાઇ; મિત્ર ), **ભિક્ષુ** ( ભિક્ષ્+ઉ,-માગનાર, ભિખારી; બુદ્ધ સાધુ ), **ભેદુ** ( ભિદ્+ઉ,-પેસનાર, પેસીને ગુપ્ત વાત જાણનાર ), **સાધુ** ( સાહુ )-સાધ્+ઉ,-પરકાર્ય સાધે તે; ફતેહ મેળવનાર; પ્રામાણિક; જૈન સાધુ; જોગી ), **જિજ્ઞાસુ** (જિજ્ઞાસ=જાણવા ઇચ્છવું+ઉ,-જાણવા ઇચ્છનાર ), **મુમુક્ષુ** (મુમુક્ષ=મોક્ષ ઇચ્છવું+ઉ,-મોક્ષ ઇચ્છનાર), **મુમૂર્ષુ** (મુમૂર્ષ=મરણ ઇચ્છવું+ઉ,-મરણ ઇચ્છનાર ).

૮. **वर**=નાર.

ઇશ્વર ( ઇશ્=ધણી થવું+વર,-ધણી થનાર, ધણી, પ્રભુ ),

**નશ્વર** (નશ્+વર,–નાશ પામનાર, નાશવંત), **ભાસ્વર** (ભાસ્=પ્રકાશવું+વર,–પ્રકાશનાર; સૂર્ય; દિવસ; અગ્નિ; ચળકતું), **સ્થાવર** (સ્થા+વર, ઉભા રહેનાર, અચલ, સ્થિર; પર્વત; લઇ ન જવાય તેવી ચીજ–જંગમથી ઉલટું).

૯. **र**=નાર.

**ચંદ્ર** (ચાંદો)–(ચંદ્–પ્રકાશવું+ર,–પ્રકાશનાર), **છિદ્ર** (છીંડું)–(છિદ્+ર,–છેદવું તે, કાણું, બાકું; એબ), **નમ્ર** (નરમ)–(નમ્+ર,–નમનાર, વિવેકી), **પત્ર** (પત્+ર,–પડનાર, પાંદડું; પુસ્તકનું પાનું; દસ્તાવેજ), **રુદ્ર** (રુદ્=રડવું+ર,–રડાવનાર, શિવ–શિવનું કામ સંહાર કરવાનું છે માટે), **નગર** (નગ=પર્વત+ર=સ્થળવાચક પ્રત્યય,–પર્વત સમાન જ્યાં મોટા મહેલ છે તે–શહેર), **શુક્ર** (શુચ્+ર,–પ્રકાશનાર, શુક્ર ગ્રહ).

૧૦. **નુ**=નાર.

**ભાનુ** (ભાણ)–(ભા=પ્રકાશવું+નુ,–પ્રકાશનાર, સૂર્ય), **વિષ્ણુ** (વિષ્+નુ,–વ્યાપનાર, વિષ્ણુ ભગવાન્; પરમેશ્વર), **સ્થાણુ** (સ્થા+નુ,–સ્થિર રહેનાર; શિવ).

૧૧. **क्विप्** પ્રત્યય.

ધાતુને કંઈ પણ પ્રત્યય નહિ લાગ્યા છતાં તેમાં કર્ત્તાનો અર્થ વધે છે, ત્યારે ધાતુને ક્વિપ્ પ્રત્યય લાગ્યો કહેવાય છે. આ પ્રત્યય નામનોજ છે, ધાતુ હોય તેવો ને તેવોજ રહે છે. ઉદા૦–**પદ્** (જનાર–પગ, ચોથો ભાગ), **રાજ્** (પ્રકાશનાર–રાજા), **ઇંદ્રજિત્** (ઇંદ્રને જિતનાર, રાવણનો પાટવી કુંવર. ધાતુને અંતે હ્રસ્વ સ્વર હોય તો ક્વિપ્ પ્રત્યય પહેલાં ત્ આગમ આવે છે), **સેનાની** (સેનાને દોરનાર, લશ્કરનો સરદાર), **પ્રભુ** [શ્રેષ્ઠ રીતે હોનાર–ઈશ્વર].

# ૨. ક્રિયાવાચક ( ‘કરવું તે’ અર્થમાં ).

## ૧. તિ—

(૧). ધો. ૬—ખ્યાતિ ( ખ્યાત )-( વખાણવું તે; કીર્તિ, પ્રસિદ્ધિ], જાગૃતિ ( જાગવું તે, સાવધપણું ), દીપ્તિ (પ્રકાશવું તે; ચળકાટ ), ધૃતિ ( ધારણ કરવું તે; ધીરજ; હિંમત; સંતોષ ), નીતિ ( નીત )-[દોરવું તે; મનુષ્યને પરસ્પર વર્તવાના નિયમ; રાજનીતિ ], નીતિનિપુણ ( નીતિ=રાજકીય બાબતનું જ્ઞાન+નિપુણ=ચતુર,-રાજનીતિમાં ચતુર; વ્યવહારમાં હોશિયાર; શાણો ), પ્રીતિ ( પ્રીત )-( પ્રસન્ન થવું તે, પ્રસન્નતા; અનુરાગ ), પૂર્તિ ( પૂરવું તે ), ભીતિ ( બીવું તે, બીક ), ભૂતિ ( હોવું તે; ચઢતી, આબાદી ), રીતિ ( રીત )-(રી=જવું+તિ,-જવું તે; પ્રચાર ), વસતિ (વસ્તી)-[વસવું તે, રહેવું તે; રહેઠાણ ], વૃત્તિ (વર્તવું તે, હોવું તે; વર્તણુક; ધંધો; આજીવિકા; ગુજરાન; ઇચ્છા ), ઉદ્દામવૃત્તિ ( ઉદ્ધત સ્વભાવવાળું, અમર્યાદ, બેસુમાર ), વાર્ત્ત ( વાટ )-( વૃત્-વર્ત્=ગોળ ફેરવવું+તિ,-ગોળ ફેરવવું તે, વાટો ), શક્તિ [શક્તિમાન થવું તે; સામર્થ્ય; દેવી મૂર્તિ ], સ્તુતિ ( વખાણવું તે, વખાણ; પ્રાર્થના ).

ધો. ૭—કૃતિ ( કરવું તે; કામ; કૃત્ય ), ક્ષિતિ ( ક્ષય થવો તે; પૃથ્વી), જ્ઞાતિ (ન્યાતિ-ન્યાત)-(જાણવું તે, ઓળખ; જ્ઞાતિ ધંધા વગેરે પર, ને જાતિ જન્મ પર આધાર રાખે છે ), શ્રુતિ ( સાંભળવું તે, ધર્મશાસ્ત્ર, વેદ; સાંભળવાનું સાધન-કાન ]. સ્મૃતિ (સરત) [ સ્મરણ કરવું તે, સ્મરણ, યાદદાસ્ત; સ્મૃતિ ( ધર્મશાસ્ત્ર ) ], જાતિ ( જાત )-[જન્-જા=પેદા થવું+તિ,-પેદા થવું તે; વર્ણ, કુળ, વંશ], પતિ ( પા=પાળવું+તિ=નાર,-પાળનાર; ધણી, માલિક, સ્વામી ).

(૨). ધો. ૬—બુદ્ધિ [બુધ્+તિ,–સમજવું તે; સમજણ, અકલ],
બુદ્ધિહીન ( અકલ વગરના ), વૃદ્ધિ ( વૃધ્+તિ,–વધવું તે; વધારો;
ઉદય ), વિષ્ટિ ( વિષ્=જવું+તિ,–જવું તે, સલાહનું કહેણ ), સૃષ્ટિ
( સૃજ્+તિ,–સરજવું તે, દુનિયા ).

ધો. ૭—ભિત્તિ ( ભીત, ભીંત )–( ભિદ્+તિ,–ભેદવું તે,
દિવાલ ), લબ્ધિ ( લભ્+તિ,–મેળવવું તે; પ્રાપ્તિ), શુદ્ધિ ( શુધ્+તિ,
–શુદ્ધ કરવું તે; પવિત્રતા, સ્વચ્છતા; ભાન ), સિદ્ધિ ( સિધ્+તિ,–
પાર પડવું તે; પોતાના કામમાં ફતેહ મેળવવી તે ), ભક્તિ (ભગતિ)
–( ભજ્+તિ,–ભજવું તે; ભજન, આરાધના ), ભુક્તિ ( ભુજ્+તિ,
–ભોગવવું તે; કબજો, ઉપભોગ ), મુક્તિ ( મુગતિ )–( મુચ્+તિ,–
છૂટા થવું તે, મોક્ષ ), યુક્તિ ( જુગતિ )–( યુજ્+તિ,–જોડવું તે;
કળા, ઉપાય ), ઉક્તિ ( વચ્+તિ,–બોલવું તે, કહેવું તે; બોલી, કથન,
વાક્ચાતુર્ય ), તુષ્ટિ ( તુષ્+તિ,–સંતોષ પામવો તે; સંતોષ ), દૃષ્ટિ
( દૃશ્+તિ,–જોવું તે; નજર ), દીર્ઘદૃષ્ટિ ( અગમચેતી, દુરંદેશી ),
સમદૃષ્ટિ ( સરખી નજર ), પુષ્ટિ ( પુષ્+તિ,–પોષવું તે, પોષણ ),
પુષ્ટિમાર્ગ ( વલ્લભાચાર્યના પંથનો એક માર્ગ ), વૃષ્ટિ ( વૃષ્+તિ,–
વરસાવવું તે, વરસાદ ) બાણવૃષ્ટિ ( બાણનો વરસાદ ).

(૩). ધો. ૬—ગતિ ( ગમ્+તિ,–જવું તે, ગમન; હાલત;
શક્તિ; સમજ ), ભૂમિતિ [ ભૂ=પૃથ્વી+મા ( માનોમિ કેટલાક પ્ર-
ત્યયમાં થાય છે )+તિ,–પૃથ્વીને માપવાની વિદ્યા, આ વિદ્યા પ્રથમ
મિસર દેશમાં જમીન માપવાને નીકળી; આકારનું શાસ્ત્ર ], સ્થિતિ
( સ્થા+તિ,–એક જગ્યાએ ઉભા રહેવું તે; રહેઠાણ; મુકામ; દશા;
પદવી ), સ્થિતિસ્થાપક ( પોતાની આગલી સ્થિતિ રાખી રહે
તેવા ગુણવાળું ).

ધો. ૭—**નતિ** ( નમ્+તિ,–નમવું તે ), **મતિ** ( મન્+તિ,–વિચારવું તે, વિચાર; બુદ્ધિ ), **યતિ** ( જતિ)-(યમ્+તિ,–રોકવું તે, પદ્યમાં વિરામ; પોતાની ઇંદ્રિયોને અટકાવનાર, યોગી; જૈન જતિ ), **રતિ** ( રમ્+તિ,–રમવું તે; પ્રીતિ; કામદેવની સ્ત્રી ), **ગ્લાનિ** [ ગ્લૈ =કરમાવું+તિ ( 'તિ'નો'નિ' થયો છે )-કરમાવું તે, મોંની કાન્તિ ઘટવી તે; શોક ].

(૪). **કાન્તિ** ( કમ્+તિ,–ચાહવું તે; શોભા, ખૂબસૂરતી; તેજ ), **ક્રાન્તિ** ( ક્રમ્+તિ,–જવું તે ), **ક્રાન્તિજ્યા** (ગ્રહોને ફરવાનો માર્ગ), **ક્રાન્તિવૃત્ત** ( સૂર્યને ફરવાનો માર્ગ ), **ક્ષાન્તિ** ( ક્ષમ્+તિ,–ખમવું તે; સહનશીલતા ), **ભ્રાન્તિ** ( ભ્રાન્ત )-( ભ્રમ્+તિ,–ભમવું તે, ભ્રમણ; વહેમ, શક), **શાન્તિ** [શમ્+તિ,–શાન્ત થવું તે; આરામ; નિરાંત], **શાન્તિકર** ( શાન્તિ ફેલાવનાર ), **શ્રાન્તિ** ( શ્રમ્+તિ,–શ્રમલાગવો તે, પરિશ્રમ; થાક ].

## ૨. अन–अना–

(૧). ધો. ૬—**અંજન** ( આંજણુ )-(આંજવું તે; કાજળ; દોષ; અજ્ઞાન ), **અટન** ( ભટકવું તે, ભમવું તે ), **અયન** ( ઇ–અય્+અન,–જવું તે ), **અર્પણ** ( અર્પ્+અન,–આપવું તે; ભેટ, બક્ષિશ ), **આસન** ( આસ્=બેસવું+અન,–બેસવું તે, બેઠક ), **કથન** ( કહેણુ )-( કહેવું તે ), **ગ્રહણ** ( ઘરણ; ઘરેણું )—( ગ્રહણ કરવું તે; પકડવું તે, સૂર્યાદિનું ગ્રહણ ), **જીવન** (જીવણ)-[જીવવું તે, જીંદગી; આજીવિકા, ઉપજીવિકા ], **જ્ઞાન** ( જાણ )-( જ્ઞા+અન,–જાણવું તે ), **દહન** ( દાઝવું તે; બાળવું તે ), **દાન** ( દાણ-દેણુ )-(દા+અન,–આપવું તે ), **નમન** ( નમણું )-(નમવું તે), **પતન** ( પડવું તે ),

**પતનકોણ** ( પડતાં ખૂણો થાય તે ), **પાન** ( પા+અન,-પીવું તે ), **પૂજન** ( પૂજવું તે, પૂજા ), **પૂરણ** ( ભરવું તે; પૂર્ણ ), **ભક્ષણ** ( ખાવું તે ), **ભજન** ( ભજવું તે ), **ભંજન** ( ભાંગવું તે ), **ભૂષણ** ( ભૂષ્=શણગારવું+અન,-શણગારવું તે ), **ભ્રમણ** ( ભમવું તે ), **માન** ( મા+અન,-માપવું તે; માણું; મણ; માણી ), **રક્ષણ** ( રક્ષણ કરવું તે; રક્ષણ, બચાવ ), **રંજન** ( રાજી થવું તે; રાજી કરવું તે ), **લક્ષણ** ( લખણ )-( જોવું તે; જે નિશાનીથી વસ્તુ ઓળખાય તે; નિશાની; આચરણ, ગુણ, ટેવ ), **લંઘન** ( લાંઘણ )-( ભૂખ્યા રહેવું તે ), **વચન** ( વેણ )-[ બોલવું તે; વચન; ઉપદેશ; વિનતિ; ( વ્યાકરણમાં ) સંખ્યા ], **વંદન** ( નમવું તે; નમસ્કાર, પ્રણામ ), **વર્ણન** ( વર્ણવું તે; બ્યાન ), **વર્ધન** ( વધવું તે ), **વસન** ( પહેરવું તે; વસ્ત્ર, કપડું, લૂગડું ), **વહન** ( વે'ન-વેણ )-( વહેવું તે ), **શાસન** ( અમલ કરવો તે; આજ્ઞા ), **શિક્ષણ** ( શિખવવું તે ), **સહન** ( સહેવું તે ), **સહનશીલ** ( સહન+શીલ=સ્વભાવ,-સહન કરે તેવા સ્વભાવનું; શાન્ત, ધીરું ), **સાધન** ( સાધવું તે, ઉપાય ), **સિવન** ( સિવણ )-સિવવું તે, **સેવન** ( સેવવું તે; ઉપભોગ ), **સ્થાન** ( થાણું )-( સ્થા+અન,-રહેવું તે, જગ્યા, ઠેકાણું ), **સ્નાન** ( સ્ના+અન,-નહાવું તે ), **હનન** ( હણવું તે, મારી નાંખવું તે ).

**ગર્જના** ( ગર્જ્+અના,-ગાજવું તે; અવાજ ), **ઘટના** ( ઘટ્+અના,-ઘડવું તે, બનાવટ ), **રચના** ( રચ્+અના,-રચવું તે, ગોઠવણ ), **વંદના** ( વંદ્+અના,-વંદવું તે, નમવું તે ), **સૂચના** ( સૂચ્+અના,-બતાવવું તે; જાણ; સાન; ખબર; ચેતવણી ).

**ધો. ૭ ખંડન** ( ખાંડણિયો )-(ભાગ કરવો તે; સામાનો

અભિપ્રાય વાદ યુક્તિથી તોડવો તે ), **ગમન** ( જવું તે ), **વિદેશ-ગમન** ( પરદેશ જવું તે ), **ઘર્ષણ** ( ઘૃષ્+અન,–ઘસવું તે; ઘસારો ), **ચિન્તન** ( વિચારવું તે–વિચાર ), **જનન** ( જન્મવું તે; જન્મ; વંશ; કુલ ), **ધોરણ** (ધોર્=સારી રીતે દોડવું+અન,–વહીવટ, નિયમ; આધાર ), **બંધન** ( બાંધણ )–( બાંધવું તે; કબજો; કેદ ), **ભાષણ** ( ભાષ્+અન,–ભાષણ કરવું તે ), **મથન** ( વલોવવું તે; મથન કરવું તે; માથાકુટ ), **હવામાન** [ હવા+માન ( મા+અન ) માપ,–હવાની ઠંડી ગરમીનું માપ ], **ઉષ્ણતામાન** ( ઉષ્ણતા–ગરમીનું માપ ), **મુંડન** ( મૂંડણ )–મુંડવું તે, **મિશ્રણ** ( મિશ્ર્+અન,–મેળવવું તે ), **યજન** ( યજ્ઞ કરવો તે, પૂજવું તે ), **યાન** ( જાન )–( યા+અન,–જવું તે; વરની સાથે પરગામ જનાર માણસોનું ટોળું; મુસાફરી; વાહન ), **આકાશયાન** ( આકાશનાં વાહન ), **રટણ** ( રટવું તે; વારેવારે નામ લેવું તે ), રાજધાની [ રાજ=રાજા+ધાની ( ધા+અની ) બેઠક,–રાજા રહે તે શહેર ], **રુદન** ( રડવું તે ), **વલન** ( વલણ )–( વળવું તે ), **શિવસદન** [ શિવ=કલ્યાણ+સદન (સદ્+અન,–રહેવાનું તે–ઘર ),–કલ્યાણનું ઠામ ], **સ્તંભન** ( જડ કરવું તે ), **સ્થાપન** ( થાપણ )–( 'સ્થા'નો પ્રેરક ધાતુ સ્થાપ્=બેસાડવું+અન,–બેસાડવું તે; મુડી ), **સ્થાપના** ( સ્થાપ્+અના,–બેસાડવું તે; રહેઠાણ ), **સૃજન** ( સૃષ્ટિનું પેદા થવું તે ).

**પાચન** ( પચ્+અન,–પચવવું તે ), **ગણના** ( ગણ્+અના,–ગણવું તે; ગણતરી; પ્રતિષ્ઠા ), **તુલના** ( તુલ્+અના,–સરખામણી, તોલના ), **વાસના** (વસ્+અના,–હોવું તે; ઇચ્છા; અંતરની અભિલાષા).

(૨). ધો. ૭—**ક્ષેપણ** ( ક્ષિપ્+અન,–ફેંકવું તે; વખત ખોવો; અપવાદ ), **ચેતન** ( ચિત્+અન,–જાણવું તે; વિચારવું તે; જીવતું;

આત્મા; મનુષ્ય; પ્રાણી ), **છેદન** ( છિદ્+અન,–કાપવું તે; ભાગ ), **ભેદન** ( ભિદ્+અન,–ભિન્ન કરવું તે ), **લેખન** ( લિખ્+અન,–લખવું તે ), **શ્રુતલેખન** ( સાંભળેલું લખવું તે ), **લેપન** (લીપણ )–( લિપ્+અન,–લેપ કરવો તે; ચોપડવું તે; લીપવું તે ), **વેદન** ( વિદ્+અન, –જાણવું તે; સુખદુઃખનો અનુભવ ), **વેદના** ( વિદ્+અના,–જાણવું તે; પીડા, દુઃખ, કળતર ), **સેચન** ( સિચ્+અન,–જળ વગેરે છાંટવું તે ), **શયન** ( શેન–સેન )–( શી+અન,–સૂવું તે, ઊંઘવું તે; બીછાનું ).

(૩). **ધો. ૬—બોધન** (બુધ્+અન,–જાણવું તે; સમજવું તે ), **ભોજન** ( ભુજ્+અન,–જમવું તે, જમણ ), **યોજન** ( જોજન )–( યુજ્+અન,–જોડવું તે; ચાર ગાઉ ), **યોજના** ( યુજ્+અના,–ગોઠવણ, રચના, સંયોગ ), **રોધન** ( રૂંધણ )–(રુધ્+અન,–અટકાવવું તે, અટકાવ ), **લોભન** ( લુભ્+અન,–લોભાવું તે ), **શોધન** ( શુધ્+અન,–શોધવું તે ), **શોષણ** ( શુષ્+અન–સુકાવું તે ), **ભવન** ( ભૂ+અન,–હોવું તે; ઘર; થવું તે ), **વક્રીભવન** ( વાંકું થવું તે ).

**ધો. ૭—દોહન** (દુહ્+અન –દોહવું તે), **કાવ્યદોહન** ( કાવ્ય =કવિતા+દોહન,–સારી સારી કવિતાઓ ચૂંટી કાઢી એકઠી કરવી તે ), **પોષણ** ( પુષ્+અન,–પોષવું તે ), **લોટન** ( લુટ્+અન,–લોટવું તે; આળોટવું તે; લોટનાર, કબૂતરની એક જાત ). **શોચન** ( શુચ્+અન, –શોક કરવો તે ), **બાષ્પભવન** ( બાષ્પ–વરાળનું થવું તે ), **હેમભવન** ( સોનાનો મહેલ ), **સમભાવના** [ સમ=સરખી+ભાવના ( ભૂ+અના ) લાગણી,–સરખી લાગણી ], **દ્રાવણ** ( દ્રુ+અન,–ઓગળવું તે ), **શ્રવણ** ( શ્રુ+અન,–શ્રવણ કરવું તે, સાંભળવું તે; સાંભળવાનું સાધન–કાન ), **સ્તવન** ( સ્તુ+અન,–વખાણવું તે ), **હવન** ( હુ+અન,–હોમ કરવો તે; યજ્ઞ ).

(૪). ધો. ૬—**કરણ** (કૃ+અન,–કરવું તે), **પૃથક્કરણ** (પૃથક્–જુદું કરવું તે, એથી ઉલટું સંયોગીકરણ), **વાક્યપૃથક્કરણ** (વાક્યના સંબંધ પ્રમાણે ભાગ પાડવા તે), **ઘર્ષણ** (ઘૃષ્+અન,–ઘસવું તે), **જાગરણ** (જાગૃ+અન,–જાગવું તે), **શરણ** (શરણું)–(શૃ+અન,–સંકટમાંથી બચવા કોઇની સહાયમાં રહેવું તે; રક્ષણ, બચાવ, આશ્રય), **દર્શન** (દૃશ્+અન,–જોવું તે, દેખાવ), **પ્રિયદર્શન** (જેને જોઇને પ્રીતિ ઉત્પન્ન થાય એવું; મનોહર દેખાવવાળું).

ધો. ૭—**કારણ** (કૃ+અન,–કરવું તે; હેતુ), **કર્મકારણ** (કર્મ–નસીબને યોગે), **ઘનીકરણ** [ઘન=ઘટ્ટ+ઈ (कृ અને भू ધાતુનાં કેટલાંક રૂપો પહેલાં ई આગમ આવે છે) + કરણ,–ઘટ્ટ થવું તે; વાયુરૂપમાંથી નક્કરરૂપ થવું તે], **સમીકરણ** (સમ=સરખાં+ઈ+કરણ,–ગણિતનાં બે પદને સરખાં કરવાં તે), **ધરણ** (ધૃ+અન,–ધારણ કરવું તે; પૃથ્વી), **ભરણ** (ભૃ+અન,–ભરવું તે), **મરણ** (મરણું)–(મૃ+અન,–મરવું તે, મૃત્યુ, મોત), **સરણ** (સૃ+અન,–જવું તે, ગમન), **સ્મરણ** (સમરણ)–(સ્મૃ+અન,–સ્મરણ કરવું તે, યાદદાસ્તી), **સ્મરણશક્તિ** (યાદ રહેવાની શક્તિ), **હરણ** (હૃ+અન,–હરવું તે, લઇ જવું તે), **માર્જન** (મૃજ્+અન;–માંજવું તે, સ્વચ્છ કરવું તે), **વર્તન** (વતન)–(વૃત્+અન,–વર્તવું તે, ચાલચલણું; રહેવું તે–રહેવાનું ઠેકાણું–વતન; રહેવાનું સાધન-જીવાઇ), **વર્ષણ** (વૃષ્+અન,–વરસવું તે; વૃષ્ટિ), **સર્જન** (સૃજ્+અન,–સરજવું તે), **ધારણા** (ધૃ+અના,–ધારણ કરવું તે; વિચાર, ઇચ્છા).

૩. अ–

(૧). ધો. ૬—**ખંડ** (ખાંડ, ખાંડું)–[ભાગવું તે; ભાગ; પૃથ્વીના મોટા ભાગ તે], **ગ્રહ** (ગ્રહણ કરવું તે; બુધ, શુક્ર, પૃથ્વી, વગેરે),

**જીવ** ( જીવવું તે; પ્રાણ, આત્મા ), **તર્ક** ( વિચારવું તે; વિચાર; કલ્પના ), **ભક્ષ** ( ખાવું તે; અન્ન ), **ભંગ** ( ભંજ્+અ,–ભાંગવું તે; ભાગ; નાશ; પરાજય ), **માન** ( માન આપવું તે; પ્રતિષ્ઠા ), **માર્ગ** ( માગ; મારગ )–( શોધવું તે; રસ્તો, વાટ; તપાસ, શોધ ), **રૂપ** ( સુંદર દેખાવું તે; આકાર; સુંદરતા; સ્વભાવ; નામ, ધાતુ, વગેરેનાં રૂપ ); **રૂપાવલિ** ( રૂપ + આવલિ=હાર,–વ્યાકરણનાં રૂપોની હાર ), **લક્ષ** ( લાખ )–( જોવું તે, લક્ષ્ય; તપાસવું તે, લાખની સંખ્યા ), **વર્ણ** ( વર્ણવું તે; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્રમાંથી પ્રત્યેક વર્ણ; ભેદ; રંગવું તે–અક્ષર; રંગ ), **શબ્દ** (સાદ)–(અવાજ કરવો તે–અવાજ; વચન; અર્થવાળો વર્ણોચ્ચાર ), **શ્રમ** ( થાકવું તે; થાક; મહેનત; દુઃખ ); **બંધ** ( બાંધો )–( બાંધવું તે; બંધ, પાટો; નિયમ; રોકાણ; રચના ), **ભગ** ( ભજ્+અ,–ભજવું તે; આશરો લેવો તે; એક દેવનું નામ છે; ભાગ્ય, ઉદય; બલ ), **ભ્રમ** ( ભરમ )–( ભમવું તે; હોય તે કરતાં જુદું સમજવું તે; ભ્રાન્તિ ), **લોક** ( જોવું તે; દુનિયા; સાત લોક ઉપરના અને સાત નીચેના; જથો), **સર્ગ** (સૃજ્+અ,–સરજવું તે; સૃષ્ટિ; કાવ્યનો ભાગ–અધ્યાય, પ્રકરણ), **સ્વાદ** [ સ્વાદ્ ( સ્વ+અદ્ )= ચાખવું, સ્વાદ લેવો,+અ,–ચાખવું તે; લહેજત, રસ ].

ધો. ૭—**અંક** ( આંક, આંકો )–(ગણવું તે; સંખ્યા, આંકડો; નિશાની; પ્રકરણ, અધ્યાય, ભાગ ), **અર્થ** ( અર્થ્=માગવું, અરજ કરવી+અ,–માગવું તે; યાચના; મતલબ, ભાવ; પૈસો, વસ્તુ, દ્રવ્ય; કારણ ), **ઇતિહાસ** ( ઇતિહ=જૂની વાર્તા+આસ્–હાજર થવું+અ,–પૂર્વ વૃત્તાંત; કથા ), **ક્રમ** (પગલાં ભરવાં તે; અનુક્રમ), **ગણ** ( ગણવું તે; ટોળું; શિવનાગણ), **ગર્વ** (ગર્વ્=અહંકાર કરવો+અ,–અહંકાર કરવો તે; અહંકાર, અભિમાન ), **ગૃહ** (ઘર )–( પકડવું તે ), **ગણિકાગૃહ**

[ ગણિકા ( ગણુ=ટોળું+ઇકા=વાળી ) વેશ્યા, કંચની+ગૃહ,-વેશ્યાનું ઘર ), **ગ્રંથ** ( ગંઠો )-( ગાંઠવું તે; પુસ્તક ), **ચિત્ર** ( ચીતરવું તે; છબી ), **ચિહ્ન** ( ચિહ્ન્=નિશાની કરવી + અ,-નિશાની ), **બાધ** ( બાધ્=દુઃખ દેવું, અટકાવવું, દુઃખ થવું + અ,-પીડા, ભય, અટકાવ, વાંધો ), **ભાસ** ( ભાસ્=દેખાવું, પ્રકાશવું+અ,-પ્રકાશ, કલ્પના ), **મદ** ( મદમાં હોવું તે; ગર્વ; નીશો ), **મિશ્ર** ( મિશ્ર્=મેળવવું, ઉમેરવું+ અ,-મેળવવું તે; મેળવણી; મેળવેલું; ભેળસેળ કરેલું ), **યુગ** (જુગ)-( યુજ્+અ,-જોડવું તે; જોડું; સત્ય, ત્રેતા, દ્વાપર, અને કલિ એ ચાર યુગમાંનો પ્રત્યેક ), **રંગ** ( રંજ્+અ,-રંગવું તે-રંગ; રાજી થવું તે-પ્રીતિ, રાગ ), **રંગભૂમિ** ( નાટયસ્થાન; રણભૂમિ ), **રસ** (રસો)-( સ્વાદ લેવો તે; રસ; પારો ), **રસજ્ઞ** ( રસને જાણનાર ), **વાસ** ( વાસ્=સુગંધ લેવી+અ,-સુગંધ ), **મુખવાસ** ( જમી ઊઠયા પછી મોંને ચોકખું કરવા પાનસોપારી વગેરે ખાવાં તે ), **શુભ** ( શોભવું તે;. મંગળ ), **શ્લોક** ( શ્લોક્=વખાણવું+અ,-કવિતા; ૩૨ અક્ષરનો એક છંદ ), **સાધ** ( સાધવું તે; કરવામંડ ), **સ્તંભ** (થંભ)-થંભવું તે, **લુંટ** ( લુંટવું તે ), **વળ** ( વળવું તે ), **વિષ** ( વિખ )-( વ્યાપવું તે; ઝેર ), **વિષધર** (સાપ), **શમ** ( શાન્ત થવું તે; શાન્તિ ).

(૨). **ધો. ૬—કામ** ( કમ્+અ,-પ્રીતિ કરવી તે; ઇચ્છા, કામદેવ ), **કામદુધા** ( અભીષ્ટ પદાર્થ આપનારી સ્વર્ગની ગાય; કામધેનુ ), **ચાલ** ( ચલ્ + અ,-ચાલવું તે; રિવાજ ), **તાપ** (તાવ)-[ તપ્+અ,-તપવું તે; ગરમી; મનની પીડા-દુઃખ ], **પશ્ચાત્તાપ** ( પસ્તાવો )-( પશ્ચાત્=પછીથી+તાપ,-પાછળથી દુઃખ ), **નાશ** ( નશ્+અ,-નાશ થવો તે ), **ભાગ** ( ભજ્+અ,-ભાગવું તે; હિસ્સો; નસીબ ), **લાભ** ( લાહવો )-( લભ્+અ,-લાભ થવો તે; પ્રાપ્તિ, ફાયદો ), **વાહ** ( વહ્+

અ,–વદવું તે; તત્ત્વ જાણવાની ઇચ્છા વડે કહેવું તે), **વાસ** (વાસો)–( વસ્+અ,–વસવું તે–રહેઠાણ ), **વાહ** (વોહ)–(વહ્+અ,–વહેવું તે).

**ધો. ૭—ગ્રાસ** ( ગ્રસ્+અ,–ખાવું તે; ખોરાક; કોળિયો ), **ખગ્રાસ** ( ખ=આકાશ+ગ્રાસ=પકડવું તે, ઘેરવું તે,–સૂર્ય કે ચંદ્રનું દેખાતું બિમ્બ પૂરેપૂરૂં ઘેરાય ત્યારે ખગ્રાસ ગ્રહણ થયું કહેવાય છે ), **ત્યાગ** (ત્યજ્+અ,–તજવું તે), **ત્રાસ** (ત્રસ્+અ,–બીવું તે–બીક, ધ્રૂજવું તે–ધ્રુજારો; જુલમ; કંટાળો ), **નાદ** ( નદ્=શબ્દ કરવો+અ,–અવાજ ), **પાક** (પચ્+અ,–રાંધવું તે; રસોઇ), **પાઠ** ( પઠ્+અ,–ભણવું તે, પઢવું; પાઠ ), **રાગ** ( રંજ્+અ,–રાજી થવું તે; પ્રીતિ; રાજી કરનાર; ગાયનનો એક પ્રકાર ), **શાપ** ( શ્રાપ–શરાપ )–(શપ્+અ,–શાપવું તે; બદદુવા ), **શામ** ( શમ્+અ,–શાન્ત થવું તે;સલાહ, સંધિ ), **શ્વાસ** ( સાસ )–( શ્વસ્+અ,–શ્વાસ લેવો તે; દમ; પ્રાણવાયુ; એક જાતનો રોગ ), **હાસ** ( હસ્+અ,–હસવું તે, મશ્કરી, આનંદ).

**દાહ** ( દાઝ )–( દહ્+અ,–બળવું તે; આગ; ઘણી ગરમી ), **અગ્નિદાહ** ( અગ્નિથી મુડદાને બાળવું તે ), **જળદાહ** ( મુડદાને પાણીમાં નાખી દઇ તે પાણીના જીવોથી ખવાઇ જાય તેમ કરવું તે ), **પાત** ( પત્+અ,–પડવું તે ), **અશ્રુપાત** ( આંસુ પાડવાં તે ), **પક્ષપાત** ( એકાદા પક્ષપર પડવું તે; તરફદારી ), **યાગ** ( જાગ )–(યજ્+અ,–યજ્ઞ કરવો તે; યજ્ઞ). **યામ** ( જામ )–(યમ્+અ,–અટકવું તે; જામ; પહોર ), **રાસ** ( રાસો )–( રસ્+અ,–રસવાળું, પ્રાકૃત ભાષામાં વીરરસ કાવ્ય ), **રાસમાળા**–( ઘણા રાસા પરથી ફાર્બસ સાહેબે રચેલો ગુજરાતનો ઇતિહાસ ).

(૩). **ધો. ૬—ક્ષેપ** ( ખેપ )–( ક્ષિપ્+અ,–મોકલવું તે ), **છેદ** ( છિદ્+અ,–કાપવું તે; કાપ, ભાગ ), **શિરચ્છેદ** ( શિરસ્=માથું+છેદ,–માથું કાપવું તે ), **ભેદ** ( ભિદ્+અ,–ભેદવું તે; તફાવત ), **વેધ** ( વેહ )–( વિધ્+અ,–વિંધવું તે; છિદ્ર, કાણું; અડચણ, બાધ ), **નયનવેધ** ( આંખને વિંધવી–છેદવી તે ).

ધો. ૭—ખેદ ( ખિદ્+અ,–ખેદ પામવો તે; શોક; દુઃખ; ગ્લાનિ ), દેશ ( દિશ્+અ,–દેખાડવું તે; મુલક ), દ્વેષ ( દ્વિષ્= ધિક્કારવું+અ,–ધિક્કારવું તે; શત્રુતા ), લેખ ( લિખ્+અ,–લખવું તે, દસ્તાવેજ ), લેપ [લિપ્+અ,–ચોપડવું તે; લેપ], વેદ ( વિદ્+અ,– જાણવું તે; જ્ઞાન; ધર્મશાસ્ત્ર ); દ્વિવેદી ( દ્વિ=બે+વેદ+ઇન્,–બે વેદને જાણવાવાળો; દવે ); ત્રિવેદી ( ત્રવાડી ); ચતુર્વેદી; વેશ ( સં. વેશ અથવા વેષ ( વિષ્+અ,–વ્યાપવું તે; સુંદર પોશાક; અલંકાર; રૂપ ), વેષધારિન્ ( વેશ ધારણ કરનાર, ઠગ ), શેષ ( શિષ્+અ,–બાકી રહેવું તે; બાકી ), સ્નેહ ( સ્નિહ્=સ્નેહ રાખવો+ અ,–સ્નેહ રાખવો તે ).

(૪). ધો. ૬—ભય (ભી+અ,–બીવું તે; બીક, ધાસ્તી, ગભરાટ).

ધો. ૭—ક્ષય ( ખઇ–ખે )–( ક્ષિ+અ,–ક્ષય થવો તે, નાશ ), ક્ષયરોગ ( શરીરમાં ઉત્તરોત્તર જે થકી સર્વ ધાતુ ક્ષય પામે છે તેવો રોગ ), જય ( જે )–( જિ+અ,–જય પામવો તે ), લય ( લી+અ,–પીગળવું તે; નાશ; જોડાણ, સંબંધ; વિશ્રામસ્થાન ).

(૫). ધો. ૬—તોલ ( તોલો, તોલું )–( તુલ્+અ,–તોળવું તે ), સમતોલ ( સંતોલો )–( સરખું વજન, બરાબર ), દોષ ( દુષ્=ભૂલ કરવી+અ,–ભૂલ કરવી તે; વાંક; ભૂલ; પાપ; કલંક ), બોધ ( બુધ્+અ,–બોધ થવો તે; જાણવું તે; સમજ; ઉપદેશ ), ભોગ ( ભુજ્=અ,–ખાવું તે–ભોજન; ભોગવવું તે–ભોગવટો; સુખ, દુઃખ, સુખદુઃખનો અનુભવ), રોધ (રુધ+અ,–અટકાવવું તે; રોકાણ).

ધો. ૭—ક્રોધ ( ક્રુધ્=ગુસ્સે થવું+અ,–ગુસ્સે થવું તે; ગુસ્સો ), મોહ ( મુહ્+અ,–બેભાન થવું તે; ભૂલાવો; અત્યંત પ્રેમ ), યોગ

જોગ )–( યુજ્+અ,–જોડવું તે–બ્રહ્મ સાથે જોડાઇ જવું તે; ગઇ બે કારણનું એકઠું થવું, તેમ થવાનો સમય–સંભવ ), રોગ ( રુજ્+અ,–વ્યાધિથી પીડાવું તે ), રોષ ( રુષ્+અ,–ગુસ્સે થવું તે; ગુસ્સો, ક્રોધ, રીસ ), લોપ ( લુપ્+અ,–છોડી દેવું તે; નાશ ), લોભ ( લુભ્+અ,–લોભ કરવો તે; તૃષ્ણા; પારકી વસ્તુમાં અત્યંત આસક્તિ ), શોક ( શુચ્+અ,–શોક કરવો તે ), શોધ ( શુધ્+અ, શોધવું તે ), શોષ ( સોસ )–( શુષ્+અ,–સુકાવું તે; તૃષા ), દ્રવ ( દ્રુ+અ,–ઝરવું તે; પ્રવાહી ), ભાવ ( ભૂ+અ,–હોવું તે; લાગણી; ઉદ્દેશ, હેતુ; ચેષ્ટા; ઇચ્છા ).

(૬). ધો. ૬—ભર ( ભૃ+અ,–ભરવું તે; ભાર, વજન ), ભાર ( ભારો )–( ભૃ+અ,–ભરવું તે; ભાર ), સ્વર ( સૂર )–[ સ્વૃ+અ,–અવાજ કરવો તે; સ્વરના ત્રણ ભેદ છે. ૧. ઉદાત્ત ( ઊંચેથી બોલાય તે), ૨. અનુદાત્ત ( નીચે બોલાય તે ), ૩. સ્વરિત ( મધ્યમ રીતે બોલાય તે ); સ્વર અને વ્યંજન પૈકી સ્વરવર્ણ; ગાયનના સાત સ્વર પૈકી પ્રત્યેક ], સ્વરશૂન્ય ( સ્વર વિનાનું ), સ્વીકાર ( સ્વ+કૃ=કબૂલ કરવું+અ,–કબૂલ કરવું તે; અંગીકાર ).

ધો. ૭—વર( વૃ+અ,–પસંદ કરવું તે; ઇચ્છા; વરદાન; ઇચ્છેલું; પતિ ), સાર ( સારૂં )–( સૃ+અ,–સરવું તે; તત્ત્વ ), સ્મર ( સ્મૃ+અ,–સ્મરણ કરવું તે; સ્મૃતિ; યાદદાસ્ત; કામદેવ ), સ્તર ( થર )–( સ્તૃ+અ,–ઢાંકવું તે, બીછાનું ).

૪. य–या–

ધો. ૬—વિદ્યા ( વિદ્+યા,–જાણવું તે; જ્ઞાન ), વિદ્યાદાન ( વિદ્યા શિખવવી તે, પુસ્તકો વગેરે આપવાં તે ), વિદ્યાધન ( વિદ્યારૂપી ધન ), વિદ્યાલાભ, વિદ્યાલોભ, વિદ્યાહીન (મૂર્ખ),

**વિદ્યોપાર્જન** ( વિદ્યા+ઉપાર્જન,-વિદ્યાનો લાભ ), **વિદ્યોપાર્જિ** ( વિદ્યા+ઉપાર્જિત=મેળવેલું,-વિદ્યાથી મેળવેલું તે ).

**ઘો. ૭—આશ્ચર્ય** [ આસ્ ( ઉદ્‌ગાર ) ઓહો+ચર્ય ( ચર્+ય ) કરવું તે,-આશ્ચર્યયુક્ત, અદ્‌ભુત, અજબ ], **ક્રિયા** ( કૃ+યા, કરવું તે, કામ ), **દિનચર્યા** ( દિન+ચર્+યા,-દિવસનું આચરણ-ગમન-વ્યવહાર ), **બ્રહ્મચર્ય** [ બ્રહ્મ=વેદ+ચર્+ય,-વેદ-વિદ્યા તરફ જવું તે; વિદ્યાભ્યાસ; કુંવારાપણું ( વેદકાળમાં વિદ્યાર્થીઓ પરણતા નહોતા ], **ભાષ્ય** ( બોલવું તે, પુસ્તક પર ટીકા ), **શય્યા** (સેજ-સજ્જા )-( શી+યા,-સૂવું તે; બીછાનું ).

૯. आ—

' आ ' પ્રત્યય તદ્ધિત અને કૃત્ બંને જાતનો છે. તદ્ધિત પ્રત્યય તરીકે શબ્દને છેડે આવી નારીજાતિ બનાવે છે, અને કૃત્ પ્રત્યય તરીકે ધાતુને છેડે આવી બહુધા ક્રિયાવાચક નારીજાતિનું નામ બનાવે છે.

**ઘો. ૮—ઇચ્છા** (ઇષ્-ઇચ્છ્=ઇચ્છવું+આ,-ઇચ્છવું તે-ઇચ્છા ), **કથા** ( કથ્+આ,-કહેવું તે, વાર્તા, બયાન), **કૃપા** ( કૃપ=કૃપા રાખવી+આ,-કૃપા રાખવી તે; કરુણા, દયા ), **ક્ષમા** (ખમા)-( ક્ષમ્+આ, માફી, ખામોશ, ધીરજ ), **ચિન્તા** ( ચિન્ત્+આ,-ફિકર ), **દયા** ( દય્=દયા લાવવી, આપવું, જવું+આ,-દયા, કરુણા ), **નિંદા** ( નિંદ્+આ -નિંદા, ખોદણી, વાંકું બોલવું ), **પીડા** ( પીડ્+આ,-દુઃખ ), **પૂજા** ( પૂજ્+આ,-ભક્તિ ), **ભાષા** ( ભાષ્+આ,-બોલી ), **વાચા** ( વચ્+આ,-વાણી, બોલી ), **શંકા** ( શંક્+આ, શક, સંદેહ, વહેમ, ભય, અવિશ્વાસ ), **શિક્ષા** ( શીખ )-( શિક્ષ્+આ, શીખામણ, બોધ, ઉપદેશ ), **શોભા** ( શુભ્+આ,-સુંદરતા, તેજ ), **સેવા** ( સેવ્+આ,-ચાકરી, પૂજા, બરદાસ્ત ).

**ધો. ૭**—**કલા** ( કલ્+આ, હુનર, જુક્તિ, ઉપાય, કાન્તિ), **ચિત્રા** ( ચિત્ર્+આ,-૨૭ નક્ષત્રમાંનું ૧૪ મું નક્ષત્ર ), **તુલા** [તોળા]-( તુલ્+આ, માણસની સામા અન્ન, સુવર્ણ વગેરે વસ્તુ તોળી દાનમાં આપવી તે; વજન; સરખાપણું; ત્રાજવું ), **દંતકથા** [ દંત=દાંત+કથા ( કથ્+આ )=વાત,-લોકમાં ચાલતી આવેલી ખરી-ખોટી મોંઢાની વાત ], **દિશા** ( દિશ્+આ,-બાજૂ, તરફ, દિશા ), **ભિક્ષા** ( ભીખ )-( ભિક્ષ્+આ,-ભીખવું તે ), **મૂર્ચ્છા** ( મૂર્ચ્છ્+આ,-બેભાન થવું તે ), **લજ્જા** ( લજ્જ્+આ,-શરમ, મર્યાદા, આબરૂ ), **વાર્તા** ( વૃત્+આ,-હોવું તે, વર્તમાન, સમાચાર, વાત ), **સ્પર્ધા** ( સ્પર્ધ્=હરિફાઇ કરવી+આ,-સરસાઇ, અદેખાઇ ), **સ્પૃહા** ( સ્પૃહ્=ઇચ્છવું+આ,-ઇચ્છા, તૃષ્ણા, ગરજ ), **પિપાસા** ( પિપાસ+આ,-તરસ ).

**ધરા** ( ધૃ+આ,-ધારણ કરનારી-પૃથ્વી ), **રક્ષા** ( રખ્યા-રાખ )-(રક્ષ્+આ,-રક્ષણ કરનારી-રાખડી; બળતાં જેનું રક્ષણ થાય છે તે-રાખ; રક્ષણ, સંભાળ ), **રંભા** ( રંભ્+આ,-આનંદ આપનારી; મુખ્ય અપ્સરાનું નામ ), **રાધા** ( રાધ્+આ, પ્રસન્ન કરનારી, એક પ્રખ્યાત ગોપી; વિશાખા નક્ષત્ર ), **રમા** ( રમ્+આ,-રમનારી, રાખેલી સ્ત્રી ), **લાક્ષા** ( લાખ )-( લક્ષ્+આ,-ચિહ્ન કરનારી; રંગ આપનારી; લાખ ).

## ૬. न-ना—

**અન્ન** ( અદ્+ન,-ખાવાનું તે, અનાજ ), **પ્રશ્ન** (પ્રચ્છ્=પૂછવું+ન,-પૂછવું તે; સવાલ ), **દિન** ( દિવ્+ન,-પ્રકાશનાર, દિવસ), **ભાન** ( ભા=પ્રકાશવું+ન,-પ્રકાશવું તે, પ્રકાશ; જ્ઞાન ), **યજ્ઞ** ( જગન )-( યજ્+ન,-યજ્ઞ કરવો તે ), **યત્ન** ( જતન )-(યત્+ન,-મહેનત કરવી

તે; પ્રયાસ, ઉદ્યોગ ), **સ્વપ્ન** ( સમણું )–( સ્વપ્+ન,–સૂવું તે; સોણું–ઊંઘમાં થતા વિચાર ), **તૃષ્ણા** ( તૃષ્=તરસ્યા થવું+ના,–તરસ્યા થવું તે, તરસ; ઇચ્છા ).

### ૭. अस्—

**અપ્સરસ્** ( અપ્છરા )–( અપ્=પાણી+સૃ+અસ્,–પાણી–સમુદ્રમાંથી નીકળેલી, સ્વર્ગમાં ગાયન કરનારી–ઉર્વશી, મેનકા, રંભા, વગેરે ), **તપસ્** ( તપ્+અસ્,–તપવું તે, તપશ્ચર્યા ), **તેજસ્** (તેજ) –( તિજ્=અણી કરવી+અસ્,–પ્રકાશ; ધાર; કોર; બળ ), **નમસ્** (નમ્+અસ્,–નમવું તે, નમન ), **નમોનમઃ** ( નમઃ+નમઃ ), **પયસ્** (પય) –( પા=પીવું+અસ્,–પીવાનું; પાણી; દૂધ ), **પયપાન** ( પય=દૂધ+પાન =પીવું તે,–ધાવવું તે), **મનસ્** ( મન )–( મન્=ઇચ્છવું, વિચારવું+અસ્,–ઇચ્છવું તે–ઇચ્છા; વિચારવું તે–વિચાર ), **વચસ્** ( વચ્+અસ્, –બોલવું તે; વાચા; શબ્દ ), **વાસસ્** ( વસ્+અસ્,–પહેરવું તે; વસ્ત્ર), **સરસ્** ( સૃ+અસ્,–સરવું તે; તળાવ ).

### ૮. क्विप् प्रत्यय—

**ચિત્** ( જ્ઞાન, વિચાર ), **દિશ્** ( દિશા, બાજૂ, તરફ ), **ભૂ** ( હોવું તે–પૃથ્વી ), **વાચ્** ( શબ્દ, અવાજ, વચન ).

---

## ૩. સાધનવાચક ( કરણાર્થક ).

### ૧. अन—

ધો. ૬—**ચરણ** ( ચર્+અન,–જે વડે ચલાય તે–પગ ), **વદન** ( વદ્+અન,–જે વડે બોલાય તે–મુખ ), **લોચન** ( લુચ્+અન, –જે વડે જોવાય તે–આંખ ).

૨. ત્ર—

(૧). ઘો. ૬—પુત્ર (પુત)–(પુ+ત્ર,–પુત્ નરકમાંથી બચવાનું સાધન; દીકરો), માત્રા (મા+ત્રા,–માપવાનું સાધન (પિંગળમાં); માપ; ધાતુની ખાખવાળું ઓસડ, રસાયન), યંત્ર (જંત્ર, જંતર)–(યમ્+ત્ર,–વખત અને મહેનત અટકાવવાનું સાધન, સંચો), વસ્ત્ર (વસ્+ત્ર,–પહેરવાનું સાધન, લૂગડાં).

ઘો. ૭—અસ્ત્ર (અસ્+ત્ર,–ફેંકીને મારવાનું સાધન; બાણ, તીર, વગેરે), પાત્ર (પા=પીવું+ત્ર,–પીવાનું સાધન, આબખોરો, વગેરે; યોગ્ય, લાયક; એ શબ્દ બીજા શબ્દ સાથે જોડાય છે. 'ક્ષમાપાત્ર,' 'દાનપાત્ર;' નાટકનો ખેલાડી; નદી, સમુદ્ર, વગેરેનાં તળિયાંની જમીન), મંત્ર (મન્+ત્ર,–વિચાર કરવાનું સાધન, ધ્યાન ધરવાનું સાધન; છાનો વિચાર અથવા મસલત), શસ્ત્ર (શમ્=મારવું+ત્ર,–મારવાનાં સાધન, હથિયાર), શસ્ત્રાસ્ત્ર (શસ્ત્ર+અસ્ત્ર,–સર્વ પ્રકારનાં હથિયાર), શાસ્ત્ર (શાસ્+ત્ર,–નિયમમાં મૂકવાનું સાધન, ધર્મશાસ્ત્ર), શાસ્ત્રજ્ઞ (શાસ્ત્ર જાણનાર), શાસ્ત્રજ્ઞાન (શાસ્ત્રનું જ્ઞાન), શાસ્ત્રદર્શિંન્ (શાસ્ત્રમાં નિપુણ).

(૨). ક્ષેત્ર (ખેતર)–(ક્ષિ=રહેવું+ત્ર,–રહેવાનું સાધન; ખેતર; જમીન; શરીર; તીર્થની જગ્યા), ક્ષેત્રજ '(ક્ષેત્ર+જ=જન્મનાર,–જે સ્ત્રી તેનો વર મરી ગયેથી અથવા રોગી હોવાથી તેના દિયેરનો સંગ કરી અથવા પોતાનાં સાસરિયાંની રજાથી ધણીના ગોત્રી કોઈ પુરુષનો સંગ કરી જે દીકરો જણે તે), ક્ષેત્રજ્ઞ (ક્ષેત્ર+જ્ઞ=જાણનાર,–ક્ષેત્ર સંબંધી જાણનાર, જ્ઞાની, ખેડુત, આત્મા), ક્ષેત્રપાલ (ખેતરપાલ)–(ક્ષેત્રનું રક્ષણ કરનાર દેવ–દેવી; ખેતરનો રખવાળ), ક્ષેત્રફલ (જમીનનું માપ), નેત્ર (ની+ત્ર,–દોરી જવાનું સાધન—આંખ).

(૩). શ્રોત્ર (શ્રુ+ત્ર,–સાંભળવાનું સાધન–કાન; વેદ), સ્તોત્ર (સ્તુ+ત્ર,–સ્તુતિ સાધન વાક્ય; ગુણનું કથન), હોત્ર (હુ+ત્ર,–હોમવાનું સાધન, ઘી વગેરે; હોમ), અગ્નિહોત્ર (મંત્રપૂર્વક અગ્નિનું સ્થાપન કરીને તેનો હોમ કરવો તે).

(૪). છત્ર (છત્તર)–(છદ્+ત્ર,–વર્ષાદ અથવા તાપથી શરીર ઢાંકવાનું સાધન), છત્રી (છત્ર+ઈ=ના. જા. પ્ર.), ગાત્ર (ગમ્+ત્ર,–ચાલવાનું સાધન; શરીરના અવયવ, શરીર), પત્ર (પદ્+ત્ર,–જવાનું સાધન–વાહન, ગાડી, વગેરે).

૩. इत्र—

પવિત્ર (પૂ=પવિત્ર કરવું+ઇત્ર,–પવિત્ર કરવાનું સાધન–પવિત્રું, દાભ, પાણી, જનોઇ; શુદ્ધ), વાહિત્ર (વાજિત્ર)–(વહ્=અવાજ કરવો+ઇત્ર,–અવાજ કરવાનું સાધન–વાજું), ચરિત્ર (ચર્+ઇત્ર=ક્રિ. વા. પ્ર.,–ચાલવું તે; આચરણ, વર્તણુક, રીતભાત).

દૃશ્ (દૃશ્+ક્વિપ્ પ્રત્યય,–જોવાનું સાધન–આંખ), વાદ્ય (વાજું)–(વદ્+ય,–અવાજ કરવાનું સાધન–વાજું), યાત્રા (જાત્રા)–(યા+ત્રા=ક્રિ. વા. પ્ર.,–જવું તે, ગતિ, મુસાફરી; જાત્રા, દેવનિમિત્ત અમુક ઉત્સવ જેમકે રથયાત્રા, વગેરે), ચક્ષુષ્ (ચક્ષ–ચખ)–(ચક્ષ્+ઉસ્,–જે વડે જોવાય તે, આંખ).

મન્–મ, મ ક્રિયા, કર્મ, સ્થળ, વગેરે અર્થ દેખાડે છેઃ—કર્મ (કામ)–(કૃ+મન્,–કરવું તે–કામ), ક્ષેમ (ખેમ)–(ક્ષિ=રહેવું+મ,–સુખી, કુશળ), ઘર્મ (ઘામ)–(ઘૃ=પ્રકાશવું+મ,–તડકો; પરસેવો), ચર્મ (ચામ–ચામડું)–(ચર્+મન્,–જવું તે, ચામડી. ચામડું, ત્વચા), જન્મ (જન્+મન્,–જન્મવું તે–જન્મ; ઉત્પત્તિ; ભવ), યુગ્મ (યુજ્+મ,–જોડવું તે; જોડકું), રોમ (રુ=ઊગ પા-

ક્લી+મ,-છિદ્ર, પાણી ), લક્ષ્મન્-લક્ષ્મણ ( લખમણ )-( લક્ષ્+મન્, -ચિહ્નવાળો, રામનો ભાઈ ), સોમ ( સુ+મ,-સોમવેલનો રસ; અમૃત; ચંદ્ર ), હોમ ( હુ=હોમવું+મ,-હોમવું તે, બલિદાન; યજ્ઞ).

ધર્મ ( ધૃ+મ=કર્મવાચક પ્રત્યય,-જે ધારણ કરેલું છે તે; ધર્મ; ફરજ; સ્વભાવ; સદ્દગુણ; આચાર; ભક્તિ ).

ધામ ( ધા=ધારણ કરવું+મન્=સ્થળ વા. પ્ર.,-ધારણ કરવાનું ઠેકાણું; ઘર; સ્થાન; મંદિર; તીર્થનું સ્થળ ), મર્મ ( મૃ+મન્=સ્થળ વા. પ્ર. ,-મરવાનું ઠેકાણું, તેવું અંગ; સાર; રહસ્ય ).

ભીમ ( ભી=બીવું+મ-ક. વા. પ્ર.,-બીવાડનાર, ભીમપાંડવ ).

તુ ક્રિયાનું ફળ વગેરે બતાવનાર પ્રત્યય:—તંતુ ( તન્=તાણવું+તુ,-તાણવાથી જે થાય છે તે-રેસા ), જંતુ ( જન્+તુ,-જીવ), વસ્તુ (વસ્ત-વસ)-(વસ્=હોવું+તુ=ક. વા. પ્ર. ,-હોનાર; ચીજ, પદાર્થ, દ્રવ્ય ).



## વિશેષણ બનાવનારા કૃત્પ્રત્યયો.

### ૧. વર્તમાન કૃદંત.

### ૧. માન—

દેદીપ્યમાન ( દીપ્+દીપુ=પુનઃ પુનઃ પ્રકાશવું+ય ( આગમ ) +માન,-અતિશય પ્રકાશતું, જાજવલ્યમાન ), યજમાન ( યજ્=યજ્ઞ કરવો+અ ( આગમ )+માન, યજ્ઞ કરતો ), રાજમાન ( રાજ્=પ્રકાશવું+અ ( આગમ )+માન,-પ્રકાશતો ), વર્તમાન ( વૃત્=હોવું+અ ( આગમ )+માન,-હોતું, ચાલતો વખત; સમાચાર ), વર્ધમાન (વઢવાણ)-(વૃધ્+અ ( આગમ )+માન,-વધતું જતું શહેર ), વિદ્યમાન

( વિદ્+ય ( આગમ )+માન,–હયાત ), **જિજ્ઞાસમાન** ( જિજ્ઞાસ=જાણવા ઇચ્છવું+માન,–જાણવા ઇચ્છતો ).

## ૨. तृ–अतृ—

જગત્ ( ગમ્+ગમ્=જવું+ત્,–જતું જતું; નાશવંત; દુનિયા ), **જાગ્રત્** ( જાગૃ+ત્,–જાગતું, પ્રકાશમાન, સાવધાન ), **વિશ્વજિત્** ( વિશ્વ=દુનિયા+જિ+ત્,–દુનિયાતે જિતતો, દુનિયા જિતનાર ), **જીવતિક્રયા** ( ( જીવ્+અત+ક્રિયા,–મુવા પછી નહિ પણ જીવતાં પોતાનો વરો કરવો તે ).

## ૨. ભૂત કૃદંત.

### ૧. त—

(૧). ધો. ૬—**અસ્ત** ( અસ્+ત, ફેંકેલું; નાશ ), **કૃત** ( કરાયલું ), **ભૂત** ( હુઓ–હવો )–( થયેલું; પૃથ્વી, પાણી, વાયુ, તેજ, અને આકાશ એવાં પાંચ ભૂત પૈકી દરેક; પ્રાણી ), **વક્રીભૂત** ( વાંકું થયેલું), **ભસ્મીભૂત** (બળીને રાખ થયેલું), **વાત** (વાયેલો; પવન), **વાતજ્વર** (વાયુનો તાવ),**વાતરોગ** (વાયુનો રોગ), **સુત** (જણેલું; પુત્ર).

ધો. ૭—**ચિત્ત** ( વિચારેલું; ઇચ્છેલું; મન ), **જાગૃત** ( જાગેલું ), **જિત** ( જિતેલું ), **પ્રીત** ( ખુશ થયેલું ), **મૂળભૂત** ( પાયારૂપ ), **સહાયભૂત** ( મદદગાર થઇ પડે તેવું ), **સાધનભૂત** (કારણરૂપ), **ભૂતેશ** ( ભૂત=પ્રાણી+ઇશ=ધણી,–સઘળાં પ્રાણીનો ધણી ), **વૃત્ત** ( વૃત્=વળવું+ત, વળેલું; ગોળ લીટી, વર્તુળ ), **સ્મિત** ( સ્મિ=હસવું+ત,–મલકાતું; ખીલેલું; હાસ્ય ), **મિત** ( મા+ત,–માપેલું ), **મિતાહાર** ( મિત+આહાર,–માપેલો આહાર; નિયમિત ખોરાક ), સ્થિત ( સ્થા+ત,–ઉભું રહેલું; રહેતું; વસતું ), **યથાસ્થિત** ( જેટલું જોઇએ તેટલું; યોગ્ય ).

**જ્ઞાત** ( જાણેલું ), **તપ્ત** ( તાતો )-( તપેલું ), **દીપ્ત** ( પ્રકાશેલું ), **ધૃત** ( પકડી રાખેલું ), **ધૃતરાષ્ટ્ર** ( ધૃત+રાષ્ટ્ર=દેશ,-જેણે દેશ જુલમથી પકડી રાખ્યો છે તે, કોરવોનો બાપ ), **નીત** ( ખેંચી કાઢેલું ), **નવનીત** ( નવ=નવું+નીત,-નવું ખેંચી કાઢેલું-માખણ ), **પૂત** ( પવિત્ર કરાયલું; પાવન ), **ભીત** ( બીધેલું ), **ભૃત** ( ભરણપોષણ કરાયલું ), મૃત ( મુઓ-મુવો, મડું )-( મરેલું ), **મૃતકં** ( મડદું ), **મૃતસંજીવની** ( મુએલાને જીવતા કરે એવી એક જાતની વિદ્યા કે ઓષધિ ), **લિપ્ત** ( લીપેલું ), **શક્ત** ( શકતો )-( શક્તિમાન થયેલું ), **શ્રિત** ( રક્ષેલું ), **શ્રુત** ( સાંભળેલું ), **બહુશ્રુત** ( જેણે સાંભળી સાંભળી ઘણીક વાતનું જ્ઞાન મેળવ્યું હોય તે; શાસ્ત્રાદિક શ્રવણથી જે કુશળ થયો હોય તે ), **સ્તુત** ( વખાણેલું ), **સ્તૃત** ( સ્તૃ=પાથરવું+ત,-પથરાયલું ), **સ્નાત** ( નહાયલું ), **સ્મૃત** ( સાંભરેલું ), **હુત** ( હોમેલું, બલિદાન કરેલું ), **હુતભૂજ્** ( હોમેલું ખાનાર-અગ્નિ ), **હૃત** ( હરેલું ).

(૨). ધા. ૬—**ગત** ( ગયો )-( ગમ્+ત,-ગયેલું; મરી ગયેલું ).

ધા. ૭—**મત** ( મન્+ત,-વિચારેલું તે; માનવું તે, સંમતિ ), **તત** ( તન્+ત,-ખેંચેલું ).

**ક્ષત** ( ક્ષણ્=ઘાયલ કરવું+ત,-ઘાયલ કરેલું, જખમી; ઘા; ઘસારો ), **નત** ( નમ્+ત,-નમેલું ), **નતાંશ** [ નત+અંશ,-કોઇ આકાશી પદાર્થ આકાશી વિષુવવૃત્તથી કેટલા અંશ નમેલો છે તે; તેથી ઉલટો શબ્દ **ઉન્નતાંશ** ( ઉદ્=ઉપર+નતાંશ,-કોઇ આકાશી પદાર્થ ક્ષિતિજથી કેટલા અંશ ઊંચો છે તે ) ], **યત** ( યમ્+ત,-કબજામાં રાખેલું ), **યુત** (યુ=જોડવું+ત,-જોડાયલું), **રત** ( રમ્+ત,-રમાયલું, રમેલું ), **હત** ( હન્+ત,-મરાયલું, મારેલું; ખોયલું; નિરાશ ).

(૩). ધા. ૭—**કાન્ત** ( કંત, કંથ )-( કમ્+ત,-ચાહેલો, વર ), **ક્ષાન્ત** ( ક્ષમ્+ત,-ક્ષમા કરાયલો; સહનશીલ, શાન્ત ), **જાત** (જાયો)-( જન્+ત,-પેદા થયલું ), **ભ્રાન્ત** ( ભ્રમ્+ત,-ભ્રમણમાં પડેલું, બાવરું ),

**શાન્ત** ( શમ્+ત,–શાન્ત થયેલું; સ્વસ્થ ), **શ્રાન્ત** ( શ્રમ્+ત,–થાકેલું ).

(૪). ધા. ૬—**મુક્ત** ( મુચ્+ત,–છૂટું થયેલું તે, માયાના બંધનમાંથી છૂટેલું, મોક્ષ પામેલું તે ), **મુક્તા** ( મુક્ત+આ=ના. જા. પ્ર.,–કાળુ માછલીની છૂટી પાડેલી સીપોમાંથી નીકળેલાં–મોતી ), **મુક્તાફલ** ( મોતી ), **મુક્તાવલિ** ( મુક્તા+આવલિ=હાર, માળા,–મોતીની માળા ), **મૌક્તિક** ( મોતી ).

ધા. ૭—**ભક્ત** ( ભાત )–( ભજ્+ત,–ભાગેલો–ભાત ), **ભક્ત** ( ભગત )–( ભજ્+ત,–ભજન કરવાયલો ), **ભક્તવત્સલ** ( ભક્ત છે વહાલો જેને એવો, કલ્યાણકારી, વિષ્ણુ ), **ભુક્ત** (ભુજ્+ત,–ખાયેલું; ભોગવેલું; અન્ન ), **યુક્ત** ( જુગત–જુગતું )–( યુજ્+ત,–જોડાયલું ), **રક્ત** ( રાતું )–( રંજ્+ત,–રંગાએલું, લાલ રંગનું–લોહી; રાજી થયેલો, પ્રેમ ભરેલો, ), **રક્તપિત** ( એક જાતનો રોગ ), **ઉક્ત** ( વચ્+ત,–બોલેલું ), **શાસ્ત્રોક્ત** (શાસ્ત્ર+ઉક્ત,–શાસ્ત્રમાં કહેલું).

(૫). ધા.—૭ **દત્ત** ( દા+ત,–આપેલું ), **દત્તક** ( જેને દીકરો ન હોય તેણે બીજાના દીકરાને વિધિપૂર્વક લઈ પોતાનો કરી રાખ્યો હોય તે ), **મત્ત** ( માતો )–( મદ્+ત,–ગાંડો થયેલો; પીધેલો માણસ ), **વિત્ત** ( વિદ્+ત,–મેળવેલું–ધન, દોલત; શક્તિ ).

(૬). ધા. ૬—**શુદ્ધ** ( શુધ્+ત,–શુદ્ધ કરાયલું, ચોકખું, સ્વચ્છ; ભૂલ વગરનું; નિરપરાધી ), સિદ્ધ ( સીધું )–( સિધ્+ત,–સિદ્ધ થયેલું, યોગાભ્યાસમાં સિદ્ધિ મેળવેલો જોગી. સિદ્ધિઓ આઠ કહેવાય છે. ૧. અણિમા ( નાનું રૂપ ધારણ કરવાની શક્તિ ), ૨. મહિમા ( મોટું રૂપ ધારણ કરવાની ), ૩. ગરિમા ( અત્યંત ભારે થવાની ), ૪. લઘિમા ( અત્યંત હલકા થવાની ), ૫. પ્રાપ્તિ ( ઇચ્છેલી વસ્તુ મેળવવાની ), ૬. પ્રાકામ્ય ( ચાહે તે કરી શકવાની ), ૭. ઈશિત્વ

( સૌના ઉપરિ થવાની ), ૮. વશિત્વ ( સૌને વશ કરવાની ); રાંધવા સારૂ તૈયાર કરેલો સામાન; રાંધેલું; પાકું ).

**ધો. ૭—બદ્ધ** ( બાધો–બધો )–( બંધ્+ત,–બાંધેલું ), **બુદ્ધ** ( બુધ્+ત,–જાણેલું; જાગેલું; પંડિત; બુદ્ધ મત ચલાવનાર; વિષ્ણુનો એક અવતાર ), **યુદ્ધ** ( જુદ્ધ )–( યુધ્+ત,–લડેલું; લડાઇ ), **રુદ્ધ** ( રુધ્+ત,–રૂંધેલું; અટકાવેલું ), **વૃદ્ધ** ( બુઢ્ઢો, વડો )–( વૃધ્+ત,–વધેલું; ઘરડું ).

(૭). **રબ્ધ** ( રભ્+ત,–આરંભેલું ), **લબ્ધ** ( લભ્+ત,–મેળવેલું ), **લુબ્ધ** ( લુભ્+ત,–લોભાયલું, લોભિયું ).

(૮). **ધો. ૭—ઇષ્ટ** ( ઇષ્+ત,–ઇચ્છેલું ), **દુષ્ટ** ( દુષ્=ભૂલ કરવી+ત,–ભૂલ કરેલું; પાપી; વેરી ), **દૃષ્ટ** ( દીઠો )–(દશ્+ત,–દીઠેલું), **ભ્રષ્ટ** ( ભ્રંશ્+ત,–પડેલું ), **મૃષ્ટ** ( મીઠું )–( મૃષ્=સીંચવું+ત,–છાંટેલું; સ્વાદિષ્ઠ ), **સૃષ્ટ** ( સૃજ્+ત,–સરજાયલું ).

**તુષ્ટ** ( તુઠયો )–( તુષ્+ત,–સંતોષ પામેલું ), **નષ્ટ** ( નાઠો )–(નશ્+ત,–નાશ પામેલું ), **પુષ્ટ** ( પુષ્+ત,–પોષણ કરાયલું ), **રુષ્ટ** ( રૂઠ )–( રુષ્+ત,–રૂઠેલું ), **ઉપવિષ્ટઃ** ( બેઠો )–( ઉપવિશ્=બેસવું+ત,–બેઠેલું ), **વૃષ્ટ** ( વૃષ્+ત,–વરસેલું ), **શિષ્ટ** [ શાસ્+ત,–શિક્ષણ અપાયલું, મોટું મનાયલું (વિદ્યા, કુળ, ડહાપણથી) ], **સ્પૃષ્ટ** ( સ્પૃશ્+ત,–સ્પર્શ કરેલું; અડકાયલું ).

(૯). **દગ્ધ** ( દહ્+ત,–દાઝેલું ), **દુગ્ધ** ( દૂધ )–( દુહ્+ત,–દોહેલું ), **મુગ્ધ** ( મુહ્+ત,–બેભાન થયેલું; મૂર્ખ; મૂઢ; સુંદર, ખૂબસૂરત ), **મુગ્ધા** ( મુગ્ધ+આ=ના. જા. પ્ર.,–જેને તરતની જુવાની ફૂટતી હોય તે સ્ત્રી, ગૌરી, કુમારિકા ), **ગૂઢ** ( ગુહ્=ગુપ્ત રાખવું, સંતાડવું+ત,–છુપાયલું, ઢાંકેલું, છૂપો ભેદ ), **મૂઢ** ( મુહ્+ત,–બેભાન થયેલો, મૂર્ખ ),

રૂઢ (રુહ્+ત,–રૂણગો ફૂટેલું; વ્યવહારમાં મનાયલું), ઊઢ (વહ્+ત,–પરણેલું), **નવોઢા** (નવ=નવી+ઊઢ=પરણેલું+આ=ના. જા. પ્ર.,–નવી-તરતની–પરણેલી કન્યા), **સોઢ** (સહ્+ત,–સહેવાયલું, સહનશીલ), **સ્નિગ્ધ** (સ્નિહ્+ત,–સ્નેહ કરાયલું, માયાળુ, મમતાળુ, સ્નેહશીલ).

(૧૦). **પક્વ** (પાકું)–(પચ્+ત,–રાંધેલું), **ફુલ્લ** (ફુલ્=ફળવું+ત,–ફળેલું), **શુષ્ક** (સૂકું)–(શુષ્+ત,–સુકાયલું), **હિત** (ધા+ત,–મૂકેલું, ધરેલું, ભલું), **આત્મહિત** (આત્મન્=પોતે+હિત,–પોતાનું ભલું).

## ૨. इत—

**ધો. ૬—રક્ષિત** (રક્ષ્+ઇત,–રક્ષાયલું, બચાવાયલું), **વાસિત** (વાસ્=સુગંધ લેવી+ઇત,–સુગંધવાળું).

**ધો. ૭—અંકિત** (અંક્+ઇત,–ચિહ્ન કરાયલું; ગુણકર્મ ઇત્યાદિથી ઓળખાયલું; ગણેલું), **ખંડિત** (ખંડિયો)–(ખંડ્+ઇત,–ખંડન કરેલું, ભાંગેલું; નાશ કરેલું), **ગણિત** (ગણ્+ઇત,–ગણેલું), **અંકગણિત** (આંકડાવડે જે ગણિત થાય છે તે), **અક્ષરગણિત** (અક્ષરો વડે જે ગણિત થાય છે તે), **ચકિત** (છક)–(ચક્=આશ્ચર્ય પામવું, ગભરાવું, બાવરૂં થવું+ઇત,–બીધેલું, ભયભીત, કંપિત), **ચકચકિત** (ચક્+ચક્+ઇત,–આશ્ચર્ય પામેલું, પ્રકાશમાન), **જીવિત** (જીવ્+ઇત,–જીવેલું, જીવતું કરેલું), **શોભિત** (શુભ્+ઇત,–શણગારેલું, સુંદર), **સહિત** (સહ્+ઇત,–ખમેલું; હિતવાળું; સાથે).

**કથિત** (કથ્+ઇત,–કહેલું, ભાખેલું), **કોપિત** (કુપ્+ઇત,–કોપ પમાડેલું), **ગલિત** (ગલ્+ઇત,–ગળેલું, પડેલું), **ગૃહીત** (ગૃહ્+ઇત,–ગ્રહણ કરાયલું, મેળવેલું; પકડેલું; એકઠું કરેલું; ચોરેલું), **ચરિત** (ચર્+ઇત,–આચરેલું; કીધેલું), **ચલિત** (ચલ્+ઇત,–ચાલેલું), **ચિન્તિત**

ચિન્ત્+ઇત,–ચિન્તન કરેલું; વિચારાયલું; વિચાર ), **દુઃખિત** ( દુઃખ્+ત,–દુઃખ પામેલું, દુઃખી ), **પતિત** ( પત્+ઇત,–પડેલું, પાપી, ધર્મભ્રષ્ટ ), **પૂજિત** ( પૂજ્+ઇત,–પૂજેલું ), **ભક્ષિત** ( ભક્ષ્+ઇત,–ભક્ષણ કરેલું ), **ભાષિત** ( ભાષ્+ઇત,–ભાખેલું ), **માનિત** ( માનીતો )–( માન્+ઇત,–માનેલું ), **માર્ગિત** ( માર્ગ્+ઇત,–શોધેલું ), **રચિત** (રચ્+ઇત,–રચેલું ), **રટિત** ( રટ્+ઇત,–રટેલું ), **રસિત** ( રસ્+ઇત,–સ્વાદ લીધેલો, ચાખેલું; રસેલું ), **રાજિત** ( રાજ્+ઇત,–પ્રકાશેલું), **રુચિત** ( રુચ્+ઇત,–રુચેલું ), **લક્ષિત** ( લક્ષ્+ઇત,–લક્ષમાં લીધેલું ), **લંઘિત** ( લંઘ્+ઇત,–લાંઘેલું ), **લજ્જિત** ( લજ્જ્+ઇત,–લાજેલું, શરમાળ ), **લલિત** (લલ્+ઇત,–રમેલું, આનંદી, સુંદર ), **લિખિત** ( લિખ્+ઇત,–લખેલું ), **લોકિત** ( લોક્+ઇત,–જોયેલું ), **ઉદિત** (વદ્+ઇત,–વદેલું), **વનિત** (વન્=અવાજ કરવો+ઇત,–અવાજ કરેલ; યાચિત; સેવિત ), **વંદિત**(વંદ્+ઇત,–વંદન કરાયલું), **વર્ણિત** ( વર્ણ્+ઇત,–વર્ણન કરાયલું; રંગેલું; સ્તુત્ય), **વર્ધિત** ( વૃધ્+ઇત,–વધેલું ), **ઉષિત** ( વસ્+ઇત,–વસેલું, સ્થિર ), **વિદિત** ( વિદ્+ઇત,–જાણેલું; જાહેર ), **શંકિત** ( શંક્+ઇત,–શંકામાં પડેલું ), **શબ્દિત** ( શબ્દ્+ઇત,–બોલાવેલું ), **શિક્ષિત** ( શિક્ષ્+ઇત,–શીખેલું; કેળવેલું; નિપુણ ), **શોચિત** ( શુચ્+ઇત,–શોક કરેલું ), **શુચિત** ( શુચ્+ઇત,–પવિત્ર કરેલું ), **શોધિત** ( શુધ્+ઇત,–શોધેલું, શુદ્ધ કરેલું ), **સ્તંભિત** ( સ્તંભ્+ઇત,–જડ કરેલું ), **હસિત** ( હસ્+ઇત,–હસેલું ).

૩. न—

**ક્ષીણ** ( ક્ષિ+ન,–ક્ષય પામેલું, તવાઇ ગયેલું, કૃશ, કમજોર ), **છન્ન** ( છાનું )–( છદ્+ન,–સંતાડેલું ), **જિન** ( જિ+ન,–જિતેલું, ઇંદ્રિયોને જિતનાર; જૈનમાર્ગ ચલાવનાર શ્રાવકોના તીર્થંકર ), **જીર્ણ** (જૂનું)–( જૄ+ન,–જીર્ણ થયેલું ), **દીન** ( દી=ક્ષીણ થવું+ન,–ક્ષીણ થયેલું; ગરીબ ), **પન્ન** ( પદ્+ન,–ગયેલું ), **પૂર્ણ** ( પૃ અથવા પૂર્+ન,–પૂર્ણ કરેલું ), **પૂર્ણતા** ( પૂર્ણપણું ), **પૌર્ણમાસી** ( પુનેમ, જે

તિથિએ પૂરો માસ થાય છે તે, ઉત્તર હિંદમાં પુનેમીઆ માસ ગણાય છે ), સંસ્કૃતમાં પૂર્ણમા–પૂર્ણમાસી, પૂર્ણિમા–પૂર્ણિમાસી, પૌર્ણમાસી, પૌર્ણિમા આ બધા શબ્દો 'પુનેમ' માટે છે. **પૂર્ણાનંદ** ( પૂર્ણ+આનંદ,–પૂર્ણ છે આનંદ જેને–પરમાત્મા ), **પૂર્ણાહુતિ** ( પૂર્ણ+આહુતિ,–હોમની સમાપ્તિ ), **ભગ્ન** ( ભંજ્+ન,–ભાંગેલું ), **ભિન્ન** ( ભીનું )–( ભિદ્=ભેદવું, ભીંજવું+ન,–ભેદેલું, જુદું; ભીંજેલું ), **લગ્ન** (લાગો)–( લગ્+ન,–જોડાયલું ), **લીન** ( લી+ન,-વળગેલું; પીગળેલું; છૂપું થયેલું).

### ૩. વિધ્યર્થક.

**य, अनीय, त्य, तव्य** એનો અર્થ **યોગ્ય, થઇ શકે એવું,** અથવા કરવાનું થાય છે.

#### ૧. य—

(૧). **ધા. ૬—ગુણ્ય** ( ગુણ્+ય,–ગુણાકારમાં જે રકમને ગુણવાની છે તે ), **તુલ્ય** ( તુલ્+ય,–બરાબરી કરવા યોગ્ય; બરોબર ), **માન્ય** ( માન આપવાને યોગ્ય, માનવંત; કબૂલ ).

**ધા. ૭—કુથ્ય** ( કહેવા યોગ્ય ), **ગમ્ય** ( જવા યોગ્ય, મેળવવા યોગ્ય ), **તર્ક્ય** (તર્ક્+ય,–ધારવાને યોગ્ય), **દાય** (જે આપવાનું છે તે; વારસો ), **દિવ્ય** ( પ્રકાશી શકે એવું; સ્વર્ગીય; સુંદર ), **દૃશ્ય** ( જોઇ શકાય એવું; સુંદર ), **પદ્ય** ( પદવાળું; કવિતારચના ), **પૂજ્ય** ( પૂજવા યોગ્ય ), **પૂજ્યબુદ્ધિ** ( માનનીય બુદ્ધિ), **પૂજ્યારાધ્ય** (પૂજારાધે )–( પૂજ્ય,+આરાધ્ય=આરાધવાને યોગ્ય,–પૂજા અને સ્તુતિ કરવાને યોગ્ય ), **ભક્ષ્ય** ( ખાવા યોગ્ય ), **રમ્ય** ( રમવાને યોગ્ય, સુંદર ), **રાજ્ય** ( પ્રકાશવાને યોગ્ય, રાજાની જેટલા પ્રદેશ ઉપર સત્તા ચાલતી હોય તેટલો મુલક ), **લક્ષ્ય** ( જોવા લાયક; તપાસવા લાયક; ધ્યાન ), **લભ્ય** ( મેળવી શકાય તેવું ), **વંદ્ય** ( વંદવા લાયક, પૂજ્ય ), **શક્ય**

( બની શકે તેવું ), **સહ્ય** ( સહન થાય એવું ), **સાધ્ય** ( સાધી શકાય એવું; શક્ય ), **સેવ્ય** ( સેવવા લાયક ).

(૨). **ધો. ૬—ભાગ્ય** ( ભજ્=ભજવું+ય,–ભજવા યોગ્ય, નસીબ, ચઢતી દશા ), **ભાજ્ય** ( ભજ્ + ય,–જે સંખ્યાને ભાગવી હોય તે ); **વાચ્ય, વાક્ય** ( વાએક )–( વચ્+ય,–કહેવાય એવું; એક કે અનેક શબ્દની રચના જે પૂરો અર્થ સમજાવે છે તે; વચન, કથન ), **ભાવ-વાચ્ય** ( ભાવ–ક્રિયા બતાવનાર, અકર્મક ક્રિયાપદનું ભાવ ક્રિયાના-થવાળું રૂપ તે ).

**ધો. ૯—ગ્રાહ્ય** ( ગ્રહ્+ય,–લેવા લાયક, લઈ ( સમજાઈ ) શકે તેવું ), **ત્યાજ્ય** ( ત્યજ્+ય,–તજવા યોગ્ય ), **હાસ્ય** ( હસ્+ય,–હસવા લાયક; હાસ્યરસ; મશ્કરી ).

(૩). **ભેદ્ય** (ભેજ)—( ભિદ્+ય,–ભિન્ન કરવા લાયક; ભીંજાઈ શકે એવું–ભેજ ), **ભોગ્ય** ( ભુજ્+ય,–ભોગવવા લાયક; ભોગવવાની ચીજ–પૈસો, મિલ્કત, અનાજ ), **યોગ્ય** (જોગ )–(યુજ્+ય,–જોડાવાને લાયક, ઉચિત ), **લેખ્ય** ( લિખ્+ય,–લખવા લાયક, ઇન્સાફમાં રજૂ કરવા લાયક દસ્તાવેજ, લેખ ), **દ્રાવ્ય** ( દ્રુ+ય,–ઓગળવા યોગ્ય પદાર્થ ), **ભવ્ય** ( ભૂ+ય,–હોવા યોગ્ય; પ્રૌઢ; સુશોભિત ), **ભાવ્ય** ( ભૂ+ય,–થવાનું છે તે ), **હવ્ય** ( હુ+ય,–હોમવા યોગ્ય; હવિ, બલિદાન).

(૪). **જ્ઞેય** ( જ્ઞા+ય,–જાણવા યોગ્ય; જાણવાનું ), **પેય** ( પા+ય,–પીવા યોગ્ય; પીવાનો પદાર્થ ).

(૫). **ભાર્યા** ( ભારજા )—(ભૃ+યા,–ભરણપોષણ કરવા યોગ્ય–પત્ની, વહુ ), **કાર્ય** ( કાજ, કારજ )–( કૃ+ય,–કરવા યોગ્ય ).

**૨. अनीय—**

(૧). **કથનીય** ( કથ્+અનીય,–કહેવાને યોગ્ય ), **ખંડનીય**

( ખંડન કરવા લાયક ), **ચલનીય** ( ચાલવાને યોગ્ય ), **પાનીય** ( પાણી )–( પા + અનીય,–પીવાને યોગ્ય; પીવાનો પદાર્થ ), **પૂજનીય** ( પૂજવા યોગ્ય ), **ભજનીય** ( ભજવા યોગ્ય–ભજનિયાં ), **રક્ષણીય** ( રક્ષ્+અનીય,–રક્ષણ કરવા યોગ્ય ), **રમણીય** ( રમવાને લાયક, સુંદર ), **વચનીય** ( કહેવા યોગ્ય ), **વર્ણનીય** ( વર્ણન કરવા લાયક ), **વંદનીય** ( વંદવા લાયક ), **શિક્ષણીય** ( શીખવા લાયક ), **સેવનીય** ( સેવવા લાયક ), **હનનીય** ( મારી નાંખવા લાયક ).

(૨). **ક્ષેપણીય** ( ક્ષિપ્+અનીય,–ફેંકવા લાયક ), **ભોજનીય** ( ભુજ્+અનીય,–ખાવા યોગ્ય, ખોરાક), **લેખનીય** (લિખ્+અનીય,–લખવાલાયક ), **શોચનીય** ( શુચ્+અનીય,–શોક કરવા લાયક ), **શોધનીય** ( શુધ્+અનીય,–શોધ કરવા લાયક ).

(૩). **કરણીય** ( કૃ+અનીય,–કરવા યોગ્ય, કાર્ય ), **દર્શનીય** ( દરશણીઉં )–(દૃશ્+અનીય,–જોવા લાયક, ખૂબસૂરત ), **સ્મરણીય** ( સ્મૃ+અનીય,–સંભારવા લાયક), **હરણીય** (હૃ+અનીય,–હરવાલાયક).

## ૩. त्य—

**त्य** પ્રત્યય **य** પ્રત્યયની પૂર્વે **त्** આગમ આવવાથી થયેલો છે.

**કૃત્ય** ( કૃ+ત્ય,–કરવાનું જે હોય તે–કામ ), **ભૃત્ય** ( ભૃ+ત્ય,–ભરણપોષણ કરવા યોગ્ય–ચાકર ), **સ્તુત્ય** (સ્તુ+ત્ય,–વખાણવા યોગ્ય ).

## ૪. तव्य—

**કર્તવ્ય** ( કૃ+તવ્ય,–કરવા યોગ્ય–કામ, ધર્મ, ફરજ ), **ક્ષંતવ્ય** ( ક્ષમ્+તવ્ય,–ક્ષમા કરવા યોગ્ય ), **ભોક્તવ્ય** ( ભુજ્+તવ્ય,–ભોગવવાનું જે છે તે), **વાસ્તવ્ય** (વસવાયાં)–(વસ્+તવ્ય,–વસાવવા યોગ્ય, ગામ વસાવતી વેળા ખેડુતોની સાથે અમુક કારીગરો વસાવવાનું મનુસ્મૃતિમાં કહ્યું છે તે ), **જ્ઞાતવ્ય** ( જ્ઞા+તવ્ય,–જાણવા લાયક ).

### ૪. શીલાર્થક.

ઉર—ભંગુર ( ભંજ્+ઉર,–ભાંગી જાય એવું; બદલાઇ જાય એવું), ક્ષણભંગુર ( ક્ષણમાં ભાંગી જાય એવું), ભાસુર (ભાસ્+ઉર,–પ્રકાશિત), વિદુર (વિદ્+ઉર,–જાણી શકે તેવો, જ્ઞાની, ડાહ્યું).

ઇષ્ણુ—સહિષ્ણુ ( સહ્=સહેવું+ઇષ્ણુ,–સહન કરવા ટેવાયલું, સહનશીલ ), વર્ધિષ્ણુ ( વૃધ્+ઇષ્ણુ,–વધનાર ).

---

## ગુજરાતી ( તદ્ભવ ) કૃત્પ્રત્યયો.

### ૧. ક્રિયાવાચક.

૧. અણ–અણી–અણું ( सं. अन પરથી )–

આંજણ ( આંજ+અણ ), કહેણ ( કહે+અણ ), ગંઠણ, જમણ, દેણ, પાલણ, મુંઝણ, લાંઘણ, લીપણ, લે'ણ, વહેણ, સીવણ; કાપણી ( કાપ+અણી ), ખાંડણી, ગળણી, તાવણી, માગણી, માપણી, લખણી, વાવણી, સીવણી; ગળણું ( ગળ+અણું ), ચાવણું, છૂંદણું, દળણું, ભરણું, માગણું, રાંધણું.

૨. અત—ખૂમત, ગમત, તપત, મળત, મૂકત, રમત, લખત.

૩. તી ( सं. ति )—ગણતી, બેસતી, ભરતી, મળતી, લગતી.

૪. આઇ—ઘડાઇ ( ઘડ+આઇ ), ચઢાઇ, લખાઈ, લડાઇ, વધાઇ.

૫. આટ—ગભરાટ ( ગભરા+આટ ), ચળકાટ ( ચળક+આટ ), તોળાટ ( તોળ+આટ ), કડકડાટ (કડકડ+આટ), ગડગડાટ, તમતમાટ, બડબડાટ, વલવલાટ, સડસડાટ.

૬. આણ—દબાણ, ભંગાણ, મુકાણ, લખાણ, વંચાણ.

૭. આપ—મેળાપ.

૮. આમણ—અકળામણ ( અકળા+આમણ ), ગભરામણ, ઘડામણ, રંધામણ, લખામણ, વળામણ, સીવડામણ.

૯. **આરો**—કંપારો ( કંપ+આરો ), ઘટારો, ધ્રુજારો, મુઝારો, રંગારો, લવારો, વર્તારો-વર્તાળો, વધારો; ભંગાર ( ભંગ+આર ).

૧૦. **આવ**—અટકાવ ( અટક+આવ ), ઉઠાવ ( ઊઠ+આવ ), ચઢાવ, પડાવ.

૧૧. **આવટ**—બનાવટ ( બન+આવટ), લખાવટ (લખ+આવટ).

૧૨. **તર**—કળતર, ચણતર, ભણતર, ભરતર, વણતર, વળતર; વહીતરૂં-વૈતરૂં.

૧૩. **ઈ**—પૂરી ( પૂર+ઈ ), બોલી ( બોલ+ઈ ), છીની-છીણી ( છીન+ઈ ), તાવી-તવી ( તાવ+ઈ ), બંધી ( બંધ+ઈ ), કમી-કમતી ( કમ+ઈ ).

૧૪. **અક**—આવક ( આવ+અક ), જાવક, બેઠક.

૧૫. **અકી**—ડૂબકી ( ડૂબ+અકી ).

૧૬. **ણુક**—વર્તણુક ( વર્ત + ણુક ).

૧૭. **વું**—ખાવું, ગણવું, જવું, ભણવું, લખવું.

## ૨. કર્તૃવાચક.

૧. **નાર**—કરનાર, લખનાર, વેચનાર, જાણનાર.

૨. **કાર**—જાણકાર.

## ૩. વિશેષણ બનાવનાર.

૧. **આણું**—ધાવણું ( ધાવ+આણું ).

૨. **આઉ**—ઉડાઉ ( ઊડ+આઉ ), કમાઉ, ખર્ચાઉ, ગળાઉ, ચઢાઉ, વેચાઉ.

૩. **આળ** ( **सं. आलु** )—ખર્ચાળ-ળુ.

૪. **એલ**—ખાધેલ, પીધેલ, વણેલ.

૫. **ઇએલ**—બળિએલ ( બળ+ઇએલ ), દમિએલ.

૬. **ઈતું**—માનીતું ( માન+ઈતું ).

૭. કણો—કરડકણો, મારકણો, વઢકણો.

૮. ઉ—ઉતારૂ (ઉતાર + ઉ), ખર્ચુ, ખેડુ, મારૂ.

૯. ઐયો–ઇયો—ગવૈયો (ગા+ઐયો), ઘેરૈયો (ઘેર+ઐયો), ભાગિયો (ભાગ+ઇયો), રસોઇઓ (રસ–રસો + ઇઓ).

૧૦. વ્યાકરણમાં કૃદંત પ્રકરણમાં આપેલા પ્રત્યયો–દોડતું, દોડ્યું, દોડેલું, દોડનારૂં, દોડવાનું.

---

## પૂર્વગ પ્રકરણ.

કેટલાક અવ્યય નામની, ધાતુની કે ધાતુ પરથી થયેલા શબ્દની પહેલાં આવે છે તે પૂર્વગ (પૂર્વ=પહેલાં+ગ=જનાર) કહેવાય છે, એમાં જે ધાતુની કે ધાતુથી ઉત્પન્ન થયેલા શબ્દની પૂર્વે આવે છે તે ઉપસર્ગ [ ઉપ=પાસે+સર્ગ (સૃજ્=સરજવું, ઉત્પન્ન કરવું) ] કહેવાય છે. ઉપસર્ગ પણ પૂર્વગ છે પણ બધા પૂર્વગ ઉપસર્ગ નથી.

સંસ્કૃત વ્યાકરણમાં ૨૦ અવ્યયોનેજ ઉપસર્ગ ગણ્યા છે, તે નીચે મુજબઃ—

પ્ર, પરા, અપ, સમ્, અનુ, અવ, નિસ્–નિર્, દુસ્–દુર્, વિ, આ, નિ, અધિ, અપિ, અતિ, સુ, ઉદ્, અભિ, પ્રતિ, પરિ, અને ઉપ.

કોઇક સ્થળે ઉપસર્ગ ધાતુની પહેલાં આવી તેના અર્થમાં ફેરફાર કરે છે. જેમ, હૃ=હરવું, લઇ જવું; પણ પ્રહાર=માર, અપહાર=લૂંટ, સંહાર=નાશ, અનુહાર=નકલ, અવહાર=ચોર, નિર્હાર=બાળવા માટે મુડદું લઇ જવું તે, વિહાર=મોજશોખ, આહાર=ભક્ષ, નિહાર=ઝાકળ, ઉદ્ધાર=છૂટકો, પ્રતિહાર=દ્વારપાલ, પરિહાર=અવજ્ઞા, ઉપહાર=ભેટ.

કોઇક સ્થળે ધાતુના અર્થને અનુસરે છે, અને કોઇક સ્થળે તેના અર્થમાં વિશેષ આણે છે.

---

# સંસ્કૃત ઉપસર્ગ.

## ૧. प्र આગળ; શ્રેષ્ઠ; વિશેષ; ઉત્પત્તિ.

ધો. ૬—**પ્રકાશ** ( પ્રકાશ્=પ્રકાશવું+અ,-પ્રકાશવું તે, તેજ, રોશની ), **પ્રકાશક** ( પ્રકાશ્+અક,-પ્રકાશ કરનાર, પ્રસિદ્ધ કરનાર ), **પ્રકાશિત** ( પ્રકાશ્+ઇત,-પ્રકાશેલું ), **પ્રકૃતિ** ( પ્રકૃ=શરૂ કરવું+તિ,-શરૂ કરવું તે, શરીરનું મૂળ બંધારણ; જન્મ સ્વભાવ; સ્થિતિ; પદાર્થ-માત્રનો સ્વાભાવિક ગુણ ), **પ્રકોપ** (પ્રકુપ્=ગુસ્સે થવું, વધવું+અ,-ગુસ્સે થવું તે, ગુસ્સો, ક્રોધ, હુમલો-વાત, પિત્ત, અને કફનો અત્યંત ક્ષોભ ), **પ્રખ્યાતિ** ( પ્ર+ખ્યા+તિ,-વિશેષ વખાણવું તે; કીર્તિ; સ્તુતિ ), **પ્રજા** ( પ્રજન્=જન્મવું,+આ,-જન્મવું તે, સંતતિ, છોકરાં; રૈયત ), **પ્રતાપ** ( પ્રતપ્=ગરમ કરવું, બાળવું, દુઃખ ખમવું+અ,-ગરમી; સત્તાનું તેજ; કાન્તિ; યશ; પરાક્રમ, શૌર્ય ), **પ્રદક્ષિણા** ( પ્ર=આગળ+દક્ષિણ=જમણું+આ,-આસપાસ ફરવું તે, ફેરો ), **પ્રફુલ્લ** ( પ્ર+ફુલ્લ્=ખીલવું+અ,-વિશેષ ખીલવું તે, ઊઘડેલું; પ્રસન્ન, આનંદી ), **પ્રભુ** ( પ્ર=શ્રેષ્ઠ+ભૂ=હોવું+કર્તૃવાચક ક્વિપ્ પ્રત્યય,-શ્રેષ્ઠ રીતે હોનાર, જગતનો ધણી; ઇશ્વર; રાજા; સ્વામી; શેઠ ), **પ્રમાણ** [ પ્ર=શ્રેષ્ઠ+મા+અન,-જે વડે શ્રેષ્ઠ જ્ઞાન થાય તે; આધાર, સાબીતિ, પુરાવો-{ એ ચાર છે. ૧. પ્રત્યક્ષ, ૨. અનુમાન, ૩. ઉપમાન ( કોઇનો દાખલો તે ), ૪. શાબ્દ ( સાક્ષી ) } ], **પ્રમુખ** ( પ્ર=શ્રેષ્ઠ+મુખ,-શ્રેષ્ઠ છે મુખ જેનું તે-સભાનો ઉપરિ ), **પ્રયત્ન** ( પરાણે )-( પ્રયત્=કોશેશ કરવી, યત્ન કરવો+ન=ક્રિ. વા. પ્ર.,-કોશેશ, યત્ન, મહેનત, પરિશ્રમ, પ્રયાસ ), **પ્રયોગ** ( પ્રયુજ્=ઉપયોગ કરવો, પ્રયોગ કરવો+અ,-ઉપયોગ, વપરાશ; અજમાયશ; કાનૂન; વાક્યમાં કર્તા અથવા કર્મનો ક્રિયા સાથે વાપર તે ), **પ્રયોજક** ( પ્રયુજ્+અક,-ઉપયોગ

કરનાર-કર્ત્તા, સ્થાપનાર, કાયદા બાંધનાર, ઉશ્કેરણી કરનાર; કર્ત્તા કોઇ ક્રિયા જાતે કરવાને બદલે બીજાની પાસે કરાવે ત્યારે ધાતુનું રૂપ પ્રયોજક કહેવાય છે ), **પ્રવાહ** ( પ્રવહ્=વહેવું+અ,-વહેવું તે, રેલો; વોહ ),**પ્રવાહી** ( પ્રવહ્+ઇન્,-વહેનાર, જેનો રેલો ચાલે એવા પદાર્થ ), **પ્રશંસા** ( પ્રશંસ્=વખાણવું+આ,-વખાણવું તે, વખાણ, સ્તુતિ, તારીફ ), **પ્રસન્ન** ( પ્ર=આગળ+સદ્=બેસવું+ન=ભૂ. કૃ. પ્ર.,-આગળ બેઠેલું, હસતું, ખુશી ), **પ્રસિદ્ધ** ( પ્ર=શ્રેષ્ઠ+સિધ્+ત,-શ્રેષ્ઠ રીતે સિદ્ધ થયેલો, નામીચો, જાહેર ), **પ્રાણ** [ પ્રાણ્ ( પ્ર+અન્ )=શ્વાસ લેવો, જીવવું+અ,-જીવવું તે, જીવ, જીવાત્મા; આત્મા ), **પ્રાર્થના** ( પ્રાર્થ્ ( પ્ર+અર્થ્ )=માગવું+અના,-માગવું તે, ઇશ્વરની સ્તુતિ કરી કંઇ માગવું તે, વિનતિ ), **પ્રાપ્તિ** [ પ્રાપ્ ( પ્ર+આપ્ )=મેળવવું, પામવું+તિ,-મેળવવું તે, પેદાશ ), **પુનઃપ્રાપ્તિ** (પુનઃ-ફરીથી મેળવવું તે).

ધો. ૭—**પ્રકર્ષ** ( પ્ર=વિશેષ+કૃષ્=ખેંચવું+અ,-મોટાપણું, ઉત્તમતા; શક્તિ ), **પ્રકાર** ( પ્રકૃ=કરવું+અ,-જાત, રસ્તો, બાબત ), **પ્રચંડ** ( પ્ર=વિશેષ+ચંડ=ગરમ, ક્રોધી,-ઘણું ગરમ; ઘણું ક્રોધી; ભયંકર; અતિશય ), **પ્રચાર** ( પ્રચર્=પ્રસરવું+અ,-પ્રસરવું તે, ફેલાવો, રૂઢિ, રીત ), **પ્રણામ** ( પ્ર+નમ્+અ,-શ્રેષ્ઠ નમવું તે, નમસ્કાર ), **પ્રદેશ** ( પ્ર=વિશેષ+દિશ્=બતાવવું+અ,-વિશેષ બતાવવું તે, પ્રાન્ત, મુલક ), **પ્રદ્યોત** ( પ્રદ્યુત્=પ્રકાશિત કરવું+અ,-પ્રકાશ કરનાર, કિરણ; પ્રકાશ ), **પ્રધાન** ( પ્ર+ધા+અન,-શ્રેષ્ઠ ધારણ કરવું તે, મુખ્ય; રાજાનો મુખ્ય કારભારી, વજીર ), **પ્રબંધ** ( પ્ર+બંધ્+અ,+વિશેષ બાંધવું તે; કવિતા-સંભાષણ, ઇત્યાદિનો સંગ્રહ; નિબંધ; યુક્તિ ), **પ્રભા** ( પ્રભા=પ્રકાશવું+આ,-પ્રકાશ, તેજ ), **પ્રમાદ** ( પ્રમદ્ ( માદ્ ) =ભૂલ ખાવી+અ,-ભૂલ ખાવી તે, ભૂલ, બેદરકારી, મગરૂરી; છાકટાપણું),

**પ્રયાસ** ( પ્રયસ્=શ્રમ લેવો+અ,–શ્રમ લેવો તે, શ્રમ, પ્રયત્ન, મહેનત ) **પ્રલય** ( પ્રલી=અદૃશ્ય થવું+અ,–અદૃશ્ય થવું તે, ક્ષય, નાશ, મૃત્યુ પૃથ્વી પર પાણી ફરી વળવું તે, સૃષ્ટિનો અંત ), **પ્રવર્ત્તક** ( પ્રવૃત઼ ફેલાવવું+અક,–ફેલાવનાર ), **પ્રવાસ** ( પ્રવસ્=પ્રવાસ કરવો+અ,- પ્રવાસ કરવો તે, મુસાફરી ), **પ્રવાસી** ( પ્રવસ્+ઇન્,–પ્રવાસ કરનાર મુસાફર ), **પ્રવેશ** ( પ્રવિશ્=દાખલ થવું+અ,–દાખલ થવું તે ) **પ્રવેશક** ( પ્રવિશ્+અક,–દાખલ થનાર, ગ્રંથમાં પ્રવેશ કરતા પહેલ જે સૂચનારૂપ પ્રકરણ તે, ઉપોદ્ઘાત ), **પ્રસંગ** ( પ્રસંજ્=સાથે જવુ +અ,–સાથે જવું તે, અનુકૂળ વખત, લાગ; સહવાસ; યોગ્ય સ્થળ ને યોગ્ય વખત; વિષય ), **પ્રસરણ** ( પ્રસૃ=ફેલાવવું+અન,–ફેલાવુ તે ), **પ્રસાદ** ( પ્રસદ્=બેસવું+અ,–મહેરબાની; દેવની આગળ ધરા વેલું નૈવેદ, ભોજન ), **પ્રસાર** ( પ્રસૃ+અ,–ફેલાવવું તે, ફેલાવો ) **પ્રસારક** ( પ્રસૃ+અક,–ફેલાવનાર ), **પ્રહાર** ( પ્રહ=મારવું+અ,- મારવું તે, માર, ઘા ), **પ્રાચી** ( પ્ર=આગળ+અંચ્=જવું+કર્તૃવાચ ક્વિપ્ પ્રત્યય+ઈ=ના. જા. પ્ર.,–મોં આગળ જનારી દિશા–પૂર્વ દિશા ) **પ્રાપ્ત** [ પ્રાપ્=મેળવવું, પામવું+ત,–મેળવેલું, આવેલું ), **પ્રારબ્ધ** ( પ્રાલબ્ધ )–[ પ્રારભ્ ( પ્ર+આ+રભ્ )=શરૂ કરવું+ત,–શરૂ કરેલ ( કર્મ ), નસીબ. ગત જન્મના કર્મનું ફળ ભોગવવું તે સંચિત અને થતા કર્મનું ફળ ભોગવવું તે **ક્રિયમાણ** પ્રારબ્ધ કહેવાય છે ] **પ્રેક્ષક** [ પ્રેક્ષ્ ( પ્ર+ઇક્ષ્ )=જોવું+અક,–જોનાર, અવલોકન કરનાર ) **પ્રેરક** ( પ્રેર્ ( પ્ર+ઈર્ )=ઉશ્કેરવું+અક,–ઉશ્કેરનાર, વ્યાકરણમાં ધાતુ એકરૂપ–પ્રયોજક ), **પ્રેરણા** ( પ્રેર્+અના,–ઉશ્કેરણી, આજ્ઞા ), **પ્રૌઢ** [ પ્ર=આગળ+ઊઢ ( વહ્+ત ) વહન કરેલું,–પુખ્ત ઉંમરનું; ઊંચ ભાષાવાળું; વિવેકથી ભરેલું; વિદ્યા–પદવીથી માનવંતું; દેખાવમ

મોઢું ], **પ્રૌઢા** [ પ્ર+ઊઢ+આ,–પુખ્ત ઉમર ( ૩૦ થી ૫૦ ની અંદર ) ની સ્ત્રી ].

દ્રે. કં.–**પ્રકરણ** (પ્રગરણ)–(પ્રકૃ=કરવું+અન,–ગ્રંથનો ભાગ, વિષય), **પ્રક્ષાલન** ( પ્રક્ષલ્–ક્ષાલ્=પખાળવું, ધોવું+અન,–પખાળવું તે, ધોવું તે, શુદ્ધ કરવું તે ), **પ્રચલિત** ( પ્ર+ચલ્+ઇત,–આગળ ચાલેલું, લોકરૂઢિનું, ચાલતું આવેલું ), **પ્રજ્ઞ** ( પ્ર+જ્ઞા+અ,–શ્રેષ્ઠ જાણનાર, જ્ઞાનવાન, ડાહ્યું ), **પ્રણત** (પ્ર+નમ્+ત,–વિશેષ નમેલું, વિનયવાળું, વાંકું વળેલું), **પ્રણીત** [ પ્રણી ( પ્ર+ની)=રચવું+ત,–રચેલું, બનાવેલું], **પ્રદર્શન** [પ્ર+દશ્+અન, –શ્રેષ્ઠ જોવું તે, નમૂનેદાર ચીજો બતાવવાને માટે એક ઠેકાણે ભેગી રાખવી તે), **પ્રદાન** (પ્રદા=આપવું+અન,–દાન આપવું તે; બક્ષિસ), **પ્રદાય** (પ્રદા+ય,–આપવું તે; બક્ષિસ), **પ્રદીપ્ત** (પ્ર+દીપ્+ત,-વધારે પ્રકાશેલું, ચકચકિત; જાગરિત ), **પ્રદોષ** ( પ્ર=વિશેષ+દુષ્=ભૂલ કરવી+અ,=દોષ; રાત્રિનો પ્રથમ ભાગ, દર પખવાડિયાની તેરસે સાંજે કરવાનું શિવનું વ્રત:), **પ્રપિતા** ( પ્ર=ઉત્પત્તિ+પિતા=બાપ,–બાપનો બાપ, દાદો ), પ્રપિતામહ ( પ્ર=ઉત્પત્તિ+પિતામહ=દાદો,–દાદાનો બાપ), **પ્રબોધ** (પ્રબુધ્=વિસ્તારથી બોધ આપવો+અ,–વિસ્તારથી બોધ આપવો તે, જ્ઞાન, ખરેખરી સમજ, જાગૃતિ ), **પ્રભાવ** (પ્ર+ભૂ+અ,–ઘણું હોવું તે, પરાક્રમ; મોટાઇ; શક્તિ; તેજ), **પ્રમદા** ( પ્ર+મદ્+આ,–વિશેષ મદમાં હોનારી સ્ત્રી; જુવાન સ્ત્રી ), **પ્રમુદિત** ( પ્રમુદ્=ખુશ થવું+ઇત,–ખુશ થયેલું, પ્રસન્ન થયેલું; આનંદી ), **પ્રમેય** ( પ્રમા=માપવું, જાણવું+ય,–માપવા યોગ્ય; જાણવા લાયક; અનુમાન કરવા લાયક; સિદ્ધ કરવા લાયક), **પ્રમેહ** (પ્રમિહ્=ભીનું થવું+અ,–ભીનું થવું તે, પરમિયો ), **પ્રમોદ** ( પ્રમુદ્=ખુશ થવું+અ,–ખુશ થવું તે, આનંદ, હર્ષ, ઉમંગ), **પ્રયાણ** ( પ્ર+યા+અન,–આગળ જવું તે, ગમન, કુચ ), **પ્રયુક્તિ** ( પ્ર+યુજ્+તિ,–વિશેષ જોડવું તે, વિશેષ જે યુક્તિ તે; ઉપયોગ; ચંચળાઈ; યત્ન ), **પ્રયોજન** (પ્ર+યુજ્+અન,–વિશેષ જોડવું તે, ઉદ્દેશ, હેતુ, સબબ), **પ્રવિષ્ટ** ( પેઠો )–(પ્રવિશ્=પેસવું+ત,–પેઠેલું ), **પ્રવૃત્તિ** ( પ્રવૃત્=દાખલ કરવું, રોકવું+તિ,–દાખલ કરવું તે, ઘણી ઘણી વાતમાં મન ઘાલવું

તે ), **પ્રશસ્તિ** ( પ્રશંસ્+તિ,-વખાણવું તે, વખાણ, સ્તુતિ, પ્રશંસા ), **પ્રસૂત** ( પ્રસૂ=જન્મ આપવો+ત,-જણેલું ), **પ્રસૂતિ** ( પ્રસૂ+તિ,-જણવું તે, પ્રસવ, ) **પ્રસ્તાર** ( પાથરણું )-( પ્ર+સ્તૃ=પાથરવું+અ,-પાથરવું તે, પથારી; પુષ્પ અને પાંદડાંનું બીછાનું), **પ્રસ્તાવ** ( પ્રસ્તુ=વખાણવું+અ,-વખાણવું તે, પ્રસંગ, વખત, તક ), **પ્રસ્તાવના** (પ્રસ્તુ+અના-વખાણવું તે, ગ્રંથના આરંભમાં જે દીબાચો લખાય છે તે; નાટકના આરંભમાં વિદૂષક કે સૂત્રધાર નાટકના વિષયનું ટૂંકામાં વર્ણન કરે છે તે), પ્રસ્તુત (પ્રસ્તુ+ત,-વખાણેલું, પ્રસિદ્ધ કરેલું; ચાલતું પ્રકરણ ), **પ્રસ્થાન** ( પસ્તાનું )-( પ્રસ્થા=નીકળવું; વધવું; ચાલવું+અન,-નીકળવું તે, પ્રયાણ, ગમન, લશ્કરની કુચ ), **પ્રાણાયામ** [ પ્રાણ+આયામ ( આ+યમ્+અ,-રોકવું તે ), -પ્રાણ વાયુને કબજે રાખવો તે; મંત્ર ભણતી વખતે નસકોરાંની વાટે શ્વાસ લેવા કાઢવા સંબંધી જે ક્રિયા તે ], પ્રારંભ (પ્રારભ્+અ,-શરૂ કરવું તે, શરૂઆત), પ્રાશન [ પ્રાશ્ ( પ્ર+અશ્ )=ખાવું+અન,-ખાવું તે, ખોરાક] **પ્રાસ** (પ્ર+આસ્+અ,-શ્રેષ્ઠ બેસવું તે, કવિતામાં મળતા અક્ષર લાવવાની રીત તે), **પ્રાસંગિક** (પ્રસંગ=લાયક વખત+ઇક=વાળું,-સમયાનુસાર).

## ૨. परा પાછું; મોઢું; ઉલટું.

**પરાવર્તન** ( પરા+વૃત્+અન,-પાછું વળવું તે ), **પરાવૃત્ત** ( પરા+વૃત્+ત,-પાછું વળેલું ).

**પરાકાષ્ઠા** ( પરા=દૂરની-છેલ્લી+કાષ્ઠા=મર્યાદા,-કોઇ વાતની છેલ્લી મર્યાદા, મહા મુસીબત ), **પરાક્રમ** ( પરાક્રમ્=હિમ્મત બતાવવી, હુમલો કરવો+અ,-બહાદૂરી, વીરતા, સામર્થ્ય ), **પરાક્રમી** ( પરાક્રમ+ઇન્=હિંમત બતાવનાર, બળવાન્, જોરાવર ), **પરાયણ** ( પરા=સાથે+અય્+અન,-સાથે વળગી રહેલું એવું; સંબંધી; વિષે ).

**પરાજય** ( પરાજિ=હારી જવું; ખોવું+અ,-હારવું તે, હાર ), **પરાજિત** ( પરાજિ+ત,-હારેલું ), **પરાભવ** ( પરાભૂ=હારવું+અ,-હારવું તે, હાર ).

## ૩. अप નીચે; ખરાબ; ઉલટું; દૂર.

**અપદ્વાર** ( અપ=નીચે+દ્વાર=બારણું,–નીચે બારણું તે, ગુદા ), **અપાન** ( અપ=નીચે+અન્=શ્વાસ લેવો+અ,–પાંચ પ્રાણવાયુમાંનો એક, જે ગુદાવાટે છૂટે છે તે ).

**અપકાર** ( અપ+કૃ+અ,–ખરાબ કરવું તે, ગુણને બદલે અવગુણ કરવો તે, અનિષ્ટ, નુકસાન ), **અપકારી** ( અપકૃ+ઇન્, અપકાર કરનાર ), **અપભ્રંશ** ( અપ+ભ્રંશ્+અ,–ખરાબ પડવું તે, મૂળ શબ્દનું થયેલું અશુદ્ધ રૂપાંતર ), **અપલક્ષણ** ( અપ+લક્ષ્+અન,–ખરાબ ચિહ્ન કરવું તે, ખરાબ લક્ષણ ), **અપશબ્દ** ( અપ+શબ્દ્+અ,–ખરાબ બોલવું તે, ખરાબ શબ્દ ), **અપશકુન** ( ખરાબ શકુન ).

**અપમાન** ( અપ+માન્+અ,–માનથી ઉલટું, અનાદર, તિરસ્કાર, અવજ્ઞા, માનભંગ ), **અપરાધ** ( અપ+રાધ્+અ,–પ્રસન્ન કરવાથી ઉલટું તે, દોષ, ગુનોહ, વાંક ), **અપરાધી** ( અપ+રાધ્+ઇન્,–પ્રસન્ન કરનાર નહિ તે, અપરાધવાળો, દોષી, ગુનેહગાર ), **અપવાદ** (અપ+વદ્+અ,–ઉલટું બોલવું તે, જૂઠું આળ, અપકીર્તિ, દોષ ), **અપસવ્ય** ( અપ=ઉલટું+સવ્ય=ડાબું,–ડાબું નહિ તે–જમણું; જનોઇ ડાબી ખાંધેથી જમણી ખાંધે લેવી તે; વિપરીત ).

**અપસરણ** ( અપ+સૃ+અન,–દૂર ખસવું તે, એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું ), **અપહરણ** ( અપ+હૃ+અન,–દૂર લઇ જવું તે, લુંટી લેવું તે, હરી લેવું તે, ચોરી ), **અપાદાન** ( અપ=વિયોગ+આદા=લેવું+અન,–વિયોગ લેવો તે, જે કોઇ પદાર્થથી છૂટા પડવું તે પદાર્થ; પાંચમી વિભક્તિનો મુખ્ય અર્થ છે ).

## ૪. सम् સાથે; સુંદર રીતે; બિલકુલ.

ધો. ૬—**સંકોચ** ( સંકુચ્=સંકોચાવું+અ,–આચકો ખાવો તે;

સંકડાશ ), **સંક્ષેપ** ( સંક્ષિપ્=ટૂંકું કરવું + અ,–ટૂંકું કરવું તે, ટુંકાણ ), **સંગમ** ( સંગમ્=એકઠું મળવું+અ,–એકઠું મળવું તે, નદી વગેરેનો એક ઠેકાણે સંગમ ), **સંતોષ** ( સંતુષ્=સંતોષ પામવું+અ,–સંતોષ, તૃપ્તિ; મનનું સ્વસ્થપણું, ધીરજ; આનંદ ), **સંદેશ** ( સંદિશ્=સંદેશો કહેવો+અ,–સંદેશો ), **સંધાન** ( સાંધણ )–(સંધા=જોડવું+અન,–જોડવું તે, જોડાણ, સંબંધ, સાંધો ), **અનુસંધાન** ( અનુ=પાછળ+સંધાન=સાંધણ,–એકની સાથે બીજાનું સંધાવું, લાગેલાગ મેળવી દેવો, સંબંધ મેળવી દેવો ), **સંધિ** (સાંધો)–( સંધા=જોડવું+કિવપુંકિ. વા. પ્ર.,–જોડાણ, સંબંધ, સંધાણ, અક્ષરોનું એક બીજા સાથે જોડાવું તે; સલાહ; શત્રુ સાથે મેળાપ ), **સંધ્યા** ( સાંઝ–સાંજ )–( સમ્=સાથે+ધિ=ધારણ કરવું+યા=ક. વા. પ્ર.,–સાથે ધારણ કરનારી–જોડનારી, દિવસ અને રાત કે રાત અને દિવસને જોડતો વખત; સાંજ કે સવાર ), **સંપૂર્ણ** ( સમ્=સાથે+પૂર્+ન=ભૂ. કૃ. પ્ર.,–પૂરૂં કરેલું; બધું, આખું, પૂરૂં ), **સંપ્રદાન** ( સંપ્રદા=આપવું+અન,–આપવું તે, દાન; બખ્શિસ, ભેટ; ચોથી વિભક્તિનો અર્થ–કંઈ આપવાની ક્રિયાનું ગૌણકર્મ ), **સંબોધન** ( સંબુધ્=બોલાવવું+અન,–બોલાવવું તે; પહેલી વિભક્તિનો એક અર્થ–કોઇને બોલાવીને કંઈ કહેવામાં આવે ત્યારે તેને સંબોધન કર્યું કહેવાય છે ), **સંભવ** ( સંભૂ=સંભવવું, માનવું+અ,–સંભવવું તે, બની શકે તેવી સ્થિતિ, શક્યતા ), **સંભાવિત** ( સંભવિત )–( સંભૂ+ઇત,–માનેલું, બની શકે તેવું ધારેલું; આબરૂદાર ), **સમાગમ** [ સમાગમ્ ( સમ્+આ+ગમ્ )=એકઠું મળવું, સંબંધ રાખવો, પાસે આવવું + અ,–એકઠું મળવું તે; સંબંધ; સંગતિ; ઓળખાણ; સહવાસ ), **સમાસ** [ સમાસ્ ( સમ્+અસ્ )=જોડવું, સાંધવું, એકઠું કરવું+અ,–જોડાણ, સંબંધ, બે કે વધારે શબ્દો મળીને

એક શબ્દ બનવો તે, સમૂહ ), **સમૃદ્ધિ** ( સમ્=ઘણું+ઋદ્ધિ=સંપત્તિ, દોલત,–ઘણી સંપત્તિ ), **સંબંધ** ( સમ્+બંધ્+અ,–સાથે બાંધવું તે, વળગણુ, સગાઈ ), **સંમતિ** (સંમન્=માનવું + તિ,–માનવું તે, મળતાપણું, કબૂલાત, ઇચ્છા ), **સમ્રાજ્** ( સમ્+રાજ્+કિવપ્ ક.વા.પ્ર.,–સુંદર રીતે પ્રકાશનાર, ચક્રવર્તિ રાજા, શહેનશાહ ), **સામ્રાજ્ય** ( સમ્રાજ્+ય,–ચક્રવર્તિ રાજ્ય, શહેનશાહત ), સંસ્થાન ( સંસ્થા=વસવું+અન,–વસવું તે, જથો; રાજ્ય; મુલક; પરદેશીઓએ વસાવેલું થાણું ), **સંયુક્ત** ( સમ્ + યુજ્+ત,–સાથે જોડેલું, સંયોગ કરેલું ), **સંયોગ** ( સંજોગ )–( સંયુજ્=ભેગા મળવું + અ,–ભેગા મળવું તે, સંબંધ, મેળાપ, મિશ્રણુ), **સંયોગીકરણુ** [સંયોગ+ઈ+કરણુ (કૃ+અન) =કરવું તે,–મિશ્રણુ કરવું તે, પૃથક્કરણુથી ઉલટું ], **સંયોજિત** ( સંયુજ્+ઇત–જોડેલું, યોજેલું ), **સંરક્ષણુ** ( સંરક્ષ્+અન,–રક્ષણુ કરવું તે, રક્ષણુ, સંભાળ, બચાવ ), **સંરક્ષિત** ( સંરક્ષ્+ઇત,–રક્ષણુ કરેલું, બચાવાયલું ), **સંસર્ગ** ( સંસૃજ્=જોડવું, સમાગમ કરવો + અ,–જોડવું તે, સ્પર્શ, સંયોગ. સંબંધ–વહેવાર, પરિચય ), **સંસાર** ( સંસૃ=પાસે આવવું, સરવું, મેળવવું+અ,–સરવું તે, માણુસ મરી જવાથી એનો સંસાર એની સાથેજ ચાલ્યો ગયો ગણુાય; આ લોક, વિશ્વ, દુનિયા ), **સંસ્કાર** [ સં+કૃ=સુંદર કરવું+અ,–સુંદર કરવું તે, જે કર્મક્રિયાથી મનુષ્ય શુદ્ધ થઈ ઉચ્ચત્વને પામે છે તે, ધર્મવિધિ. દ્વિજને માટે ૧૬ સંસ્કાર કહેલા છે. ( **સમ્** સાથે **કૃ** ધાતુ આવતાં વચમાં **સ્** વધે છે ) ], **સંસ્કૃત** ( સંસ્કૃ + ત, સુંદર કરેલ, સુધારેલ; સુધારેલી ભાષા, ગીર્વાણુ ભાષા ).

ધો. ૭—**સંકલના** ( સંકલ્=પકડવું, ઉમેરવું, ઢગલો કરવો+અના,–પકડવું તે, યોજના; ઢગલો કરવો તે, સરવાળો ), **સંકલ્પ**

( સમ્+કલ્પ્+અ,–સારી યોજના કરવી તે, ઇચ્છા, ઠરાવ, ઇષ્ટાર્થની સિદ્ધિ માટે 'આ આમ કરવું' એવો મનનો એક વ્યાપાર ), **સંકોચન** ( સંકુચ્+અન,–સંકોચાવું તે ), **સંક્રમણ** ( સંક્રમ્=એક ઠેકાણે રહેલાનું બીજે ઠેકાણે જવું+અન,–સૂર્ય અને પૃથ્વીની વચ્ચે એક લીટીમાં ગ્રહોનું આવવું તે ), **સંખ્યા** ( સંખ્યા=ગણવું, સરવાળો કરવો+આ,–ગણીને કહેવું તે, અંક, આંકડો, ગણતરી, પરિમાણ ), **સંગ** ( સંગમ્+અ,–સાથે જનાર, સાથ, સ્પર્શ, મિત્રતા ), **સંગતિ** ( સંગત )–( સંગમ્=એકઠું મળવું, સંગ કરવો, મિત્રાચારી રાખવી+તિ,–એકઠું મળવું તે, સંબંધ, મિત્રાચારી ), **સંગીત** (સમ્+ગૈ+ત,–સાથે ગાયલું, ગાન, તાન, ગાયનવિદ્યા ), **સંગ્રહ** ( સંઘરો )–( સંગ્રહ્=સંઘરવું+અ,–સંઘરવું તે, સંચય, સમૂહ ), **સંગ્રામ** (સંગ્રામ્=યુદ્ધકરવું+અ,–યુદ્ધ, લડાઇ), **સંઘ** (સમ્+હન્+અ,–સમૂહ, મંડળ, ટોળું ), **સંઘાત** ( સંગાથ )–( સમ્+હન્+ત,–સુંદર રીતે મારેલું, વધ; સોબત, સાથ ), **સંચય** ( સંચિ=સંગ્રહ કરવો+અ,–સંગ્રહ, સમૂહ, ઢગલો ), **સંજ્ઞા** ( સંજ્ઞા=સમજવું, ઓળખવું, ચોકી કરવી, નામ પાડવું+આ,–ચેતના, જ્ઞાન, બુદ્ધિ; નામ; સંકેત–હાથ વગેરેથી ઇશારો કરવો તે), **સતત** ( સમ્+તન્=ખેંચવું+ત=ભૂ. કૃ. પ્ર.,–સાથે ખેંચેલું, હમેશનું, ચાલુ; 'સમ્'નો 'મ્' લોપાય છે ), **સંતાપ** ( સંતપ્=તપવું+અ,–તાપ, ગરમી, દુઃખ ), **સંદેહ** ( સંદિહ્=શક લાવવો+અ,–શક, સંશય ), **સમય** ( સમ્+અય્+અ,–સાથે જવું તે, વખત), **સમાધાન** ( સમાધા ( સમ્+આ+ધા )=તકરાર ભાંગવી+અન,–તકરાર ભાંગવી તે, સમજુતી, છૂટકારો, નિવેડો ), **સમાપ્ત** ( સમાપ્ ( સમ્+આપ્ )=મેળવવું, પૂરું કરવું+ત,–મેળવેલું; પૂરું કરેલું, સંપૂર્ણ ), **સમાપ્તિ** ( સમાપ્+તિ,–

પૂરૂં કરવું તે ), **સમુદય** [ સમુદય્ ( સમ્+ઉદ્+અય્ )=ઊંચે ચઢવું+અ,–ઊંચે ચઢવું તે, ઉન્નતિ; જથ્થો, સમૂહ ], **સમુદાય** ( જથ્થો, ટોળું, બધું, સકલ ), **સંતતિ** ( સમ્=સુંદર રીતે+તન્=વિસ્તાર પામવો +તિ,–છોકરાંછૈયાં, ઓલાદ, વંશ ), **સંધ્યા** ( સમ્=સુંદર રીતે+ધ્યૈ=ધ્યાન ધરવું,–બ્રાહ્મણ, ક્ષત્રી, અને વૈશ્યે સવારે, બપોરે, અને સાંજની સંધિ સમયે કરવાનું ગાયત્રી જપાદિ નિત્યકર્મ ), **સંન્યાસ** [ સંન્યસ્ ( સમ્+નિ+અસ્ )=નીચે મૂકવું, ત્યાગ કરવો+અ,–સંસાર ત્યાગ કરવો તે, ચતુર્થાશ્રમ ], **સંપત્તિ** ( સંપત )–( સંપદ્=મેળવવું+તિ,–મેળવવું તે, દોલત, ચઢતી, પૂર્ણતા, અતિ વૈભવ ), **સંપાત** ( સમ્+પત્+અ, –સાથે પડવું તે. ક્રાન્તિવૃત્ત અને વિષુવવૃત્ત જે બે બિંદુઓમાં છેદાય છે તે ), **સંપાદન** ( સંપદ્+અન,–મેળવવું તે ), **સંપાદક** ( સંપદ્ +અક,–મેળવનાર ), **સંપ્રદાય** ( સંપ્રદા ( સમ્+પ્ર+દા )=આપવું+ય, –પરાપૂર્વથી ચાલતો વહીવટ, રીત; વેદપ્રણીત ધર્મમાર્ગ ), **સંભાષણ** ( સંભાષ્=બોલવું, વાતચીત કરવી+અન,–વાતચીત, પરસ્પર ભાષણ ), **સમક્ષ** ( સમ્=સાથે+અક્ષિ+આંખ,–આંખ સામે, રૂબરૂ ), **સમર્થ** [ સમર્થ્ ( સમ્+અર્થ્ )=માનવું, ટેકો આપવો, તૈયાર કરવું+અ,–ટેકો આપનાર, બલવાન્, જોરાવર, લાયક ], **સમર્થન** ( સમર્થ્+અન,–માનવું તે, યોગ્ય અયોગ્યની પરીક્ષા, ખંત ), **સમાધિ** [ સમાધિ ( સમ્+આ+ધિ )=ઊંડું ધ્યાન ધરવું+કિવપ્ ક્રિ. વા. પ્ર., –ઊંડું ધ્યાન ધરવું તે, ચિત્ત અને પ્રાણની પરબ્રહ્મ સાથે એકતા, યોગનું આઠમું અંગ; કબર, સમાધ ], **સમાવેશ** [ સમાવિશ્ ( સમ્ +આ+વિશ્ )=પ્રવેશ કરવો, દાખલ થવું+અ,–દાખલ થવું તે, પ્રવેશ; સમાસ, જગ્યા, વગ ], **સમૂહ** [ સમૂહ્ ( સમ્+ઊહ્ ) એકઠું કરવું+અ,–જથ્થો, સમુદાય, ટોળું ], **સંમુખ** ( સામું )–( સમ્=સાથે+મુખ,

–મોં સામે, રૂબરૂ ), **સંયમ** ( સંયમ્=રોકવું+અ,–બંધન, ઇંદ્રિયો વગેરેનો નિગ્રહ ), **સંયમી** ( સંયમ્+ઇન્, ઇંદ્રિયો રોકનાર, જેણે ઇંદ્રિયો વશ કરી છે એવો સાધુ પુરુષ ), **સંશય** [ સમ્=સાથે+શી=સુવું+અ,–શક, વહેમ; ભય ), **સંશોધન** (સમ્+શુધ્+અન,–સારી રીતે શોધવું તે, શુદ્ધ કરવું તે, સાફ કરવું તે), **સંહાર** (સંધાર)–(સંહ=નાશ કરવો+અ,–નાશ, પ્રલય), **ઉપસંહાર** (ઉપસંહ=સારી રીતે ટૂંકું હરવું+અ,–આરંભેલો વિષય સમાપ્ત કરવો તે, સમાપ્તિ; સંગ્રહ; સંક્ષેપ ), **સંહિતા** ( સંધા=જોડવું; પકડવું, બંધ કરવું, પાસે આવવું+ત+આ,–જોડેલું, એકઠું કરેલું. વેદની સંહિતા કહેવાય છે, કેમકે પ્રથમ તેના મંત્રો છૂટા છૂટા ચાલતા હતા, તેને વેદવ્યાસે અનુક્રમે ગોઠવીને હાલના આકારમાં મૂકયા છે ).

ટ્રે. કૉ.–**સંકર** ( સંકૃ=તૈયાર કરવું, બનાવવું+અ,–ભેળા થવું તે, જોડાણ; એક જાતના પુરુષથી તેનાથી ભિન્ન જાતિની સ્ત્રીને પેટે પેદા થયેલી સંતતિ ), **સંકુચિત** ( સંકુચ્+ઇત,–સંકોચેલું; ઢાંકેલું; બંધ કરેલું ), **સંકેત** (સંકિત્=નિશાન કરવું+અ,–મનનો ભાવ પ્રકટ કરવાને કરેલો હાથ વગેરેનો ઇશારો; સાન; કોઇ કામ માટે અગાઉથી કરી રાખેલી ગોઠવણ ), **સંક્રાન્તિ** ( સંક્રમ્=એકઠા મળવું; ઓળંઘવું; નજદીક જવું; હાજર થવું+તિ,–સૂર્ય અને ગ્રહોનું એક રાશિમાંથી બીજી રાશિમાં જવું તે ), **સંક્ષિપ્ત** ( સંક્ષિપ્+ત,–ટૂંકું કરેલું ), **સંગ્રહણી** ( સંઘરણી )–( સંગ્રહ્=એકઠું કરવું, પકડવું; સંક્ષિપ્ત કરવું+અન+ઈ=ના. જા. પ્ર.,–પેટમાં અમળાઇ લોહી અને આમ પડે તે રોગ; અતિસાર, મરડો ), **સંચિત** ( સંચિ+ત,–સંગ્રહ કરેલું; સંચિત કર્મ ), **સંતુષ્ટ** ( સંતુષ્+ત,–સંતોષ પામેલું, ખુશ થયેલું, તૃપ્ત ), **સંદિગ્ધ** ( સંદિહ્=લગાડવું, શક લાવવો, ઢગલો કરવો+ત,–શક ભરેલું, અચોકસ; ગુંચવાયલું; ભયંકર ), **સંનિધાન** ( સંનિધા=પાસે મૂકવું, સાથે મૂકવું+અન,–પડોસ, પાસે, નજીક), **સંનિપાત** ( સનેપાત )–( સન્નિપત્ (સમ+નિ+પત્ )=નીચે ઊતરવું; એકઠું મળવું; હુમલો

કરવો; પાસે આવવું+અ,-ભીતરવું તે; પતન; લવારી, બેભાનપણું થાય છે તે રોગ ), **સંપદ્** ( સંપદ્=મેળવવું+ક્વિપ્ ક્રિ. વા. પ્ર.,-સંપત્તિ, સંપત; આબાદી ), **સંપન્ન** ( સંપદ્+ન,-મેળવેલું, સંપત્તિવાળું, સંપૂર્ણ), **સંપુટ** ( સમ્=સાથે+પુટ=પોલાણ,-ઉઘાચતા બાંધેલા કોડીઆની જોડ ), **સંભાર** (સમ્+ભૃ+અ,-સાથે ભરવું તે, જરૂરીઆત; તૈયારી; સમુદાય; ટેકો; અથાણામાં ભરવાનો મસાલો-મેથી, મરચાં, હીંગ, મીઠું, વગેરે ), **સંભાવના** ( સંભૂ=માનવું+અના,-માનવું તે, સંભવ; આદરમાન; એ નામનો એક અલંકાર ), **સંભ્રમ** ( સંભ્રમ્=ભટકવું, ભૂલમાં હોવું+અ,-ભટકવું તે, ભૂલાવો, ભ્રાન્તિ, બહાવરાપણું ), **સંમત** ( સંમન્+ત,-માનેલું, કબૂલ કરેલું ), **સંમાર્જની** ( સમ્=સુંદર રીતે+મૃજ્=વાળવું+અન=ક. વા. પ્ર.+ઈ =ના. જા. પ્ર.,-સાવરણી ), **સમગ્ર** ( સમ્=સાથે+અગ્ર=આગેવાન,-સઘળું, સમસ્ત, પૂર્ણ ), **સમર્પણ** [ સમર્પ્ ( સમ્+અર્પ્ )=વિધિપૂર્વક આપવું+ અન,-વિધિપૂર્વક આપવું તે; તન, મન, ધન, ઇત્યાદિ દેવગુરુને સ્વાધીન કરવું તે), **સમસ્ત** ( સમ્=બિલકુલ+અસ્=ફેંકવું+ત=ભૂ. કૃ. પ્ર.,-સઘળું, સંપૂર્ણ ), **સમાચાર** ( સમ્=સાથે+આચર્=આચરવું+અ,-આચરવું તે, ખબર, હાલત વિષે પૂછગાછ કરવી તે ), **સમાન** (સમ=સાથે+અન્=શ્વાસ લેવો+અ,-પાંચ પ્રાણવાયુમાંનો એક, જે આખા શરીરમાં વ્યાપ્ત છે તે ), **સમારંભ** [ સમારભ્ ( સમ્+આ+રભ્ )=શરૂઆત કરવી+અ,-શરૂઆત કરવી તે, પ્રારંભ, શરૂઆત ], **સમાસક્ત** [ સમાસંજ્ ( સમ્+આ +સંજ્ )=જોડવું, દૃઢ કરવું+ત,-જોડાયલું ], **સમાહાર** [ સમાહૃ ( સમ્+આ+હૃ )=એકઠું કરવું+અ,-એકઠું કરવું તે, સમુદાય, સંગ્રહ, જથો; દ્વંદ્વ અને દ્વિગુ સમાસ ], **સમુચ્ચય** [ સમુચ્ચિ ( સમ+ઉદ્+ચિ ) =એકઠું કરવું, ગોઠવવું+અ,-એકઠું કરવું તે, સમુદાય, જથો ], **સંલગ્ન** ( સલંગ )-( સમ્=સાથે+લગ્=જવું+ન=ભૂ. કૃ. પ્ર.,-જોડેલું, એકઠું કરેલું ), **સંવાદ** ( સંવદ્=બોલવું, વાતચીત કરવી, એકઠા મળવું, બોલાવવું, કબૂલ કરવું+અ,-પરસ્પર ભાષણ થવાં તે, વાદવિવાદ, તત્ત્વબોધક વાતચીત ), **સંવૃદ્ધિ** ( સમ્=બિલકુલ+વૃધ્=વધવું+તિ=ક્રિ. વા. પ્ર.,-વધારો, આબાદી ),

**સંસ્થા** ( સંસ્થા=વસવું, હૈયાત હોવું, કબૂલ કરવું, મરવું+આ,-ન્યાયના રસ્તામાં રહેવું તે; સભા, મંડળ, સમાજ, વ્યક્તિ; નાશ, છેડો, અંત ).

**૫. अनु પાછળ; સાથે; મળતું.**

**ધો. ૬—અનુમાન** ( અનુ+મા+અન,-પાછળ માપવું તે, એક બીનાની પાછળ તેને મળતી બીજી બીના જાણવી તે, તર્ક, અટકળ ), **અનુભવ** ( અનુ+ભૂ+અ,-પાછળ થવું તે, અભ્યાસ-અવલોકન કર્યાથી મેળવેલું જ્ઞાન; અવલોકન, તપાસ, પ્રયોગ; અભ્યાસ, મહાવરો; ફળ, પરિણામ ), **અનુસ્વાર** ( અનુ=પાછળ+સ્વાર=સ્વરવર્ણ,-સ્વરની પછી એનો ઉચ્ચાર થાય છે માટે અનુસ્વાર કહેવાય છે).

**અનુયાયી** ( અનુ=સાથે+યા=જવું+ય ( આગમ )+ઇન્=ક. વા. પ્ર.,-સાથે ( પછાડી ) જનાર, સેવક, શિષ્ય, ભક્ત, આશ્રિત, વગેરે ), **અનુનાસિક** ( અનુ=સાથે+નાસિકા=નાક,-પોતપોતાનાં સ્થાન ઉપરાંત નાકમાંથી બોલાતા વ્યંજન ), **અનુષંગી** ( અનુ=સાથે+સંજ્=ચોંટી રહેવું, વળગવું, જવું+ઇન્,-સાથે જનાર. ગુજરાતી ભાષામાં દરેક વ્યંજનને છેડે અ આવે છે તે અ અનુષંગી કહેવાય છે ).

**અનુરૂપ** ( અનુ=મળતું+રૂપ્+અ,-મળતું દેખાવું તે, મળતું રૂપ, આબેહૂબ ), **અનુકરણ** ( અનુ+કૃ+અન,-મળતું કરવું તે, એકના જેવું બીજાએ કરવું તે, પ્રતિરૂપ ), **અનુકૂળ** ( અનુ=મળતો+કૂલ=કિનારો,-જે કિનારે હોઇએ તે કિનારે, ગમતું ), **અનુક્રમ** ( અનુ+ક્રમ્+અ,-મળતું લાગુ થવું તે, એક પછી એક, હારબંધ, મળતો ક્રમ; પદ્ધતિ, ગોઠવણ ), **અનુક્રમણિકા** ( ગ્રંથમાં ફલાણી બાબત ફલાણે પાને છે એ બતાવનારી ટીપ; સાંકળિયું; સૂચિપત્ર ), **અનુસાર** ( અણુસારે-અણુસારો )-(અનુ+સૃ+અ,-મળતું જવું તે; પ્રમાણે, સરખું, તેવું ).

ધો. ૭—**અનુકંપા** ( અનુ=પાછળ+કંપ્=કંપવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–પાછળ કંપવું તે, દયા ), **અનુગમન** ( અનુ+ગમ્+ અન,–(પાછળ જવું તે, અનુસરવું તે, એકને જોઇ બીજાએ કરવું તે), **અનુજ** ( અનુ+જન્+અ,–પછીથી જન્મનાર, નાનો ભાઇ ), **અનુજીવી** ( અનુ+જીવ્+ઇન્,–કોઇને આધારે ભરણપોષણ કરનાર–દાસ, સેવક, ચાકર ), **અનુજ્ઞા** ( અનુજ્ઞા=હુકમ કરવો+આ,–હુકમ, આજ્ઞા; રજા, પરવાનગી ), **અનુતાપ** ( અનુ+તપ્+અ,–પાછળ તપવું તે–પસ્તાવો ), **અનુભાવ** ( અધિકારનું તેજ–મોટાઈ, પરાક્રમ; દૃઢ નિશ્ચય, ખાત્રી ), **અનુભૂત** ( અનુ+ભૂ+ત,–પાછળ થયેલું, અનુભવથી જણાયલું તે, સિદ્ધ, નક્કી ), **અનુમોદન** ( અનુમુદ્=અભિપ્રાય આપવો+ અન,–અભિપ્રાય આપવો તે, સંમતિ; સંતોષ ), **અનુરક્ત** (અનુ+રંજ્ +ત,–પાછળ ખુશી થયેલ, આનંદી, આસક્ત ), **અનુરાગ** ( અનુ+ રંજ્+અ,–પાછળ ખુશી થવું તે, પ્રીતિ, આસક્તિ ), **અનુવાદ** ( અનુ=પાછળ+વદ્+અ,–વારંવાર બોલવું તે; કોઇને વિષે જાહેરમાં ભાષણ કરવું તે, ગુણ અવગુણનું કથન; મિથ્યા ભાષણ–લવારી; ભાષાંતર ), **અનુષ્ઠાન** ( અનુસ્થા=શરૂ કરવું+અન,–હોમહવન વગેરે કર્મો કરવાને પ્રવૃત્ત થવું તે, કર્મારંભ ), **અનુસરણ** ( અનુ+સૃ+અન,–પાછળ જવું તે, મળતું આવવું તે, એકની પેઠે બીજાએ કરવું તે ).

**અનુગ્રહ** ( અનુ=સાથે+ગ્રહ્=પકડવું+અ,–દેવ અથવા ગુરુએ કોઇના ઉપર પ્રસન્ન થઇ તેનો હાથ પકડવો તે; સ્વીકાર, કબૂલ કરવું તે; મહેરબાની; ઉપદેશ ), **અનુપાન** ( અનુ+પા+અન,–સાથે પીવાનું તે, વૈદ દવાની સાથે જે પીવાનું કહ્યું હોય તે; પથ્ય, પરહેજી; વારણ ),**અનુબંધ** ( અનુ+બંધ્+અ,–સાથે બાંધવું તે, જારી રહેવું તે, બંધન; સંબંધ, સગાઈ ).

**અનુપ્રાસ** ( અનુ = મળતું+પ્ર=આગળ+અસ્=ફેંકવું+અ,–મળતું ફેંકવું તે, શબ્દાલંકાર; સ્વર–વર્ણ–શબ્દની જે પુનઃ પુનઃ આવૃત્તિ થયાં કરે છે તે ), **અનુમતિ** (અનુ+મન્+તિ–મળતું વિચારવું તે, સંમતિ, મંજૂરી ), **અનુશાસન** [ અનુ=મળતું+શાસન ( શાસ્= રાજ્ય ચલાવવું+અન )=આજ્ઞા,–કાયદા પ્રમાણે ચાલવું તે; કાયદો; આજ્ઞા; વિધિ ].

## ૬. अव નીચે; નઠારૂં.

**ધો. ૬—અવકાશ** (અગાસી )–(અવ=નીચે+કાશ્=ચળકવું+અ =ક્રિ. વા. પ્ર.,–ફુરસદ, વખત; સ્થાન; આકાશ ), **અવલોકન** ( અવ +લોક્+અન,–નીચે–ધ્યાન–આપીને જોવું તે, બારીક તપાસ, નિરીક્ષણ ), **અવસ્થા** (અવસ્થા=ઉભા રહેવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–હાલત; આયુષ્ય, ઉમર ).

**અવકૃપા** ( અવ+કૃપ્+આ,–નઠારી મહેરબાની, ગેરમહેરબાની, ઈતરાજી, કરડી નજર ), **અવગણના** ( અવ+ગણ્+અના,–નઠારીગણત્રી, ન લેખવવું તે, અનાદર, તિરસ્કાર ), **અવચિહ્ન** ( અવ+ચિહ્ન્ +અ,–નઠારાં લક્ષણ, અશુભસૂચક ચિહ્ન, અપલક્ષણ ), **અવદશા** (અવ,+દશા=હાલત,–નઠારી હાલત, માઠી હાલત, દુર્દશા ).

**ધો. ૭—અવતરણ** ( અવતૄ=અવતરવું+અન,–અવતરવું તે, અવતાર; ઉતારો, ટાંચણ ), **અવતાર** ( ઓવારો, આરો )–( અવતૄ+ અ,–અવતરવું તે, જન્મ; વિષ્ણુ વગેરેના જુદા જુદા દેહધારણ કરેલા અવતાર; આત્મા એક દેહ છોડી બીજા દેહમાં જાય તે ), **અવધાન** ( ઓધાન )–( અવ=નીચે+ધા=ધરવું, મૂકવું+અન=ક્રિ, વા. પ્ર.,–નીચે ધરવું તે, ધ્યાન, લક્ષ ), **અવધિ** ( અવ=નીચે+ધિ=ધારણ કરવું+ ક્વિપ્ ક્રિ. વા પ્ર.,–સીમા, હદ ), **અવનતિ** ( અવ+નમ્+તિ,–નીચે

નમવું તે; પડતી હાલત, એથી ઉલટો શબ્દ ઉન્નતિ=ચઢતી હાલત), **અવરોધ** (અવ=નિશ્ચય+રુધ્+અ,-નિશ્ચય અટકાવવું તે, અટકાવ, પ્રતિબંધ; જનાનખાનું, અંતઃપુર, રણવાસ), **અવલંબન** (ઓળંબો)-(અવ=નીચે+લંબ્=લટકવું+અન,-નીચે લટકવું તે, આશ્રય, ટેકો, શરણસ્થળ), **અવલેહ** (અવલિહ્=ચાટવું+અ,-આંગળી વતી ચટાય તેવું ઔષધ, ચાટણું), **અવલોકિત** (અવલોક્+ઇત,-જોયેલ), **અવશેષ** (અવ+શિષ્+અ,-નીચે બાકી રહેવું તે, બાકી, શેષ; અંત, આખર), **અવસર** (અવસૃ=જવું+અ,-ટાણું, તક, વખત).

**અવક્રિયા** [અવ=નઠારી+ક્રિયા (કૃ+યા)=ચેષ્ટા, અસર,-નઠારી અસર, શરીરની તંદુરસ્તી બગડવી તે. સંસ્કૃતમાં એનો અર્થ 'પરિત્યાગ' થાય છે], **અવગતિ** [અવ=નઠારી+ગતિ (ગમ્+તિ)=સ્થિતિ,-મરણ પછી નઠારી સ્થિતિ. સંસ્કૃતમાં એનો અર્થ 'જ્ઞાન, અક્કલ' થાય છે], **અવજ્ઞા** (અવજ્ઞા=અપમાન કરવું+આ,-અપમાન કરવું તે, અનાદર, તિરસ્કાર), **અવયોગ** (અવજોગ)-[અવ=નઠારો+યોગ (યુજ્+અ)=વખત,-નઠારો વખત, કમુહૂર્ત].

### *૭. निस्, निर् નહિ; બહાર; નક્કી.

'નિસ્'ની પછી ઘોષાક્ષર આવે તો 'નિસ્'નું 'નિર્' થાય છે. દા. ૬—**નિરક્ષર** (નિર્=નહિ+અક્ષર,-અભણ), **નિરંકુશ** (નિર્+અંકુશ,-દાબ વિનાનું, સ્વતંત્ર, ઉન્મત્ત), **નિરપરાધ** (નિર્+અપરાધ-અપરાધ વગરનું, નિર્દોષ), **નિરીક્ષક** [નિરીક્ષ્ (નિર્+ઇક્ષ્)=નિરખવું, તપાસવું+અક,-તપાસનાર, ધારી ધારીને જોનાર), **નિરીક્ષા** (નીરખ)-(નિરીક્ષ્+આ,-દૂર્બીનમાંથી તારા વગેરે જોવા-તપાસવા તે), **નિરુત્તર** (નિર્+ઉત્તર,-જવાબ ન દેવાય તેવું), **નિર્ગત** (નિર્ગમ્=બહાર જવું+ત,-બહાર ગયલું; શક્તિ વગરનું, નબળો), **નિર્ગંધ** (ગંધ

વગરનું), **નિર્ગુણ** (નિર્+ગુણ,-ગુણ વગરનું, નિમકહરામ; જેના ગુણની કલ્પના ન થઇ શકે તેવું, રજસ્, તમસ્, ને સત્ત્વગુણ રહિત-પરમાત્મા), **નિર્જીવ** (જીવ વગરનું, મુવેલું), **નિર્દેશ** ( નિર્દિશ્=બતાવવું, દેખાડવું+અ,-બતાવવું તે; વર્ણન; આજ્ઞા; સલાહ; ઉપદેશ; કથન ), **નિર્માલ્ય** (માલ વગરનું, કમજોર; દેવને અર્પણ કરેલી ચીજનો બાકી રહેલો ભાગ ), **નિર્લોભ** ( લોભ વગરનું ), **નિર્વંશ** ( વંશમાં કોઇ ન હોવું તે ), **નિર્વિઘ્ન** ( વિઘ્ન-અડચણ વગર ).

**નિશ્ચય** [ નિશ્ચિ ( નિસ્+ચિ )=નિશ્ચય કરવો, ઠરાવ કરવો+અ,-ઠરાવ, નિર્ણય, સંકલ્પ, ખાત્રી ], **નિષ્કંટક** ( કંટક-કાંટા વિનાનું-હરકત વિનાનું ), **નિષ્કરુણ** (કરુણ-દયા વગરનું; ક્રૂર), **નિષ્પ્રપંચ** ( પ્રપંચ વગરનું ).

**નિઃસંતાન** ( સંતાન રહિત ), **નિઃસંદેહ** ( સંદેહ વગરનું ), **નિઃસંગ** ( સંગ-સાથી વગર, એકલું ), **નિઃસાધન** ( સાધન રહિત ), **નિઃસ્પૃહ** ( સ્પૃહા-ઇચ્છા, તૃષ્ણા, ગરજ, પરવા-વગર, જે કોઇની ઇચ્છા ન રાખતો હોય તે; બેદરકાર ).

ધો. ૭—**નિરંજન** ( નિર્+અંજન=અજ્ઞાન,-અજ્ઞાન રહિત, પરમાત્મા ), **નિરાકરણ** [ નિરાકૃ ( નિર્+આ+કૃ )=કાઢી મૂકવું, ભૂલી જવું+અન,-કાઢી મૂકવું તે, ભૂલી જવું તે, નિવારણ; ફેંસલો ], **નિરીક્ષણ** ( નિરીક્ષ્+અન,-બારીક તપાસવું તે ), **નિરુપદ્રવ** ( ઉપદ્રવ વિનાનું ], **નિર્ગમન** ( નિર્ગમ્=બહાર જવું+અન,-બહાર જવું તે ), **નિર્જર** ( નિર્+જરા=ઘડપણ,-જેને ઘડપણ નથી તેવું, તાજું; અમર; દેવ; અમૃત), **નિર્ણય** (નિર્=નક્કી+ની-નય્=દોરી જવું+અ,-વિચારને નક્કી દોરી જવા તે, ઠરાવ, ફેંસલો ), **નિર્ધાર** ( નિર્+ધૃ=નક્કી કરવું+અ,-નક્કી, નિશ્ચયપૂર્વક, ઘણામાંથી એકને છૂટું પાડવું તે ),

**નિર્બંધ** ( નિર્બંધ્=આગ્રહ કરવો+અ,-આગ્રહ, હઠ; હરીફાઇ ), **નિર્ભા ગ્ય** ( ભાગ્ય-નસીબ વગરનું, કમનસીબ ), **નિર્ભ્રાન્ત** ( નિર્+ભ્રમ્+ત,-ભમેલું નહિ તે, ભ્રાન્તિ વગરનું ), **નિર્ભેદ્ય** ( નિર્+ભિદ્+ય,-ભેદાય તેવું), **નિર્માણ** (નિર્મા=નિર્માણ કરવું+અન,-નિર્માણ કરવું તે રચના; સાર; લાયકી), **નિર્મિત** (નિર્મા+ત,-નિર્માણ કરેલું, સરજાયલું ઉપજાયલું, કરાયલું ), **નિર્મોહી** ( નિર+મુહ્+ઇન,-મોહવાળો નહિ તે મોહ વગરનો ), **નિર્વાણ** ( નિર્વા=ફુંકવું, મરવું+ન=ભૂ. કૃ. પ્ર.,-મુવેલું મુક્ત; મનુષ્યની છેલ્લી સ્થિતિ, મોક્ષ; નિવૃત્ત, વિરામ ), **નિર્વાહ** ( નિર્વહ્=લઇ જવું, પૂરૂં કરવું+અ,-ગુજરાન ચલાવવું તે, ભરણપોષણ, ઉપજીવિકા ), **નિર્વેધ** ( નિર્+વિધ્+અ,-વેધ વિનાનું, અચણ વિનાનું ).

**નિશ્ચલ** ( નિસ્+ચલ્+અ,-ચાલે નહિ તેવું, અચલ, સ્થિર ), **નિષ્ક્રાન્ત** ( નિષ્ક્રમ્=તજી જવું, બહાર નીકળવું, અટકવું+ત, બહાર નીકળેલું ),**નિષ્પક્ષપાત** ( નિસ્+પક્ષ=બાજૂ+પાત ( પત્+અ) પડવું તે,-પક્ષપાત વગરનું, તરફદારી વગરનું ), **નિષ્પન્ન** ( નિસ્ પદ્=પૂરૂં કરવું+ન=ભૂ. કૃ. પ્ર.,-પૂરૂં કરેલું; પેદા થયેલું; તત્પર, તૈયાર

**નિઃશેષ** ( નિસ્+શિષ્+અ,-બાકી વગર ), **નિઃશ્રેણી** ( નીઃ રણી ]-[ નિસ્=બહાર+શ્રેણી ( શ્રિ=જવું )=જવાનું સાધન, પગથી બહાર જવાનું સાધન ], **નિઃસત્ત્વ** [ નિસ્=નહિ+સત્ત્વ=સત્ત્વગુ ( જેનાથી શાન્તિ, ક્ષમા, દયા, સત્ય, જ્ઞાન, નીતિની વૃદ્ધિ થાય ગુણ ), સાર,-સત્ત્વગુણ રહિત, સાર રહિત ], **નિઃસાર** ( સાર રહિત ), **નિઃસ્નેહ** ( સ્નેહ રહિત ).

**૮. દુસ્, દુર્ નઠારૂં; મુશ્કેલીથી.**

**ધો. ૬—દુરવસ્થા** ( દુર્+અવસ્થા;-નઠારી હાલત, કંગા

અત ), દુરાગ્રહ ( દુર્+આગ્રહ,–નઠારો આગ્રહ, હઠીલાઇ ), દુરાત્મા ( દુર્+આત્મા,–નઠારો આત્મા, દુષ્ટ માણસ ), દુરુપચાર ( દુર્=નહિ+ઉપચાર,–અસાધ્ય, લાઇલાજ ), દુરુપાય ( દુર્+ઉપાય,–નિરુપાય ), દુર્જન ( નઠારો માણસ, પાપી માણસ; દુષ્ટ, કપટી), દુર્દૈવ (દુર્+દૈવ,–ખરાબ નસીબ, અભાગ્ય, કમનસીબ ), દુર્ભાવના ( ખરાબ વિચાર ), દુર્મુખ ( દુષ્ટ છે મુખ જેનું તે, દુર્ભાષણ કરનાર ), દુરંત ( દુર્=મુશ્કેલીથી+અંત=છેડો,–જેને છેડે પહોંચવું મુશ્કેલ છે તે, અપાર ).

દુઃશીલ ( દુઃ=ખરાબ+શીલ=સ્વભાવ,–ખરાબ સ્વભાવવાળું ), દુઃસહ ( દુઃ+સહ્+અ,–મુશ્કેલીથી ખમાય તેવું ).

ધો. ૭—દુર્લક્ષ [ દુર્=ખરાબ+લક્ષ ( લક્ષ્+અ )=ધ્યાન,–ખરાબ ધ્યાન, બેદરકારી], દુર્વાસના [ દુર્=ખરાબ+વાસના ( વસ્+અના)=ઇચ્છા,–ખરાબ ઇચ્છા].

દુર્ગ ( દુર્ + ગમ્+અ,–મુશ્કેલીથી જવાય તેવું, પહાડી કિલ્લો ), દુર્જય ( દુર્+જિ+અ,–મુશ્કેલીથી જિતાય એવું, અજિત ), દુર્ભિક્ષ [ દુર્+ભિક્ષા ( ભિક્ષ્+આ )=ભીખ,–મુશ્કેલીથી ભીખ મળે તેવો વખત, દુકાળ ], દુર્ભેદ્ય [ દુર્+ભેદ્ય ( ભિદ્+ય ),–મુશ્કેલીથી ભેદાય તેવું, દઢ ], દુર્લભ ( દુર્+લભ્+અ,–મુશ્કેલીથી મેળવાય તેવું ).

દુષ્કર્મ [ દુસ્=નઠારૂં+કર્મ ( કૃ+મન્ )=કામ,–નઠારૂં કામ ], દુષ્કૃતિ ( દુસ્+કૃ+તિ,–નઠારૂં કામ ), દુષ્કર ( દુસ્+કૃ+અ,–મુશ્કેલીથી કરાય તેવું, અઘરૂં, કઠણ ).

## ૯. वि વિશેષ; વિના; ઉલટું.

ધો. ૬—વિકરાલ ( વિ=વિશેષ+કરાલ=ભયંકર,–વધારે ભયંકર, બીહામણું ), વિકલ ( વિકલ્=ખોડ આણવી=અ,–ખોડવાળું;

ભયભીત; ગાભરૂં; નકામું ), **વિકાર** ( વિકૃ=ફેરફાર થવો+અ,–ફેરફાર; રોગ; વિકૃતિ ), **અવિકાર** ( ફેરફાર રહિત ), **વિકૃત** ( વિકૃ+ત, ફેરફાર થયેલું; બગડેલું; રોગી ), **વિકૃતિ** ( વિકૃ+તિ,–ફેરફાર થવો તે, ફેરફાર; રોગ; વિકાર ), **વિખ્યાત** ( વિખ્યા=જાણીતા થવું; જોવું; બોલાવવું+ત,–જાણીતો થયેલો, પ્રસિદ્ધ, નામીચું, જાહેર; બોલાવેલું ), **વિખ્યાતિ** ( વિખ્યા+તિ,–જાણીતા થવું તે, પ્રખ્યાતિ, કીર્તિ ), **વિગ્રહ** ( વિઘરો, વઘરો )–( વિગ્રહ્=વિગ્રહ કરવો, લડાઇ કરવી+અ,–વિગ્રહ કરવો તે, લડાઇ, યુદ્ધ, કજિયો; વ્યાકરણમાં સામાસિક શબ્દો છૂટા પાડી સમજાવવા તે), **વિચાર** ( વિચાર્=વિચાર કરવો+અ,–વિચાર કરવો તે; ખરૂં ખોટું સમજવું તે; મન્સૂબો, હેતુ, વિવેક ), **વિચિત્ર** ( વિ+ચિત્ર્+અ;–વિશેષ ચીતરવું તે; રંગબેરંગી; અદ્‌ભુત, નવાઇ જેવું ), **વિજાતિ** [ વિ=ઉલટું+જાતિ ( જન્+તિ )=વર્ણ,–બીજો વર્ણ, બીજી જાત; જુદું ], **વિજાતીય** ( વિજાતિ+ઇય,–વિજાતિમાં ઉત્પન્ન થયેલ ), **વિદ્યુત્** ( વીજળી )–( વિદ્યુત્=પ્રકાશવું+કિવપ્ ક. વા. પ્ર.,–પ્રકાશનાર ), **વિધાતા** ( વિધા=કરવું, પેદા કરવું; આકાર કરવો+તૃ,–પેદા કરનાર, સૃષ્ટિ ઉત્પન્ન કરનાર–બ્રહ્મા ), **વિધાન** ( વિધા=કહેવું+અન,–કહેવું તે; વિધિ, પ્રકાર ), **વિધેય** ( વિધા=કહેવું+ય=યો. દ. પ્ર.,–કહેવા યોગ્ય; ઉદ્દેશ્યને વિષે જે કાંઈ કહેવું હોય તે ), **વિધ્યર્થ** ( વિધિ=શાસ્ત્રની આજ્ઞા+અર્થ,–ક્રિયાપદનો ફરજ બતાવનાર એક અર્થ ), **વિનતિ** ( વિ+નમ્+તિ,–વિશેષ નમવું તે; અરજ; કાલાવાલા ), **વિનાશ** વિનશ્=નાશ પામવું+અ,–નાશ પામવું તે, નાશ; પડતી ), **વિનાશક** વિનશ્+અક,–નાશ કરનાર, સંહાર કરનાર), **વિનાશી** (વિનશ્+ઇન્, –નાશ પામનાર ), **વિન્યાસ** [ વિન્યસ્ ( વિ+નિ+અસ્ )=રચવું, ગોઠવવું+અ,–રચના, ગોઠવણ ], **વિપત્તિ** ( વિપદ્=આફત પામવી

+તિ,–આફત, આપદા, પીડા ), **વિપરીત** ( વિ=ઉલટું+પરિ=ચોતરફ +ઇ=જવું+ત=ભૂ. કૃ. પ્ર.,–ચોતરફ ઉલટું ગયેલું, ઉલટું, પ્રતિકૂળ ), **વિપળ** ( વિ=વિશેષ+પળ,–પળનો ૬૦ મો ભાગ ), **વિપ્રિય** [ વિ= ઉલટું+પ્રિય ( પ્રી=ચાહવું )=વહાલું,–અણગમતું, અપ્રિય ], **વિફલ** (ફલ વગરનું, નિરર્થક ), **વિભક્ત** ( વિભજ્=વિભાગ કરવા+ત,– વિભાગ કરેલા, જુદું પડેલું, જુદું ), **વિભક્તિ** (વિભજ્+તિ,–વિભાગ કરવા તે, જે વડે કર્ત્તા, કર્મ, વગેરે અર્થો છૂટા છૂટા સમજાય છે તે ), **વિભાગ** [ વિ=વિશેષ+ભાગ ( ભજ્ + અ ),–વિશેષ ભાગ–ભાગના ભાગ ], **વિમાર્ગ** ( ઉલટો રસ્તો, આડો રસ્તો ), **વિયોગ** ( વિજોગ )–( વિયુજ્=જુદાં પડવું+અ,–જુદાં પડવું તે ), **વિરંગી** ( વિ=વિના+રંજ્=રંગવું+ઇન્,–રંગ વગરના ), **વિરસ** ( વિ=વિના +રસ્+અ,–સ્વાદ વગરનું ), **વિરુદ્ધ** ( વિ=ઉલટું+રુધ્+ત,–સામો રોકાયલો, સામું, ઉલટું, પ્રતિકૂળ ), **વિરૂપ** ( વરવો )–( વિ=ઉલટું+રૂપ્ +અ,–નઠારા રૂપનું, કદરૂપું, બદસૂરત, બેડોળ), **વિરોધ** (વિ+રુધ્+અ, –ઉલટી રીતે રોકવું તે, કજીઓ, વેર, અણબનાવ ), **વિલક્ષણ** ( વિ +લક્ષ્+અન,–વિશેષ લક્ષણ–ગુણવાળો, ચમત્કારિક ), **વિશેષ** ( વિ+ શિષ્=તપસીલવાર કહેવું, વિશેષ કહેવું+અ,–વિશેષ કહેવું તે, વધારે, ખાસ ), **વિશેષણ** ( વિશિષ્+અન,–વિશેષ કહેવું તે–નામના અર્થમાં ગુણ કે સંખ્યાનો વિશેષ અર્થ બતાવનાર શબ્દ ), **વિશેષ્ય** ( વિ- શિષ્+ય,- વિશેષ બતાવવાને યોગ્ય, જે નામનો ગુણ સંખ્યા વિશેષ- ણથી જણાય છે તે ), **વિષમ** ( વસમું )–[ વિ=ઉલટું+સમ ( સ+ મા+અ )=સરખું માપ, બરાબર, સપાટ,–સમથી ઉલટું, ઉલટું; વાંકું- ચુંકું ], **વિસર્ગ** ( વિ+સૃજ્+અ,–જેનો ઉચ્ચાર કરવામાં શ્વાસને વિશેષ છોડી દેવામાં આવે છે તે ), **વિસ્તર** ( વિ+સ્તૃ+અ,–ગ્રંથનો

વિસ્તાર ), **વિસ્તાર** ( વિ+સ્તૃ=વિસ્તાર પામવો+અ,-વિસ્તાર પામવો તે, પટનો ફેલાવ ), **વ્યક્તિ** ( વિ+અંજ્=ખુલ્લું કરવું+તિ, ખુલ્લું કરવું તે, સ્પષ્ટતા; જાતિ-દરેક છૂટી છૂટી વસ્તુને વ્યક્તિ કહે છે ), **વ્યંજન** [ વિ=વિશેષ+અંજન ( અંજ્+અન ) આંજણ, મેળવણી,-જે અક્ષરોના ઉચ્ચારમાં સ્વરનું વિશેષ આંજણ જોઇએ છે તે અક્ષરો ], **વ્યવસ્થા** [ વ્યવસ્થા ( વિ+અવ+સ્થા )=ગોઠવવું+આ,-ગોઠવણ, બંદોબસ્ત ], **વ્યાકરણ** ( વિ+આ+કૃ=સ્પષ્ટ કરવું, જુદું પાડવું+અન=ક્રિ. વા. પ્ર.,-જે વડે શબ્દોનું સ્પષ્ટીકરણ થાય છે તે શાસ્ત્ર; ભાષાશાસ્ત્ર, વેદનાં છ અંગમાંનું એક ), **વ્યાધિ** ( વિ=ઉલટું +આધિ=મનનું દુઃખ; ચિન્તા, ફિકર,-મનના દુઃખથી ઉલટું એટલે શરીરનું દુઃખ, રોગ, પીડા ), **વ્યુત્ક્રમ** ( વિ=ઉલટું+ઉદ્=ઉપર+ક્રમ્ =જવું+અ,-ઉલટો ક્રમ, ગુચવાડો ).

ધો. ૭-**વિકલ્પ** ( વિ=ઉલટું+કલ્પ્=યોજના કરવી+અ,-ઉલટી યોજના કરવી તે, વિતર્ક, શક, જુદી જુદી યોજનાઓ ), **વિકળા** ( વિ=વિશેષ+કળા=અંશનો ૬૦મો ભાગ,-કળાનો ૬૦મો ભાગ ), **વિકાશ** ( વિકાશ્=પ્રકાશવું+અ,-પ્રકાશવું તે, ખીલવણી, દેખાવ ), **વિક્રમ** ( વિ+ક્રમ્+અ,-વિશેષ પગલાં ભરવાં તે, બહાદુરી, વીરતા, એક બહાદુર રાજાનું નામ ), **વિક્રય** ( વિક્રી=વેચવું+અ,-વેચવું તે, વેચાણ, વકરો ), **વિગત** ( વિગમ્=જુદું પડવું, ગુમાવવું+ત,-જુદું પડેલું; ગુમાવેલું; ગત; મૃત ), **વિક્ષેપ** ( વિક્ષિપ્=નાખવું; વિખેરવું; લંબાવવું+અ,-વિખેરવું તે; ત્યાગ; દુરીકરણ; ધાસ્તી ), **વિઘ્ન** ( વિ+હન્=અટકાવવું; મારી નાખવું; જુદું કરવું+અ=ક. વા. પ્ર.,-અટકાવનાર, નડતર, હરકત, સંકટ ), **વિઘ્નનાશક** ( વિઘ્ન નાશ કરનાર-ગણપતિ ), **વિઘ્નહારી** ( વિઘ્ન+હ+ઇન્,-વિઘ્ન હરનાર-ગણપતિ ),

**વિજય** ( વિજિ=વિજય કરવો+અ,–વિજય કરવો તે, જિત), **વિજ્ઞાન** ( વિજ્ઞા=જાણવું, શીખવું, શોધી કાઢવું + અન,–જ્ઞાન; અકલ; ધંધો, ચતુરાઇ ), **વિતર્ક** ( વિ+તર્કૂ+અ,–ઉલટો વિચાર કરવો તે, ખોટા તર્ક, શંકા ), **વિદેશ** [ વિ=ઉલટો + દેશ ( દિશ્+અ )=મુલક,–પરદેશ ], **વિધાત્રી** ( વિધા=પેદા કરવું+તૃ+ઈ,–ભાગ્ય નિર્માણ કરનાર દેવી ), **વિધિ** (વિધિ=કરવું+ક્વિપ્ ક. વા. પ્ર.,–કરનાર–બ્રહ્મા; ભાગ્ય; પ્રકાર; ધર્મશાસ્ત્રની આજ્ઞા ), **વિધવિધ** [ વિધ ( સં. વિધા )=પ્રકાર+વિધ,–બહુ બહુ પ્રકારના, તરેહવાર ], **વિનય** ( વિની=નમ્ર થવું+અ,–નમ્ર થવું તે, નમ્રતા ), **વિનાયક** ( વિ=વિશેષ+ની=દોરવું+અક,–વિશેષે કરીને દોરનાર–ગણપતિ ), **વિનીત** ( વિની+ત,–નમ્ર થયેલ, નમ્ર, શાન્ત ), **વિનોદ** ( વિ+નુદ્+અ,–વિશેષ ખુશી થવું તે, આનંદ, રમતગમત, રમૂજ ), **વિનોદી** ( વિ+નુદ+ઇન્,–વિશેષ ખુશી કરનાર, આનંદી ), **વિભવ** ( વિભૂ=દેખાવું; સરખા થવું+અ,–દેખાવું તે, ધન, દોલત, ઐશ્વર્ય, શક્તિ ), **વૈભવ** ( વિભવ+અ=તે પરથી બનેલું,–દોલતથી ઉત્પન્ન થયેલ, મોજશોખ ), **વિભુ** ( વિ=વિશેષ+ભૂ=હોવું+ક્વિપ્ ક. વા. પ્ર.,–બધે ઠેકાણે હોનાર, પ્રભુ, ઇશ્વર), **વિભૂતિ** ( વિ+ભૂ+તિ,–વિશેષ હોવું તે, મોટાઇ, ચઢતી, પૈસો; ભભૂતિ, ભસ્મ ), **વિભૂષણ** ( વિ+ભૂષ્+અન,–વિશેષ શણગારવું તે, શણગાર, ઘરેણું ), **વિરક્ત** ( વિરંજ્=વિરાગ પામવો+ત,–વિરાગ પામેલો ), **વિરતિ** ( વિરમ્=અટકવું + તિ,–અટકવું તે, વિરામ, નિવૃત્તિ, શાન્તિ ), **વિરહ** (વિરહ્=તજવું+અ,–તજવું તે, છોડવું તે, વિજોગ, વહાલાંની જુદાઈ), **વિરહિણી** ( વિરહ્+ઇન્+ઈ,–પતિથી જુદી પડેલી સ્ત્રી ), **વિરાગ** [ વિ=વિના + રાગ ( રંજ્ + અ )=પ્રીતિ,–સંસારપર પ્રીતિ ન રાખવી, ત્યાગવૃત્તિ ], **વિરાજમાન** [ વિરાજ્=પ્રકાશવું+અ ( આગ-

મ )+માન=વ. કૃ. પ્ર.,–પ્રકાશતું, શોભિતું ], **વિરામ** ( વિરમ્=થોભવું +અ,–થોભવું તે, વિસામો; નિવૃત્તિ; મરણ, અંત, અવસાન ), **વિલંબ** ( વિલંબ્=ટાંગવું; ખોટી રહેવું; અસ્ત પામવું+અ,–લટકી રહેવું તે; ઢીલ, ખોટી, વાર ), **વિલાપ** ( વિ=વિશેષ+લપ્+અ,–સ્પષ્ટ ઉચ્ચાર· પૂર્વક રુદન–રડવું તે, શોક કરવો તે ), **વિલાસ** ( વિલસ્=રમવું+અ, –રમતગમત, ક્રીડા ), **વિલોકન** ( વિલોક્=જોવું. તપાસવું+અન,– જોવું તે, અવલોકન ), **વિવરણ** ( વિવૃ=સમજાવવું, વિવરણ કરવું+ અન,–સમજાવવું તે, સ્પષ્ટીકરણ ), **વિવર્દ્ધિત** ( વિ=વિશેષ+વૃધ્+ઇત, –વિશેષ વધેલું ), **વિવાદ** (વિવદ્=કજીઓ કરવો+અ,–કજીઓ કરવો તે, તકરાર ),વાદવિવાદ ( સામસામા સવાલ જવાબ કરવા તે; સં· ભાષણ ), **વિવાહ** ( વિવહ્=પરણવું+અ,–પરણવું તે, લગ્ન; કન્યાદાન આપવાનું કબૂલ કરવું તે, સગાઇ ), **પુનર્વિવાહ** ( પુનર્=ફરીથી+ વિવાહ=લગ્ન,–ફરીથી લગ્ન ), **વિવિધ** ( વિ=વિશેષ+વિધા=પ્રકાર, જાત,– વિશેષ પ્રકારનું, જાતજાતનું, તરેહવાર ), **વિવેક** ( વિ=વિશેષ +વિચ્=છૂટા પાડવું+અ,–વિશેષ છૂટું પાડવાની–ખરૂંખોટું જાણવાની શક્તિ, ડહાપણ, સભ્યતા, વિનય), **વિવેચન** (વિ+વિચ્+અન,–વિશેષ છૂટું પાડવું તે, ગુણદોષ તપાસવા તે, ટીકા), **વિશ્રામ** ( વિસામો )– ( વિશ્રમ્=આરામ લેવો, થાક ખાવો, અટકવું+અ,–આરામ લેવો તે; અટકાવ; શાંતતા ), **વિશ્રાન્તિ** ( વિશ્રમ્+તિ,–આરામ લેવો તે, આ· રામ, વિશ્રામ, વિસામો ), **વિશ્વાસ** ( વિશ્વસ્=વિશ્વાસ રાખવો+અ, –વિશ્વાસ રાખવો તે, ભરોસો, શ્રદ્ધા, આકીન ), **વિશ્વાસુ** ( વિશ્વસ્ +ઉ,–વિશ્વાસ રાખવા જોગ ), **વિસર્જન** ( વિ=ઉલટું+સૃજ્=સરજવું +અન,–સરજવાથી ઉલટું એટલે છોડી દેવું તે, ત્યાગ ), **વિસ્તીર્ણ** ( વિસ્તૃ=વિસ્તાર પામવો+ન=ભૂ. કૃ. પ્ર.,–વિસ્તાર પામેલું, ફેલાયલું,

પ્રસરેલું ), **વિસ્તૃત** ( વિસ્તૃ+ત,–ફેલાયલું ), **વિસ્મય** ( વિ=વિશેષ +સ્મિ=હસવું+અ,–એકાએક અજાયબ જેવું, આશ્ચર્ય), **વિસ્મિત** ( વિ +સ્મિ+ત,–અજાયબ થયેલું ), **વિસ્મરણ** (વિસ્મૃ=ભૂલી જવું+અન,– ભૂલી જવું તે ), **વિસ્મૃતિ** ( વિસ્મૃ+તિ,–વિસરી જવું તે ), **વિહાર** ( વિહૃ=ગમતને માટે ફરવું, ક્રીડા કરવી+અ,–ગમતને માટે ફરવું તે; મઠ, બૌદ્ધધર્મનું દેવાલય ), **વ્યવહાર** ( વહેવાર )–[ વ્યવહૃ ( વિ+ અવ+હૃ ) આચરવું+અ,–આચરવું તે, લોકરૂઢિ, ધંધો, સંબંધ ), **વ્યસન** ( વિ+અસ્=વીખેરવું, જુદું કરવું, ઉંધું વાળવું+અન,– વિપત્તિ; જુદાઇ; દુરાચાર; લત, ટેવ, મહાવરો ), **વ્યાખ્યા** [વ્યાખ્યા ( વિ+આ+ખ્યા )=સમજાવવું; બોલાવવું; કહેવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–સમજાવવું તે, સમજુતી, ટીકા ), **વ્યાપક** [ વ્યાપ્ ( વિ+ આપ્ )=વ્યાપવું+અક,–વ્યાપનાર ), **વ્યાપી** ( વ્યાપ્+ઈ,–ફેલાઈ ), **વ્યાપ્ત** ( વ્યાપ્+ત,–વ્યાપેલું ), **વ્યુત્પન્ન** ( વિ=વિશેષ+ઉત્પદ્=જાણવું, સમજવું+ન=ભૂ. કૃ. પ્ર.,–વિશેષે કરીને જાણેલું–જાણીતું, માહેર; સમજેલું).

ટે. કૉ.–**વિકસિત** ( વિકસ્=ખૂલવું, ઊઘડવું+ઇત,–ખીલેલું, ઊઘડેલું ), **વિજન** ( વિ=વિના+જન,–નિર્જન, એકાંત જગા ), **વિજ્ઞપ્તિ** [ વિ=વિશેષ +જ્ઞાપ્ ( 'જ્ઞા' નો પ્રેરક )=જણાવવું+તિ,–વિશેષે કરીને જણાવવું તે; જાહેરખબર, વિનતિ ], **વિજ્ઞાપના** ( વિ=વિશેષ+જ્ઞાપ્+અના,–જ્ઞાનપૂર્વક કરેલી વિનતિ ), **વિતનુ** [ વિ=વિના+તનુ=શરીર,–શરીર વિનાનો, અનંગ, કામદેવ ( મહાદેવે કામ બાળી નાંખ્યો હતો ); નાજુક, સુંદર ], **વિતલ** ( વિ=વિશેષ+તલ=તળિયું,–સાત પાતાળ પૈકી બીજું ), **વિદગ્ધ** ( વિ+દહ્ +ત,–વિશેષ બળેલું, શેકાયલું; હોશિયાર ), **વિદારણ** ( વિ+દ=ફાડવું+ અન,–ફાડવું તે, ભેદન; લડાઇ ), **વિદૂષક** ( વિ=વિશેષ+દૂષ્=બગાડવું+ અક=ક. વા. પ્ર.,–મશ્કરો, આનંદી, રંગીલો ), **વિદેહી** ( વિ=વિના+દેહ =શરીર+ઇન્=વાળું,–શરીર વિનાનું–માયાપાસથી જે મુક્ત હોય તે; જનક

રાજા ), **વિદેહા** ( જનકનગરી, મિથિલાનગરી ), **વિધ્વંસ** ( વિધ્વંસ્=નાશ પામવું+અ,-નાશ પામવું તે, નાશ ), **વિપથ** ( વિ=ઉલટો+પથ=રસ્તો, -ખરાબ રસ્તો ), **વિપ્લવ** ( વિ=વિશેષ+પ્લુ=કૂદવું+અ,-વિશેષ કૂદવું તે, બળવો, ઉથલપાથલ ), **વિભાકર** [ વિભા ( વિ+ભા=પ્રકાશવું )=પ્રકાશ+કર (કૃ+અ )=કરનાર,-પ્રકાશ કરનાર, સૂર્ય ], **વિલોચન** ( વિલોચ્=જોવું+અન, -જોવાનું સાધન, આંખ, ચક્ષુ ), **વિવર્ણ** [ વિ=ઉલટો+વર્ણ ( વર્ણ્=રંગવું+અ )=રંગ, જાત,-બેડોળ; જુદી જાતનો; અધમ, નીચ ], **વિહીન** ( વિ-હોણો )-( વિહા=તજી જવું+ન=ભૂ. કૃ. પ્ર.,-તજી દીધેલું, વગરનું, રહિત ), **વિહ્વલ** ( વિહ્વલ્=ધ્રૂજવું+અ=ક. વા. પ્ર.,-ધ્રૂજતું, બાવરૂં બનેલ, આકુળવ્યાકુળ ), **વ્યક્ત** ( વિ+અંજ્=ખુલ્લું કરવું, ઉઘાડું કરવું+ત,-ખુલ્લું કરેલું, ઉઘાડું કરેલું, ખુલ્લું, ઉઘાડું, સ્પષ્ટ ), **અવ્યક્ત** ( વ્યક્ત-ખુલ્લું નહિ તે, અદૃશ્ય, અસ્પષ્ટ, અપ્રકટ ), **વ્યંગ** [ વિ=વિના+અંગ ( અગ્=જવું )=શરીર,-અંગહીન, લંગડો; મશ્કરી ], **વ્યંગ્ય** ( વિ+અંજ્=ખુલ્લું કરવું+ય=યો. દ. પ્ર.,-ખુલ્લું કરવા યોગ્ય-વાકયના અર્થમાં રહેલો બીજો ભાવ; વક્રોક્તિ ), **વ્યંઢળ** ( વિ=વિના+અંડ=વીર્યસ્થાન,-નપુંસક, પુરુષાર્થ રહિત ),-**વ્યભિચાર** ( વિ=વિશેષ+અભિ=ચોતરફ+ચર્=જવું+અ, -આચારમાં ભંગ કરવો તે, જારકર્મ ), **વ્યાપાર** ( વેપાર )-[ વ્યાપૃ ( વિ+આ+પૃ )=રોકાવું+અ,-રોકાવું તે, વેપાર, ધંધો, રોજગાર, કામ, શ્રમ), **વ્યાયામ** [ વ્યાયમ્ ( વિ+આ+યમ્ )=લંબાવવું, કોશેષ કરવી, રમવું+અ,-લંબાવવું, કસરત, મહેનત, યત્ન, ધંધો, થાક ], **વ્યૂહ** ( વિ+ઊહ્=સૈન્ય ગોઠવવું+અ,-સૈન્યની રચના ).

## ૧૦. આ. મર્યાદા; ઉલટું; થોડું; ઊંચું.

**ધો. ૬—આકર્ષણ** ( આ+કૃષ્+અન,-મર્યાદામાં ખેંચવું તે ), **આકાર** ( આ+કૃ+અ,-મર્યાદા કરવી તે; આકાર ), **આકાશ** ( આ+કાશ્+અ,-મર્યાદામાં પ્રકાશવું તે, ખાલી જગ્યા, પોલાણ ), **આકાશગંગા** (આકાશ+ગંગા=નદી,-આકાશમાં રાત્રે જે લાંબો, સફેદ, ને ઝળકતો નદી આકારે લીસોટો દેખાય છે તે, દૂર્બીનમાંથી જોતાં તે સેંકડો તારાનો

સમૂહ જણાય છે), **આકૃતિ** (આ+કૃ+તિ,–મર્યાદા કરવી તે, આકાર ), **આગતાસ્વાગતા** ( આગતાઃ=આવ્યા+સુ=ભલે+આગતાઃ=આવ્યા,–આવ્યા તે ભલે આવ્યા, એમ અતિથિનો આદરસત્કાર કરવો તે), **આગમન** ( આગમ્=જવાથી ઉલટું–આવવું+અન,–આવવું તે ), **આગ્રહ** ( આ+ગ્રહ+અ,–મર્યાદામાં પકડવું તે, હઠ; આજીજી ), **આચમન** ( આ+ચમ્+અન,–મર્યાદામાં પીવું તે, સંધ્યા વગેરે કરતી વખતે જમણી હથેલીમાં પાણી લઈ ચૂસી જવું તે ),**આચરણ** ( આ+ચર્+અન,–મર્યાદામાં ચાલવું તે, ચાલચલણ, વર્તણુક ), **આચાર** ( આ+ચર્+અ,–મર્યાદામાં ચાલવું તે, રીતભાત ), **આચાર્ય** ( આચારજ )–( આ+ચર્+ય,–મર્યાદામાં ચાલનાર, ધર્માધ્યક્ષ ), **આજ્ઞા** ( આન્યા, આણ )–(આજ્ઞા=હુકમ કરવો+આ,–હુકમ ), **આધાર** (આ+ધૃ+અ,–ધારણ કરવું તે, ટેકો), **આધિ** (આ+ધિ+કિવપ્ કિ. વા. પ્ર.,–મનનું દુઃખ), **આનંદ** (આ+નંદ્+અ,–મર્યાદામાં ખુશી થવું તે, ખુશી, હર્ષ ), **આપત્તિ** ( આપદ્=પીડા પામવી+તિ,–પીડા, વિપત્તિ, દુર્ભાગ્ય ); **આભાસ** ( આ+ભાસ્+અ,–પ્રકાશવું તે, પ્રકાશ; પ્રતિબિંબ ), **આભૂષણ** ( આ+ભૂષ્+અન,–શણગારવું તે, શણગાર, અલંકાર ), **આયાત** ( આયા=જવાથી ઉલટું, આવવું+ત,–આવેલું, બહાર ગામથી માલનું આવવું તે, એથી ઉલટો શબ્દ **નિકાશ–સ**=દેશાંતર માલ જવો તે ),**આરંભ** ( આ+રંભ્+અ,–મર્યાદામાં શરૂ કરવું તે, શરૂઆત ), **આશ્રમ** [ આ+શ્રમ્+અ,–મર્યાદામાં થાકવું તે, જીંદગીની ઉમર પ્રમાણે મજલ ( બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, ને સંન્યાસી એ ચાર આશ્રમમાંનો હરકોઇ આશ્રમ ); મુનિનો વાસ; તપોવન; મઠ ], **આશ્રય** ( આશરો )–(આ+શ્રિ+અ,–મર્યાદામાં આશરો લેવો તે), **આશ્રિત** ( આ+શ્રિ+ત,–આશરો પામેલું, શરણાગત).

ધો. ૭–**આકાંક્ષા** ( આ=મર્યાદા+કાંક્ષ્=ઇચ્છવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,–ઇચ્છા, અભિલાષા ), **આખ્યાન** ( આ+ખ્યા+અન,–કહેવું તે, કથા ), **રૂપાખ્યાન** ( રૂપ+આખ્યાન,–રૂપ કહેવાં તે ), **રૂપાખ્યાપન** ( રૂપ+આખ્યાપન,–રૂપ કહેવડાવવાં તે ), **આજીવિકા** ( આજીવ્=પેટને માટે મેળવવું+ઇકા,–ગુજરાન ), **આદર્શ** ( આરસો, આરસી )–(આ+દર્શ્+અ,–જોવાનું સાધન, દર્પણ; નમૂનો, પ્રતિબિંબ), **આપદા** ( આપદ્+આ,–પીડા પામવી તે, પીડા ), **આભાર** ( આ+ભૃ +અ,–મર્યાદામાં ભરવું તે, પાડ, ઉપકાર, એહસાન ), **આમંત્રણ** ( આમંત્ર્=બોલાવવું+અન,–બોલાવવું તે, તેડું, નોતરૂં, નિમંત્રણ, ઇજન ), **આયાસ** ( આ,+યસ્=મહેનત કરવી+અ,–મહેનત, શ્રમ ), **આરાધના** ( આ+રાધ્+અના–મર્યાદામાં પ્રસન્ન કરવું તે, પૂજા, સ્તુતિ, સેવા, ભજન ), **આરામ** ( આ+રમ્+અ,–રમવાનું સ્થળ, ઉપવન, બાગ ), **આરામ** ( ફા. )=સુખ, વિશ્રાન્તિ; **આલય** ( આ,+લી= વળગવું+અ,–મર્યાદામાં વળગવું તે, રહેવાની જગ્યા, ઘર, મંદિર ), **આલિંગન** ( આ,+લિંગ્=ભેટવું, મળવું+અન,–ભેટવું તે, કોટી ), **આવરણ** ( આ+વૃ+અન,–ઢાંકવું તે, ઢાંકણ, આચ્છાદન ), **આવૃષ્ટિ** ( આ+વૃષ્+તિ,–મર્યાદામાં વરસવું તે, વરસાદ ), **આવેશ** ( આ,+ વિશ્=પેસવું+અ,–ભૂત વગેરેનો વળગાડ; અહંકાર ), **આશય** ( આ +શી+અ,–મનની ધારણા; અભિપ્રાય; ઠેકાણું ), **આસ્થા** ( આ+ સ્થા+આ,–પ્રેમથી વળગી રહેવું તે, શ્રદ્ધા, સુદ્ધી ), **આહાર** ( આહ્ =ખાવું+અ,–ખાવું તે, ભોજન ), **આહુતિ** ( આ+હુ+તિ,–હોમવું તે, અગ્નિમાં હોમવાની વસ્તુ ).

ટ્રે. કૉ.–**આકંપિત** ( આ=થોડું+કમ્પ્+ઇત,–થોડું કંપેલું), **આકર** ( આ+કૃ+અ,–મર્યાદામાં વિખેરી નાંખવું તે, ખાણ ), **આક્રંદ** ( આ + ક્રંદ્+અ,–રોવું તે, રડારડ, કલ્પાંત ), **આક્ષેપ** ( આખેપ–આખ્યેપ )–

( આ+ક્ષિપ્+અ,–ફેંકવું તે, દુષણ, નિંદા ), **આગત** ( આગમ્=આ-વવું+ત,–આવેલું ), **આગમ** ( આગમ્+અ,–આવવું તે, આગમન; પૂર્ણ જ્ઞાન આપનાર ગ્રંથ, વેદ; જિનાગમ–જિન ભાષિત આગમ, એ ૪૫ છે ), **આગામી** ( આગમ્+ઇન્,–આવનારો–રી–રૂં ), **આઘાત** ( આ,+હન્=મારવું,–ફટકો, પ્રહાર, વધ ), **આચ્છાદાન** ( આ+છદ્+અન,–ચારે તરફ ઢાંકવું તે, ઢાંકણ, વસ્ત્ર ), **આદાન** ( આદા=આપવાથી ઉલટું–લેવું+અન,–લેવું તે ), **આદેશ** ( આદિશ્=આજ્ઞા કરવી+અ,–આજ્ઞા, હુકમ, ફર્માન ), **આબાલવૃદ્ધ** ( આ=આરંભ+બાલ+વૃદ્ધ,–બાળકથી વૃદ્ધ પર્યન્ત ), **આયુધ** ( આ,+યુધ્=લઢવું+અ,–લઢવાનું સાધન–અસ્ત્ર, શસ્ત્ર, હથિયાર ), **આરોહ** ( આ=ઊંચું+રુહ્=ફણગો ફૂટવો+અ,–ઊંચે જવું તે; સ્વરનો આરોહ=સ્વરનું ઊંચે જવું તે ), **આરોહણ** ( આ+રુહ્+અન,–ઊંચે ઊગવું તે; પગથિયું ), **આલાપ** ( આ,+લપ્=બોલવું+અ,–વાતચીત; સ્તુતિનું ગાયન ), **આલેખ્ય** ( આ+લિખ્+ય,–ચિતરવું તે, ચિત્ર, તસ્વીર ), **આલેપ** ( આ+લિપ્+અ,–લેપ કરવો તે, મલમ ), **આવાસ** ( અવાસ )–( આ+વસ્+અ,–વસવાનું ઠેકાણું તે, ધામ ), **આવાહન** ( આ+વહ્+અન,–મંત્ર ભણીને દેવને મર્યાદામાં અમુક સ્થળે–મૂર્તિમાં યા મનમાં–પધરાવવા તે, આમંત્રણ ), **આવૃત્તિ** ( આવૃત્=ગોળ ફરવું+તિ,–ગોળ ફરવું તે, એકજ જાતની ક્રિયાનું વારંવાર કરવું તે ), **આશંકા** ( આ+શંક્+આ,–શંકા લેવી તે, વહેમ, અપતીજ; બીક ), **આસક્ત** ( આ,+સંજ્=જવું+ત=ભૂ કૃ. પ્ર.,–પ્રીતિથી કોઇની પછવાડે અતિશય લાગેલું તે ), **આસવ** ( આ+સુ+અ,–સોમરસ કાઢવો તે, સત્ત્વ, મદ્ય ).

## ૧૧. નિ નીચે; માંહે; પાછળ; વિના.

ધો. ૬—**નિયમ** ( નીમ–નેમ )–( નિ=પુષ્કળ+યમ્+અ,–પુષ્કળ રોકવું તે, ધારો; કાયદો, ઠરાવ, વ્રત ), **નિયમિત** ( નિ+યમ્+ઇત,–માંહે રોકેલું, નિયમમાં આણેલું ), **નિવૃત્તિ** ( નિવૃત્=પાછા ફરવું+તિ,–પાછા ફરવું તે, ચિત્તનું વિષયમાંથી વિરામ પામવું તે, વિસામો,

નિરાંત ), **નિવેદન** ( નિવિદ્=જાહેર કરવું+અન,–જાહેર કરવું તે, જણાવવું ), **ન્યાય** [ નિ=માંહે+આય ( ઇ–અય્=જવું+અ )=જવું તે,–માંહે જવું તે, ખરાખોટાની પરીક્ષા કરવી તે, ઇન્સાફ ].

ધો. ૭—**નિગ્રહ** ( નિગ્રહ્=પુષ્કળ લેવું, કબજે રાખવું+અ,–કબજે રાખવું તે, અટકાવ, રોકાણ, પ્રતિબંધ, સંયમ ), **મનોનિગ્રહ** [ મનસ્ ( મન્+અસ્ )=મન+નિગ્રહ=અટકાવ,–મનનો સંયમ ], **નિજ** [ નિ=માંહે + જ ( જન્ + અ )=જન્મનાર,–માંહે જન્મનાર, પોતાનું ], **નિદ્રા** ( નિદ્રા=ઊંઘવું+આ,–ઊંઘ ), **નિધાન** ( નિધા=રાખવું+અન,–રાખનાર, ભંડાર ), **કરુણાનિધાન** ( કરુણા–મહેરબાનીના ભંડાર ), **નિબંધ** ( નિબંધ્=નિયમથી બાંધવું+અ,–નિયમથી બાંધવું તે, કોઇ પણ વિષય પર સારી ઇબારતવાળું લખાણ ), **નિમિત્ત** ( નિમિત, નિમત )–[ નિ=માંહે+મા=માપવું+ત,–કારણ, બહાનું ], **નિયમન** ( નિ=પુષ્કળ+યમ્+અન,–પુષ્કળ રોકવું તે, દાબ, અટકાવ ), **બલિનિયમન** ( બલિ રાજાને નિયમમાં રાખનાર–વશ કરનાર ), **નિયંતા** ( નિ + યમ્+તૃ,–માંહે રોકનાર, બધા બ્રહ્માંડને નિયમમાં રાખનાર, પરમેશ્વર ), **નિરૂપણ** ( નિરૂપ્=જોવું; પસંદ કરવું; વિચારવું+અન,–જોવું તે–અવલોકન; વર્ણન કરવું તે; વિચારવું તે ), **નિરૂપ્ય** ( વર્ણન કરવાની વસ્તુ ), **નિરૂપક** (વર્ણન કરનાર), **નિવારણ** ( નિવૃ=અટકાવવું, કોઇ પણ બાબત ન કરવા સમજાવવું+અન,–અટકાવવું તે, વારવું, રોકાણ ), **નિષ્ઠા** ( નિ=માંહે+સ્થા+આ,–માંહે વિશ્વાસથી રહેવું તે, આસ્થા, ભરોસો; નાશ, અંત ), **નૈવેદ્ય** ( નિવેદ )–( નિવિદ્=અર્પણ કરવું+ય,–મૂર્તિને ચઢવાની ચીજ ), **ન્યૂનતા** ( નિ=માંહે+ઊન=ઊણું+તા=પણું,–ઓછાપણું ), **ન્યૂનાધિક** ( ન્યૂન=ઓછું+અધિક=વધારે,–ઓછુંવધતું ).

ટ્રે. કૉ.--નિકંદન ( નિ=વિના+કંદન=મૂળ,-મૂળ વિનાનું કરવું, નાશ ), નિગમ ( નિ+ગમ્+અ,-માંહે જવું તે, માંહેનું જાણવું તે, આત્મામાંથી ઉપજેલું જ્ઞાન; વેદ, શાસ્ત્ર ), નિદાન ( નિ=પાછળ+દા+અન,-પાછળ આપવું તે, વૈદ રોગની પરીક્ષા કર્યા પછી જે અભિપ્રાય આપે તે ), નિધિ ( નિ+ધિ+ક્વિપ્ ક. વા. પ્ર.,-માંહે ધારણ કરનાર, ખજાનો, ભંડાર ), નિપાત (નિ+પત્+અ,-નીચે પડવું તે ), નિપાન ( નવાણ )-( નિ+પા+અન,-માંહે પીવાનું હોય તે, કૂવા, વાવ, વગેરે જળાશય ), નિમગ્ન ( નિ=માંહે+મસ્જ્=નહાવું, ડૂબકી મારવી+ન=ભૂ. કૃ. પ્ર.,-માંહે ડૂબેલું, માંહે ગરક થઈ ગયેલું, મસ્ત ), નિમંત્રણ ( નિમંત્ર્=બોલાવવું+અન,-બોલાવવું તે, નોતરું, ઇજન ), નિમેષ ( નિમિષ્=આંખ મીચવી+અ,-આંખ મીચવી તે, આંખનો પલકારો, આંખ મીચાય ને ઉઘડે તેટલો વખત, ક્ષણ, પળ; લ્હેજો; જરાક જેટલું ), નિયામક ( નિ+યમ્+અક,-નિયમમાં રાખનાર, સુકાની ), નિયોગ ( નિયુજ્=નીમવું, જોડવું, કામે લગાડવું, મહેનત આપવી+અ,-નીમવું તે, અમલ; ઉપયોગ, કામધંધો; આજ્ઞા ), નિયોગી ( નિયુજ્+ઇન્,-અમલવાળો, કામદાર, પ્રધાન ), નિવાસ (નિવસ્=રહેવું, વસવું+અ,-રહેવાનું ઠેકાણું, રહેઠાણ, ઘર, વાસ; આશ્રય ), નિશ્વાસ ( નિસાસો)-(નિશ્વસ્=શ્વાસ લેવો+અ,-શ્વાસ લેવો તે, શ્વાસ, દિલગીરીમાં નીચો શ્વાસ મૂકવો તે ), નિષેધ ( નિ+સિધ્=મના કરવી+અ,-મનાઇ, અટકાવ ), નિષેધક ( નિસિધ્+અક,-મના કરનાર ), નૈષ્ઠિક ( નિષ્ઠા+ઇક=વાળો,-આસ્થાવાળો, મરણ સુધી બ્રહ્મચર્યવ્રત પાળી ગુરુકુલમાં રહેનાર બ્રહ્મચારી ), નિષ્ઠુર ( નઠોર )-( નિષ્ઠા=નાશ+ઉર=વાળો,-નાશ કરનાર-ક્રૂર, ઘાતકી, કઠણ ), નિષ્ણાત ( નિસ્ના=પ્રવીણ હોવું+ત,-પ્રવીણ થયેલું, પ્રવીણ, નિપુણ, કુશલ ), નિસર્ગ ( નિસૃજ્=નિપજવું+અ,-નિપજવું તે, પ્રકૃતિ, સ્વભાવ, સ્વરૂપ, કુદ્રત ).

## ૬૨. अधि ઉપર.

ધો. ૬—અધિકરણ ( અધિ+કૃ+અન,-જે ઉપર-જે સ્થળે-કાંઇ ક્રિયા થાય છે તે સ્થળ. કર્તા કે કર્મની મારફત ક્રિયાનો આધાર;

હક, અધિકાર ),**અધિપતિ** [ અધિ+પતિ ( પા+તિ)=પાળનાર, ધણી, –ઉપરિ, માલિક, સ્વામી ], **અધિરાજ** ( અધિ+રાજ્+અ,–ઉપર પ્રકાશનાર, મોટો રાજા, ચક્રવર્તી રાજા, શહેનશાહ ).

ધો. ૯—**અધિકાર** ( અધિ+કૃ+અ,–ઉપર રહીને કરવું તે, ધણીપણું, હક, અમલ ), **અધિરોહણ** ( અધિ+રુહ્+અન,–ઊંચે ચઢવું તે), **અધીશ** [અધિ+ઈશ (ઈશ્+અ)=રાજ્ય કરનાર, રાજા, ધણી, –મોટો રાજા ], **અધિષ્ઠાતા** ( અધિસ્થા=સ્થાપન કરવું, મુકરર કરવું, ઠરાવવું + તૃ=ક. વા. પ્ર.,–સ્થાપન કર્તા, પ્રમુખ, સરદાર; મુખ્ય કરી સ્થાપેલું તે, દેવ, રાજા, કારભારી, વગેરે ), **અધ્યયન** [ અધ્યય્ ( અધિ+ઇ–અય્ )=ભણવું+અન,–ભણવું તે, અભ્યાસ, પાઠ, સ્મરણ ). **અધ્યાત્મ** ( અધિ+આત્મન્=આત્મા,–જીવાત્મા ), **આધ્યાત્મિક** ( અધ્યાત્મ+ઇક,–આત્મા સંબંધી, પારલૌકિક ), **અધ્યાપક** ( અધ્યય્= ભણવુંનો પ્રેરક+અક,–ભણાવનાર, વેદશાસ્ત્ર જાણનાર, ગુરુ, અધ્યારૂ ), **અધ્યાપન** ( અધ્યય્=ભણવુંનો પ્રેરક+અન,–ભણાવવું તે ), **અધ્યાય** ( અધ્યો )–( અધ્યય્=ભણવું+અ,–ભણવું તે, ગ્રંથનો એક ભાગ, પ્રકરણ, સર્ગ ),**અનધ્યાય** ( અન્=નહિ+અધ્યાય,–ન ભણવાનો દિવસ ), **અધ્યાહાર** ( અધિ+આ+હૃ=તર્ક કરવો+અ,–તર્ક; વાક્યનો અર્થ સમજવાને પોતાની કલ્પનાથી નવો શબ્દ ઉમેરવો પડે છે તે ).

## ૧૩. अपि ઉપર.

**અપિધાન** (અપિ+ધા+અન,–ઉપર ધારણ કરવાનું–ઢાંકણ; વસ્ત્ર); ‘ અપિધાન ’ નો ‘ અ ’ ઊડી જઈ ‘ **પિધાન** ’ શબ્દ પણ થાય છે.

## ૧૪. अति ઘણું; પેલી તરફ.

ધો. ૬—**અતિકાય** ( અતિ=મોટું+કાય=શરીર,–મોટા શરીર-

વાળો; ભારે શરીરવાળો ), **અતિકાલ** ( ઘણો વખત જવો તે, વિલંબ થવો તે ), **અતિકૃશ** [ અતિ+કૃશ=પાતળું,-ઘણું દૂબળું ( શરીર ) ], **અતિઘોર** ( ઘણું ભયંકર, ક્રૂર ), **અતિશય** ( અતિ +શી=સૂવું+અ,-ઘણુંજ; ઉત્કર્ષ ), **અતિશૂદ્ર** ( શૂદ્રથી હલકી જાતનો, ભંગી, મહાર, ચમાર, વગેરે ), **અતિસ્નેહ, અતિહર્ષ, અતીન્દ્રિય** ( અતિ+ઇન્દ્રિય,-ઇન્દ્રિયોના માર્ગની પેલી તરફ, અગોચર ), **અતીવ** ( અતિ+ઇવ=પેઠે,-ઘણુંજ ),

ધો. ૭—**અતિક્રાન્ત** ( અકરાંતિયું )-( અતિ=પેલી તરફ+ક્રમ્ +ત,-હદ બહાર ગયેલું, ઉલ્લંઘન કરેલું; ઉલ્લંઘન કરનાર ), **અતિપત્તિ** (અતિ+પત્+તિ,-ઘણું પડવું તે, નિષ્ફળતા ), **અતિસાર** ( અતિ+સૃ +અ,-વારેવારે પાતળો ઝાડો થયા કરે તે રોગ, મરડો, સંગ્રહણી ), **અતીત** (અતિ+ઇ+ત,-ઘણો ગયેલો, ફરતા બાવા, વૈરાગી, ભિખારૂં), **અત્યુક્તિ** [ અતિ+ઉક્તિ ( વચ્+તિ )=ભાષણ,-વધારીને બોલવું તે, અવગુણીને ગુણી કહી વખાણ કરવાં તે ].

### ૧૫. સુ સારૂં; સહેલાઇથી; ઘણું.

ધો. ૬—**સુકંદ** ( સુ=સારો+કંદ=કાંદો,-સારા કાંદાવાળું ), **સુકાલ** ( સારો વખત, સોંઘવારી ), **સુકુમાર** ( સુ=ઘણું+કુમાર= કોમળ,-ઘણું કોમળ, સારી કુમાર અવસ્થાવાળું ), **સુકૃત** [ સુ+કૃ+ ત,-સારૂં કરેલું, સદ્ગુણ; શુભ; પુણ્ય ], **સુકૃતિ** ( સારૂં કરવું તે, સારાં કામ, સત્કર્મ ), **સુકેશી** ( સુ+કેશ+ઇન્,-સારા વાળવાળી ), **સુકોમળ** ( ઘણુંજ પોચું-નરમ ), **સુજન** ( સુ+જન્+અ,-સારો માણસ, સદ્ગુણી ), **સુતનુ** ( સારા શરીરવાળું, નાજુક; સુંદર સ્ત્રી), **સુદિન** ( સારો દિવસ ), **સુધારો** ( સારો ધારો, ફેરફાર થઇને શુદ્ધ થવું તે, સારી સ્થિતિમાં આવવું તે ), **સુનીતિ** ( સારી નીતિ ),

**સુપથ** ( સારો રસ્તો; સારી ચાલ ), **સુપુત્ર** ( સારો દીકરો ), **સુપ્રભાત** ( શુભસૂચક પ્રભાત ), **સુફલ** ( સફલ )—સારૂં ફળ; **સુરસ** ( સારો સ્વાદ, સારો રસ ), **સુરૂપ** ( સારૂં દેખાવું તે, સારૂં રૂપ; સારા રૂપવાળું—મનોહર, સુંદર, દેખાવડું ), **સુલક્ષણ** ( સારાં લક્ષણવાળું ), **સુવચન** ( સારી રીતે બોલવું તે, રૂડું ભાષણ ), **સુસ્વર** ( સુ=સારૂં+સ્વૃ=અવાજ કરવો+અ,—સારા અવાજનું ).

**સુ** નું અપભ્રંશરૂપ **સ** થાય છે. **સ**=સારૂં, ઘણું. ઉદા—**સકરમી** ( સારા કર્મવાળો ), **સકાળ** ( સારો વખત, સોંઘવારી ), **સકોમળ** ( ઘણું કોમળ ), **સજાત** ( સારી જાતનું, કુલીન ), **સબુદ્ધિ** ( સારી બુદ્ધિ ), **સમુરત** ( સારૂં મુહૂર્ત ).

ધો. ૭—**સુકર્મન્** [ સુ=સારૂં+કર્મન્ ( કૃ+મન્ )=કામ,—સારૂં કામ; ચંચળ; વિશ્વકર્મા ], **સુક્રિયા** [ સુ=સારૂં+ક્રિયા ( કૃ+યા)=કામ,—સારૂં કામ ], **સુગમ** ( સુ=સહેલથી+ગમ્+અ,—સહેલથી જવાય તેવું; સમજાય તેવું; સહેલું; સાદું; અનાયાસથી મળે તેવું ), **સુઘડ** ( સુ=સારૂં+ઘડ=ઘડવું,—સારી રીતે ઘડેલું—સ્વચ્છ, ચતુર, વિવેકી ), **સુચરિત** ( સુ+ચર્+ઇત,—સારી ચાલનું; સારી ચાલ ), **સુજ્ઞાન** ( સુજાણ ) —( સુ+જ્ઞા+અન,—ઘણું જાણનાર; હોશિયાર, પ્રવીણ ), **સુજાતિ** ( સજાત )—( સુ+જન્+તિ,—સારી જાતનું ), **સુતલ** ( સારૂં તળિયું, ઘરનો પાયો; સાત પાતાલ પૈકી ત્રીજું ), **સુધા** ( સુ+ધા+આ,—અમૃત ), **સુધાકર** ( ચંદ્ર ), **સુધીર** [ સુ=ઘણો+ધીર ( ધૃ=ધારણ કરવું )=ધૈર્યવાન,—ઘણો ધૈર્યવાન, દઢ, ઘણો બહાદુર ], **સુપાત્ર** [ સુ=સારૂં+પાત્ર ( પા+ત્ર )=વાસણ, સારૂં વાસણ; સારો લાયક માણસ, ખાનદાન ], **સુબુદ્ધિ** ( સુ+બુધ્+તિ,—સારી અકલ ), **સુભાગ્ય** [ સુ=સારૂં+ભાગ્ય ( ભજ્+ય )=નસીબ, સારૂં નસીબ ), **સુશિક્ષિત** ( સુ+

રક્ષ્+ઇત,–સારી રીતે રક્ષણ કરાએલું; બાંધકામો કરીને બચાવ જેનો કરેલો છે એવું ), **સુલભ** ( સુ+લભ્+અ,–સહેલથી મેળવી શકાય એવું ), **સુલોચન** [ સુ=સારી+લોચન ( લોચ્+અન )=આંખ,–સારી આંખવાળું; હરણ ], **સુવર્ણ** ( સુ+વર્ણ્+અ,–સારા રંગનું; સોનું ), **સુવૃત્ત** ( સુ=સારી+વૃત=હોવું; વળવું+ત=ભૂ. કૃ. પ્ર.,–સારી ચાલનું; સારૂં વર્તુલ ), **સુશિક્ષિત** ( સુ+શિક્ષ્+ઇત,–સારી રીતે શીખેલું; સારૂં કેળવાયલું ), **સુશીલ** ( સારા સ્વભાવનું ), **સુહૃદ** ( સુ=સારૂં +હૃદ્=મન,–સારૂં છે મન જેનું તે–ભાઇબંધ, મિત્ર, દોસ્ત ), **સ્વસ્તિ** ( સુ+અસ્+તિ,–સારૂં થાઓ, કલ્યાણ થાઓ; આશીર્વાદ અને ક્ષેમપણું બતાવનાર અવ્યય ); **સભર** ( સુનોસ+ભૃ+અ,–ઘણું ભરેલું, ભરપૂર ).

ટૂ. કૅા.—**સુગ્રીવ** ( સુ=સારૂં+ગ્રીવા=ગરદન,–સારી ગરદનવાળું; એક પ્રખ્યાત વાનર, વાલીનો ભાઇ ), **સુદર્શન** ( સુ+દૃશ્+અન,–જોવામાં સારૂં; વિષ્ણુનું ચક્ર ), **સુદીર્ઘ** [ સુ=ઘણું+દીર્ઘ ( દૃહ્=વધવું )=લાંબું; ઊંડું,–ઘણું લાંબું; ઘણું ઊંડું ), **સુદૃઢ** [ સુ+દૃઢ ( દૃહ્=વધવું નો ભૂ. કૃ. )=મજબૂત,–ઘણું મજબૂત], **સુધન્વા** (સુ+ધન્વન્=ધનુષ્ય,–સારૂં છે ધનુષ્ જેનું) **સુપર્ણ** ( સારા પાંદડાવાળું ), **સુભગ** ( સુ+ભગ ( ભજ્+અ )=નસીબ,–સારો નસીબદાર, ભાગ્યવાન્; સુખી ), **સુભદ્રા** ( સુ=ઘણી+ભદ્ર=સુખ+આ =ના. જા. પ્ર,–ઘણી સુખી; શ્રીકૃષ્ણની બહેન), **સુભાષિત** ( સુ+ભાષ્+ઇત –સારી રીતે બોલેલું, સારી રીતે કહેલું, સારૂં ભાષણ), **સુમતિ** (સુ+મન્+તિ,–સારી રીતે વિચારવું તે, સારા વિચાર ), **સુમિત્ર** [ સુ+મિત્ર ( મિ=ફેંકવું +ત્ર )=ભાઈબંધ,–સારો ભાઈબંધ ], **સુમિત્રા** ( સુમિત્ર+આ=ના. જા. પ્ર. –દશરથની એક સ્ત્રી, લક્ષ્મણની એક માતા ), **સુલલિત** ( સુ+લલ્+ઇત,–ઘણું રમાયલું, ઘણું મોહક, મનોહર, ઘણું સુંદર ), **સુવાસિની** ( સોહાસણ )–[ સુ=સારાં+વાસસ્ ( વસ્+અસ )=વસ્ત્ર+ઇન્+ ઈ,–સારાં વસ્ત્ર વાળી, જેનો ધણી જીવતો છે તે સ્ત્રી ], **સુશ્રુત** ( સુ+શ્રુ+ત,–સારી રીતે સાંભળેલું, એક વૈદકશાસ્ત્રકર્ત્તા મુનિ ), **સુષુપ્તિ** ( સુ=ઘણું+સ્વપ્=ઊંઘ

+તિ,-ઘોર નિદ્રા, ગાઢ ઊંઘ, જેમાં કંઈ ભાન ન હોય તેવી ઊંઘ ).

## ૧૬. उद् ઊંચે; બહાર; ઉલટું.

ધો. ૬—**ઉચ્ચાર** [ ઉચ્ચર્ ( ઉદ્+ચર્ )=ઉચ્ચરવું+અ,-ઉચ્ચરવું તે, બોલ ],**ઉત્તમ** ( ઉદ્=ઊંચું + તમ,-સૌથી સારૂં, શ્રેષ્ઠ ), **ઉત્તેજન** ( ઉદ્=ઊંચે + તિજ્=અણી કરવી + અન,-ઉશ્કેરવું તે, આશ્રય, ટેકો ), **ઉત્થાપન** ( ઉથાપન )-( ઉદ્ + સ્થા=ઊઠવું એનો પ્રેરક ઉત્થાપ્=ઉઠાડવું + અન,-ઉઠાડવું તે ), **ઉત્પત્તિ** [ ઉત્પદ્ ( ઉદ્ + પદ્ ) =પેદા થવું + તિ,-પેદા થવું તે, જન્મ, પેદાશ ], **ઉત્પન્ન** ( ઊપનો, ઉપજ્યો )-( ઉત્પદ્ + ન=ભૂ. કૃ. પ્ર.,-પેદા થયેલું, પેદાશ, નફો ), **ઉત્સર્ગ** ( ઉદ્ + સૃજ્=ત્યાગ કરવો + અ,-ત્યાગ કરવો તે ), **ઉદ્ગાર** ( ઓડકાર )-(ઉદ્=બહાર + ગૃ=અવાજ કરવો + અ,-આશ્ચર્ય, નવાઈ, વગેરે થઇ આવતાં એકાએક અવાજનું બહાર પડવું તે ), **ઉદ્દેશ** ( ઉદ્ + દિશ્=દેખાડવું + અ,-દેખાડવું તે, મુખ્ય ધારણા, હેતુ ), **ઉદ્દેશ્ય** ( ઉદ્ + દિશ્=દેખાડવું + ય=યો. દ. પ્ર.,-દેખાડવાલાયક-વાક્યમાં જેને ઉદ્દેશીને કહેવામાં આવે છે તે; પ્રયોજન, કારણ ), **ઉદ્ભિદ્** ( ઉદ્=બહાર + ભિદ્=ભેદવું + ક્વિપ્ ક. વા. પ્ર.,-જમીન ભેદીને ફણગારૂપે બહાર આવનાર, ઉદ્ભિજ્જ, વનસ્પતિ ), **ઉદ્યોગ** ( ઉદ્ + યુજ્=ઉદ્યોગ કરવો + અ,-ઉદ્યોગ કરવો તે, યત્ન, કોશેશ; ઉત્સાહ ).

ધો. ૭—**ઉત્કંઠા** ( ઉદ્=ઉંચે + કંઠા=ડોક,-ઊંચી ડોક થવી-આતુરતા ), **ઉત્કૃષ્ટ** ( ઉદ્=ઊંચે + કૃષ્=ખેંચવું + ત,-ઊંચે ખેંચેલું, ઉત્તમ, શ્રેષ્ઠ ), **ઉત્ખાત** ( ઉદ્ + ખન્=ઉખેડવું + ત,-જડમૂળમાંથી ઉખેડેલું ), **ઉચ્ચાલન** ( ઉદ્ + ચલ્ + અન,-ઊંચું કરવું તે ), **ઉત્તર** ( ઉદ્ + તૃ=ઉત્તર આપવો + અ,-જવાબ; પાછલું ), **ઉત્તરક્રિયા** ( સાંવત્સરિક શ્રાદ્ધ વગેરે ક્રિયા ), **ઉત્તરાધિકાર** ( વારસો ), **ઉત્તે-**

જક ( ઉદ્ + તિજ્=ઉશ્કેરવું + અક,–ઉશ્કેરનાર ), **ઉત્પાત** ( ઉદ્= ઊંચે + પત્=પડવું + અ,–કુદરતી નાશકારક બનાવ, ઉપદ્રવ, અરિષ્ટ ), **ઉત્પાદક** ( ઉત્પાતીઓ )–( ઉદ્ + પદ્=પેદા થવું + અક,–પેદા કરનાર, બાપ; ઉત્પત્તિમાં કારણભૂત ), **ઉત્પાદન** ( ઉત્પદ્ + અન,–પેદા થવું તે, પેદાશ, ઉત્પત્તિ, ફળ ), **ઉત્સવ** ( ઉચ્છવ–ઓચ્છવ )–( ઉદ્ + સૂ =પેદા કરવું + અ,–ઓચ્છવ, પર્વ, ટાણું ), **ઉત્સાહ** ( ઉચ્છાહ )–( ઉદ્ + સહ=ખમવું + અ,–ખમવું તે, ઉમંગ, આનંદ, ઉદ્યમ ), **ઉદાહરણ** ( ઉદ્ + આ + હ=દાખલો આપવો + અન,–દાખલો, દૃષ્ટાંત ), **ઉદિત** ( ઉદ્ + ઇ+ ત,–ઊંચે ગયેલું, ઊગેલું ), **ઉદ્ધાર** ( ઓદ્ધાર )–(ઉદ્ + હ=છૂટો કરવો + અ,–છૂટો કરવો તે, છૂટકારો, મુક્તિ, મોક્ષ), **ઉદ્યમ** ( ઉજમ )–( ઉદ્=બહાર + યમ્ + અ,–મનને બહાર રખડતું અટકાવવું તે, કામ, મહેનત, ઉદ્યોગ ), **ઉદ્વેગ** ( ઉદરાવો )–( ઉદ્ + વિજ્=બીવું + અ,–બીવું તે, વ્યગ્ર, નિરાશ ), **ઉન્નત** ( ઉદ્ + નમ્+ ત,–ઊંચે નમેલું, વધેલું; ઉચ્ચ, પ્રૌઢ ), **ઉન્નતિ** ( ઉદ્ + નમ્ + તિ,– ઊંચે નમવું તે, વધવું તે, ઉદય, ચઢતી ), **ઉલ્લંઘન** ( ઉદ્+લંઘ્= આડે રસ્તે જવું+અન,–આડે રસ્તે જવું તે, ઓલંઘવું તે ).

ટ્રે. કૅા.–**ઉચ્છીર્ષક** (ઊશીકું)–( ઉદ્ = ઉપર+શીર્ષક=માથું,–માથા નીચે મૂકવાનો તકીઓ ), **ઉચ્છેદિત** ( ઉછેદિયો )–( ઉદ્+છિદ્+ઇત,–જેના વંશમાં કોઇ રહ્યું ન હોય તેવો ), **ઉજ્જ્વલ** ( ઊજળું )–( ઉદ્+જ્વલ્=પ્રકાશવું+ અ,–પ્રકાશમાન; સ્વચ્છ ), **ઉત્ક્રમ** ( ઉદ્+ક્રમ્+અ,–ઉલટું જવું તે, ક્રમથી ઉલટું; નિયમનું ઉલ્લંઘન ), **ઉત્તીર્ણ** ( ઉદ્+તૄ=પાર પહોંચવું+ન=ભૂ. કૃ. પ્ર.,–પાર પહોંચેલું, મુક્ત, ઉદ્ધારિત ), **ઉત્પથ** ( કુમાર્ગ, ખરાબ રસ્તો ), **ઉત્પ્રેક્ષા** ( ઉદ્ = ઊંચે+પ્ર = આગળ+ઈક્ષ્ = જોવું+આ = ક્રિ. વા. ના. જા. પ્ર.,–નિંદા ગર્ભિત સ્તુતિ, વ્યાજસ્તુતિ અલંકાર–‘ નેત્ર તો જાણે કમળજ ’; ઉપેક્ષા ), **ઉદયાસ્ત** ( ઉદય+અસ્ત,–ઊગવું ને આથમવું તે; ચઢતી પડતી;

સુખદુ:ખ ), **ઉદ્દામ** ( ઉદ્ =બહાર+દામન્ =દોરી, હાર, લીટી,–હારબહાર, બંધન રહિત, સ્વતંત્ર, તામસી ), **ઉદ્ભવ** ( ઉદ્+ભૂ=ઉત્પન્ન થવું+અ,–ઉત્પન્ન થવું તે, જન્મ, ઉત્પત્તિ ), **ઉદ્યાન** ( ઉદ્ =બહાર+યા+અન,–બહાર જવાનું સ્થળ, બાગ, વાડી ), **ઉદ્યાની** ( ઉજાણી ); **ઉદ્યોત** ( ઉદ્=બહાર+દ્યુત્ =પ્રકાશવું+અ,–પ્રકાશ, રોશની), **ઉન્માદ** (ઉદ્માત–ઉધમાત)–( ઉદ્+મદ્+અ,–ઘણા ગાંડા થવું તે, ગાંડપણ, ચિત્તભ્રમ, ઘેલછા ), **ઉન્માર્ગ** ( ઉદ્+માર્ગ,–ઉલટો રસ્તો ), **ઉન્મુખ** ( ઉદ્+મુખ,–ઊંચા મુખવાળું, ઊંચે જોતું, ઉત્સુક ), **ઉલ્લેખ** (ઉદ્+લિખ્ =કહેવું+અ,–કહેવું તે, વર્ણન, નિર્દેશ, ઉચ્ચારણ; લિપિ ).

## ૧૭. अभि તરફ; પાસે; ઘણું.

**પાઠ ૬—અભિમાન** ( અભિ+માન્+અ,–ઘણું માન, અતિશય જે આત્મસ્તુતિ તે, અહંકાર, હુંપદ ), **અભિષેક** ( અભિ+સિચ્+અક,–કોઈના તરફ છાંટવું તે, દેવ અથવા ગાદીએ બેસતા નવા રાજાપર પાણી, દૂધ વગેરેની જે ધારા કરવી તે, શાન્તિસ્નાન, તખ્તનશીન થવું તે ), **અભ્યાસ** ( અભિ=ઘણું+અસ્=ફેંકવું+અ,–વારેવારે તેનું તેજ કામ કરવું તે, મહાવરો, ટેવ ), **અભ્યુદય** અભિ=ઘણું+ઉદય,–ચઢતી ).

**પાઠ ૭—અભિજ્ઞાન**—(અભિજ્ઞા=ઓળખવું+અન,–ઓળખવું તે, ઓળખ, સ્મરણ ), **અભિપ્રાય** ( અભિ=પાસે+પ્ર=આગળ+ઇ–અય્=જવું+અ,–મનનો હેતુ-ઇચ્છા ), **અભિમન્યુ** ( અભિ=ઘણો+મન્યુ=ક્રોધ,–ઘણો વધેલો છે ક્રોધ જેનો, અર્જુનનો પુત્ર ), **અભિરુચિ** [ અભિ=ઘણું+રુચિ ( રુચ્=ઇચ્છવું )=ઇચ્છા,–ઘણી ઇચ્છા ], **અભિલાષ** ( અભિ=તરફ+લષ્=ઇચ્છવું+અ,–કોઇના તરફ ઇચ્છા, અનુરાગ ), **અભિવૃદ્ધિ** ( અભિ+વૃધ્+તિ,–ઘણી વૃદ્ધિ, આબાદી ), **અભ્યંતર** ( અભિ=ઘણું+અંતર=અંદરનું,–ઘણું અંદરનું; દિલ, મન, અંતઃકરણ ).

ટૂ. કો.—અભિજ્ઞ (અભિજ્ઞા = ઓળખવું+અ,–ઓળખનાર, જેણે ઘણું વાંચેલું અને અવલોકન કરેલું છે તે, પંડિત ), અભિધાન ( અભિધા= બોલાવવું, નામ આપવું+અન,–નામ આપવું તે, નામ ), અભિનવ ( અભિ =ઘણું+નવ=નવું,–નવું, કોરું, વખાણવા લાયક ), અભિમુખ ( અભિ= સામે+મુખ,–સામેનું, સન્મુખ, હાજર ), અભિનંદન (અભિ+નંદ્+અન,– કોઇના તરફ ખુશ થવું તે, ધન્યવાદ, મુબારકબાદી; જૈન લોકના ચોથા તીર્થંકર ), અભિવંદન ( અભિ+વંદ્+અન,–કોઇના તરફ વંદવું તે, નમસ્કાર ), અભિશાપ ( અભિ=તરફ+શપ્–શાપવું, નિંદવું+અ,–આળ, કલંક ), અભિહિત ( અભિ+ધા=કહેવું+ત,–કહેલું, પ્રકાશિત ), અભ્યંગ ( અભિ=આસપાસ+અંગ,–નહાતા પહેલાં શરીરે તેલ, ધુપેલ, મોગરેલ વગેરે ચોળવું તે ).

## ૧૮. પ્રતિ ઉલટું; તરફ; દરેક.

ધો. ૬—પ્રતિકાર ( પ્રતિકૃ=પાછું આપવું+અ,–ઉપાય; વેરનો બદલો લેવો તે; કરેલા નુકસાનનો બદલો વાળવો તે ), પ્રતિકૂળ ( પ્રતિ=ઉલટું+કૂલ=કિનારો,–ઉલટે કિનારે, વિરુદ્ધ, અનુકૂળ ન હોય તેવું ), પ્રતિપ્રિય ( પ્રતિ=ઉલટું + પ્રિય,–ગમતું કરી સામો બદલો વાળવો તે), પ્રતિબિંબ (પ્રતિ=ઉલટું+બિંબ=પ્રતિમા,–આરસીમાં પડે છે તેવો પડછાયો; પ્રતિમા, પ્રતિકૃતિ, પ્રતિનિધિ ), પ્રતિષ્ઠિત ( પ્રતિ-સ્થા=મેળવવું+ઇત,–મેળવેલું; માન પામેલું, વિખ્યાત, આબરૂદાર ).

પ્રતિક્ષણ ( પ્રતિ–દરેક ક્ષણ–ક્ષણે ક્ષણે ) પ્રતિદિન ( દરરોજ–દિનેદિને ), પ્રતિપળ ( દરેક પળ–પળે પળે ), પ્રતિવર્ષ ( દરેક વર્ષ ).

ધો. ૭—પ્રતિજ્ઞા ( પ્રતિજ્ઞા=વચન આપવું; કબૂલ કરવું+આ= ક્રિ. વા. ના. જા. પ્ર.,–વચન; કબૂલાત; પણ, નીમ; સોગન; સિદ્ધાંત–પ્રમેય ); પ્રતિપાદન ( પ્રતિપદ્=કબૂલ કરવું+અન,–હરકોઈ વિષયના પક્ષના દોષનું નિરાકરણ કરી સ્થાપન કરવું તે, સ્થાપન ), પ્રતિપાલન

( પ્રતિપાલ્=પાળવું+અન,-પાળવું તે, રક્ષા; પોષણ ), **પ્રતિબંધ** ( પ્રતિબંધ્=રોકવું+અ,-રોકવું તે, અટકાવ, રોધ; નડતર ), **પ્રતિમા** ( પ્રતિમા=સરખાવવું+આ,-સમાનતા, મૂર્તિ, છબી ), **પ્રતિરૂપ** ( પ્રતિ+રૂપ્+અ,-સામું દેખાવું તે, નકલ ), **પ્રતિરોધ** ( પ્રતિરુધ્=અટકાવવું+અ,-અટકાવ ), **પ્રતિષ્ઠા** ( પ્રતિ=તરફ+સ્થા=ઉભા રહેવું+આ=ક્રિ. વા. ના. જા. પ્ર.,-સામું બેસાડવું તે, દેવાલયમાં દેવ વગેરેનું સ્થાપન; માન આપવું તે, આબરૂ ), **પ્રત્યુત્તર** ( પ્રતિ=ઉલટું+ઉત્તર,-જવાબનો જવાબ ).

દ્રે. કૅા.-**પ્રતિદાન** ( પ્રતિદા=બદલતું, પાછું આપવું+અન,-બદલો, વિનિમય ), **પ્રતિધાવન** (પ્રતિ=તરફ+ધાવ્=દોડવું+અન,-હુમલો, હલ્લો), **પ્રતિનિધિ** ( પ્રતિ=સામું+નિ=માંહે+ધિ=ધારણ કરવું+કિવપ્ ક. વા. પ્ર.,-સામાની તરફથી અધિકાર પોતામાં ધારણ કરનાર-વકીલ; જામીન; છબી; પ્રતિમા ), **પ્રતિપક્ષ** ( સામો પક્ષ, શત્રુ, પ્રતિવાદી; છબી ), **પ્રતિવચન** ( પ્રતિવચ્=જવાબ આપવો+અન,-જવાબ, ઉત્તર, પડઘો ), **પ્રતિવાદી** ( પ્રતિવદ્=ઉત્તર આપવો+ઇન્=ક. વા. પ્ર.,-વાદી સામો ઉત્તર દેનાર ), **પ્રતિસ્પર્ધી** ( પ્રતિ=સામો+સ્પર્ધ્=હરીફાઇ કરવી+ઇન્,-સામી હરીફાઇ કરનાર, હરીફ, દુશ્મન ), **પ્રતિહાર** ( પ્રતિહ=ચોકી કરવી+અ,-ચોકી કરનાર, દ્વારપાલ ), **પ્રતીતિ** ( પતીજ )-( પ્રતિ+ઇ=જાણવું+તિ,-જાણવું તે, પ્રખ્યાતિ; ભરોસો ).

## ૧૯. પરિ ચારે તરફ; ઘણું.

ઘો. ૬—**પરિક્રમણ** ( પરિ+ક્રમ્+અન,-ચોતરફ ફરવું તે, પ્રદક્ષિણા; પરકંમા ), **પરકંમાવાસી** ( પ્રદક્ષિણા કરનાર જાત્રાળુ ), **પરિચય** ( પરિ+ચિ+અ,-ઘણું એકઠું કરવું તે; ઓળખાણ; અભ્યાસ; તપાસ ), **પરિણામ** ( પરિ+નમ્+અ,-ચોતરફ નમીને જ્યાં જાય તે; ફળ; અસર, છેવટ ), **પરિતાપ** ( પરિ+તપ્+અ;-ઘણું તપવું

તે–ઘણો તાપ; ઘણું દુઃખ ) **પરિમાણ** ( પરિ+મા+અન;–ચોતરફનું માપ, પ્રમાણ; કદ; વજન ), **પરીક્ષક** ( પરીખ, પારેખ )–[ પરીક્ષ્ ( પરિ+ઈક્ષ્ )=પરીક્ષા કરવી+અક,–પરીક્ષા લેનાર ], **પરીક્ષા** ( પરખ, પારખ )–( પરીક્ષ્+આ,–પરીક્ષા કરવી તે, તપાસ ).

ધો. ૭—**પરિઘ** ( પરિ+હન્+અ,–ચોતરફ જવું તે, ગોળ આકૃતિની જે સીમા લીટી તે, ઘેરાવો ), **પરિપક્વ** ( પરિ+પચ્+ત,–ઘણું પાકેલું, પૂરું પાકેલું, પરિપાક; પૂરું રાંધેલું ), **પરિપૂર્ણ** ( પરિ+પૂર્+ન,–ઘણું પૂર્ણ કરેલું, પૂરેપૂરું ), **પરિભવ** ( પરિભૂ=હારવું+અ,–હારવું તે–હાર; અનાદર, તિરસ્કાર ), **પરિમિત** ( પરિ+મા+ત,–ચોતરફ મપાએલું, માપ; હદવાળું ), **પરિમિતિ** ( પરિ+મા+તિ,–ચોતરફ માપવું તે, માપ, હદ; ઘેર, ફેરાવો, ફેર ), **પરિવર્તન** (પરિ+વૃત્+અન,–પાછું ફરવું તે, આવૃત્તિ; ભ્રમણ ), **પરિવાર** ( પરિવૃ=વિંટાળવું, ઘેરવું+અ,–ઘેરવું તે, છોકરાંછૈયાં, બાળબચ્ચાં; દાસ, દાસી, મહેતા, વગેરે નોકરચાકર ), **પરિશ્રમ** ( પરિ+શ્રમ્+અ,–ઘણોજ શ્રમ, મહેનત; થાક ), **પરિષદ્** ( પરિ=ચોતરફ+સદ્=બેસવું+ક્વિપ્ કિ. વા. પ્ર.,–સભા, મંડળી ), **પરિસીમા** ( પરિ=ઘણું+સીમા=હદ,–અવધિ, હદ ).

ટ્રે. કૉ.–**પરિક્ષાલન** (પરિ+ક્ષલ્+અન,–ચોતરફ ધોવું તે; ધોવાનું પાણી), **પરિચિત** ( પરિ=ઘણું+ચિ+ત,–ઢગલો કરેલું, જાણીતું, ઓળખીતું ), **પરિચ્છેદ** [ પરિચ્છેદ્ ( પરિ+છિદ્ )=કાપવું, ભાગ પાડવા+અ,–કાપવું તે, ગ્રંથના ભાગ, પ્રકરણ, અધ્યાય ), **પરિજન** [ પરિ=ચોતરફ+જન ( જન્+અ )=માણસ,–ચાકર, પરિવાર ], **પરિણય** ( પરિ+ની=પરણવું+અ,–પરણવું તે, લગ્ન ), **પરિતોષ** ( પરિતુષ્=સંતોષ પામવું+અ,–સંતોષ; આનંદ; તૃપ્તિ ), **પરિત્યાગ** ( પરિત્યજ્=તજી દેવું; વિસારી દેવું+અ,–તજી દેવું તે, ત્યાગ; ફરી ન સંઘરવું એવા હેતુથી ત્યાગ કરવો તે ), **પરિ-**

**ધાન** ( પહેરણ )-( પરિધા=પહેરવું+અન,-પહેરવું તે; વસ્ત્ર ), **પરિમલ** ( પીમળ )-સુગંધ, સારોવાસ; **પરિશિષ્ટ** (પરિશિષ્=બાકી રહેવું+ત,-બાકી રહેલું, પૂરવણી, વધારો ), **પરિહાર** ( પરિહૃ=ખસેડવું, દૂર કરવું+અ,-દોષ, સંકટ, વગેરે દૂર કરવું તે, ત્યજવું તે; અવજ્ઞા ), **પરિહાસ** ( પરિ=ઘણું+હસ્=હસવું, મશ્કરી કરવી+અ,-મશ્કરી, ઠઠ્ઠા ), **પર્યાય** ( પરિ+અય્=આસપાસ ફેરો ફરવો+અ,-આસપાસ ફેરો ફરવો તે; રીત; ઉપાય; પ્રકાર; એક અર્થના બે કે વધારે શબ્દ હોય તો તેમાંનો એકાદો ), **પર્યુષણ** ( પચુસણ )-(પરિ=ઘણું+ઉષ્=તપવું+અન,-ઘણું તપવું તે, પૂજા, ભક્તિ; જૈન લોકોના મોટા તહેવારો ).

## ૨૦. ઉપ પાસે; નાનું.

ધો. ૬—**ઉપાગ્રસર** (ઉપ+અગ્રસર,-અગ્રસરની પાસેનું, ભાજક, છેદરૂપ આંકડો ), **ઉપાંત** ( ઉપ+અંત=છેડો,-અંતની પાસેનું ), **ઉપઆનો** ( ઉપ=નાનો+આનો,-આનાનો ૧૬મો ભાગ, ૦ાા પાઇ ), ઉપકાર ( ઉપકૃ=ભલું કરવું+અ,-કોઇનું ભલું કરવું તે, પાડ; મદદ; મહેરબાની ), **ઉપકારી** ( ઉપકૃ+ઇન્,-ભલું કરનાર ), **ઉપકૃત** ( ઉપકૃ+ત,-ભલું કરાયલું ), **ઉપદેશ** ( ઉપદિશ્=ઉપદેશ કરવો+અ,-ઉપદેશ, બોધ, હિતની વાત કહેવી તે ), **ઉપદ્રવ** ( ઉપ=પાસે+દ્રુ=દોડવું+અ,-પીડા, ઇજા; ઉત્પાત, બંડ, દંગો ), **ઉપભોગ** ( ઉપ-ભુજ્=ભોગવવું+અ,-ભોગવટો; સુખવિલાસ ), **ઉપમા** ( ઉપ=પાસે+મા=માપવું+આ=સ્ત્રિ. વા. ના. જા. પ્ર.,-જેની સાથે સરખાવવું હોય તે, ઉપમાન; નરસિંહ એમાં 'સિંહ' ઉપમા કહેવાય, એમાં 'નર'ને 'સિંહ'ની ઉપમા આપી છે ), **ઉપમેય** ( ઉપ+મા+ય,-ઉપમા આપવા લાયક, જેને સરખાવવું હોય તે; નરસિંહ એમાં 'નર' ઉપમેય કહેવાય ), **ઉપવાક્ય** ( ઉપ-નાનું વાક્ય, પેટા વાક્ય ), **ઉપવાસ** ( અપવાસ-અપ્પાસ )-( ઉપવસ્=ભૂખ્યાં રહેવું+અ,-ભૂખ્યાં રહેવું તે,

ગત ), ઉપસર્ગ ( ઉપ=પાસે + સૃજ્ + અ,–પાસે જવું તે, ધાતુ કે ધાતુથી ઉત્પન્ન થયેલા શબ્દોની પૂર્વે આવે છે તે, પૂર્વગનો એક પ્રકાર; રોગ; અમંગળ; વધારો; ભૂતપ્રેતનો વળગાડ ), ઉપસાગર ( નાનો સમુદ્ર, મોટો અખાત ), ઉપાધિ ( ઉપ=પાસે + આધિ=મનનું દુઃખ,–આસપાસથી અણધારેલ આવી પડેલ દુઃખ; દુઃખ ત્રણ જાતનાં છે. આધિ, વ્યાધિ, ઉપાધિ; કારણ, હેતુ ), ઉપાય [ ઉપ=પાસે + ઇ–અય્=જવું + અ,–પાસે જવું તે, ઇલાજ, રસ્તો; એ ચાર છે. ૧. સામ ( મીઠું મીઠું બોલીને સમજાવવું તે ), ૨. દામ ( પૈસા વગેરેની લાલચ આપીને સમજાવવું તે ), ૩. ભેદ ( સાથીઓને માંહેમાંહે ન બને તેવી યુક્તિ કરવી તે ), ૪. દંડ ( શિક્ષા કરીને ) ].

ધો. ૯—ઉપાંગ ( ઉપ=નાનું=અંગ,–નાનું અંગ, સાંધણ, પૂરવણી ), ઉપજીવિકા ( ઉપજીવ્=પેટને માટે બીજાના તાબેદાર થવું+ ઇકા,–બીજાપર આધારવાળું ગુજરાન ), ઉપનેત્ર [ ઉપ=નાનું + નેત્ર ( ની + ત્ર )=આંખ,–ચશ્મા ], ઉપશિક્ષક [ ઉપ=નાનો + શિક્ષક ( શિક્ષ્ + અક )=શિખવનાર,–મુખ્ય શિક્ષકના હાથ નીચેનો શિક્ષક; ઍસ્સિસ્ટૅન્ટ માસ્ટર્ ] ઉપમાતા ( ઉપ=નાની + માતા,=ધવાડનારી મા, દાઇ, ધાત્રી, ઓરમાન મા ), ઉપયોગ ( ઉપયુજ્=વાપરવું + અ, –વાપરવું તે, ખપ ), ઉપશાસ્ત્ર ( નાનું શાસ્ત્ર, ઉપવિદ્યા, વિદ્યાકળા સંબંધી જ્ઞાનનું ટાંચણ ), ઉપાધ્યાય ( ઉપ + અધ્યાય,–ઉતરતા દરજ્જાના ભણાવનાર, ઉપશિક્ષક, કેટલાક બ્રાહ્મણોના કુળનું નામ ).

ટ્રે. કૉ.—ઉપચાર (ઉપ+ચર્+અ,–પાસે જવું તે, ઉપાય, દવાદારૂ; સેવા ), ઉપનયન ( ઉપની=ઉપનયન સંસ્કાર કરવો+અન,–જનોઇ; જનોઇ દેવાની ક્રિયા; વિદ્યાગુરૂ પાસે બાળકને શિક્ષણ માટે લઇ જવું તે ), ઉપલભ્ય ( ઉપલભ્=મેળવવું+ય,–મેળવવા યોગ્ય ), ઉપવીત [ ઉપ=પાસે

+વીત ( વ્યે=ઢાંકવું; સીવવું નો ભૂ. કૃ. ),-જનોઇ ], ઉપહાસ ( ઉપ+હસ્+અ,-હસવું તે, મશ્કરી ), ઉપાર્જન ( ઉપ=પાસે+અર્જ્=પેદા કરવું+અન,-પાસે પેદા કરવું તે, પ્રાપ્તિ, કમાઈ; સંગ્રહ, સંચય ), ઉપાસક ( ઉપ+આસ્+અક, પાસે બેસનાર, સેવા કરનાર, શૂદ્ર ), ઉપેક્ષા ( ઉપ=નાનું+ઈક્ષ્=જોવુ+આ,-બેપરવાહી, બેતમા, બેદરકારી; ત્યાગ ).

---

## ઉપસર્ગો સિવાયના પૂર્વગો.

ઉપસર્ગમાં નહિ ગણાતા પણ ગુજરાતીમાં વપરાતા નીચેના સંસ્કૃત પૂર્વગો છે.

અ કે અન્, અમા, આવિસ્, પ્રાદુર્, કુ, તિરસ્, શ્રત્, અલમ્, નમસ્, ધિક્, સાક્ષાત્, ચિરમ્, મિથ્યા, વગેરે.

**अ** **નહિ:—ધો. ૬—અઘોર** ( અ=વધારે+ઘોર=ભયંકર,-વિશેષ ભયંકર ), **અઘોષ** ( ઘોષ—અવાજ વિનાનું ), **અજિત** ( અ+જિ+ત,-ન જિતેલો, જે કોઈથી ન જિતાય તે ), **અજ્ઞાન** ( અ-જાણ)-(અ+જ્ઞા+અન,-ન જાણવું તે; નથી જ્ઞાન જેને એવું, અણસમજુ, બેસમજ, નાદાન, મૂર્ખ ), **અનિશ્ચિત** ( નક્કી ન હોય તેવું ), **અપારદર્શક** [અ=નહિ+પાર=સોસરૂં+દર્શક ( દશ્ + અક )=દેખાડનાર,-સોસરૂં ન દેખાડનાર ), **અબલ** ( બળ વિનાનું ), **અબલા** ( અ-બલ+આ=ના. જા. પ્ર.,-બળ વગરની, સ્ત્રી, નારી ), **અલોપ** [ અ=નહિ+લોપ=ન દેખાવું તે,-ન દેખાય એવું નહિ તે-દશ્ય, 'અલોપ'નો ખરો અર્થ સંસ્કૃતમાં **દશ્ય** છે પણ ગુજરાતીમાં **અદૃશ્ય** અર્થ થાય છે ], **અવિચળ** ( અ=નહિ+વિચલ્=ધ્રૂજવું, જવું+અ,-ધ્રૂજવું નહિ તે, સ્થિર, સ્થાયી, અચળ, દૃઢ ).

**ધો. ૭—અક્ષય** ( આખું )-( અ+ક્ષિ+અ,-નાશ ન પામે

તેવું ), **અખંડ** ( અ+ખંડ્+અ,–તૂટક નહિ તે, આખું ), **અખાત** ( અ + ખન્ + ત,–ખોદેલું નહિ તે,–સ્વાભાવિક રીતે સમુદ્રનો જમીન તરફ ગયેલો ફાંટો ), **અગમ્ય** ( અગમ )–( અ+ગમ્+ય,–ન જવાય તેવું, ન સમજાય તેવું, ગૂઢ; અલભ્ય; જવાને યોગ્ય નહિ તે ), **અગાધ** ( અ=નહિ+ગાધ્=રહેવું, રોકાવું+અ,–સ્થાન નહિ તે, તળિયું માલૂમ ન પડે તેવું, અથાગ, ઘણુંજ ઊંડું; ગહન ), **અજ્ઞાત** ( અ+જ્ઞા+ત,–ન જાણેલું; જેણે જ્ઞાન પ્રાપ્ત કર્યું નથી તે, અજાણ ), **અદ્રાવ્ય** ( અ+દ્રુ+ય,–ઓગળી ન શકે તેવા પદાર્થ ), **અપૂર્ણ** ( અ + પૂર્+ ન,–ન પૂર્ણ કરેલું, અધુરૂં ), **અપ્રિય** ( પ્રિય–વહાલું નહિ તે, પ્રતિકૂળ ), **અફલ** ( નિષ્ફળ, વ્યર્થ, ફોગટ ), **અભાવ** [ અ=નહિ+ભાવ ( ભૂ+અ,–હોવું તે, મનની વૃત્તિ, હેતુ, ચેષ્ટા, હેત, કિમ્મત ),–ન હોવું તે, મૃત્યુ; અપ્રીતિ ], **અવર્ણ્ય** ( અ+વર્ણ્+ય,–વર્ણન ન થઇ શકે તેવું ), **અવાહક** ( અ+વહ્+અક,–વહી ન શકે તેવા ), **અવિભાજ્ય** ( અ+વિ + ભંજ્ + ય,–જેના વિભાગ ન થઇ શકે તેવું ).

**અકથનીય** ( કહેવાને યોગ્ય નહિ તે ), **અકર્તવ્ય** ( ન કરવા યોગ્ય ), **અકાર્ય** ( અકારજ, અકારત )–ખરાબ કામ; **અકૃત** ( ન કરાયલું; નિરર્થક; ખરાબ કામ ), **અકૃત્ય** ( ન કરવા યોગ્ય, ખરાબ કામ ), **અકૃત્રિમ** ( અ=નહિ + કૃત્રિમ ( કૃતિથી નિર્મિત )=બનાવટનું, કલ્પિત,–બનાવટનું નહિ તે, કુદ્રતી; કપટ વગરનું, સાચું ), **અકૃપા** ( ગેરમહેરબાની ), **અક્ષમા** ( માફી ન આપવી તે, અદેખાઈ, ઇર્ષા ), **અખંડિત** ( અ + ખંડ્+ઇત,–ભાગેલું નહિ તે, આખું ), **અખ્યાતિ** ( અ+ખ્યા+તિ,–ન વખાણવું તે, અપકીર્તિ, બદનામ, કલંક ), **અગુપ્ત** [ અ,+ગુપ્ત ( ગુપ્=રક્ષણ કરવું, સંતાડવું+ત )=સંતાડેલું,–જાહેર, ખુલ્લું, સ્પષ્ટ ], **અગ્રાહ્ય** ( અગરાજ; આધું; અઘરૂં )–( અ+ગ્રહ્+ય,–ન ગ્રહણ

કરવા યોગ્ય, અમાન્ય, શિવનિર્માલ્ય), **અચર** (અ+ચર્+અ,-ન ચાલનાર-જીવ વગરના; ઘર, ઝાડ, પહાડ, વગેરે). **અચાલ** (અ+ ચલ્+અ,-ન ચાલવું તે, હરકત; ઋતુ-અટકાવ), **અચિન્તનીય** (અ+ ચિન્ત્+અનીય,-ન વિચારી શકાય તેવું, ગૂઢ, અકલ્પનીય), **અચિન્તિત** (અ+ચિન્ત્+ઇત,-ન વિચારેલું, કાળજી રાખ્યા વગરનું), **અતર્ક્ય** (અ+તર્ક્+ય,-ન વિચારાય તેવું, અણધાર્યું), **અતુલ્ય** (અ+તુલ્+ય,- ન તોળવા યોગ્ય, જેની બરાબરી ન થઇ શકે એવું, અનુપમ), **અતૃપ્ત** (અ+તૃપ્=સંતોષાવું+ત,-ન સંતોષાયલું, ભૂખ્યું, અસંતોષી), **અતોલ** (અ+તુલ્+અ,-જેનું તોલ કે માપ ન થઇ શકે તેવું, અતિ- શય; અનુપમ), **અદાતા** (અ+દા+તૃ-ન આપનાર, કૃપણ, કંજુસ, સૂમ), **અદાહ્ય** (અ+દહ્+ય,-બળે નહિ તેવું, સળગી ઊઠે નહિ તેવું તે). **અદૂષિત** [અ+દૂષિત (દૂષ્=ભૂલ કરવી)=દોષવાળું-દોષ વિનાનું], **અનમ્ર** (અ+નમ્+ર,-નમનાર નહિ તે, અવિવેકી, ઉદ્ધત), **અનિન્દિત** (અ+નિન્દ્+ઇત,-ન નિંદાયલું તે, નિર્દોષી), **અનિંદ્ય** (અ+નિંદ્+ય,-ન નિંદવા યોગ્ય, દોષરહિત), **અપક્ષ** (અ,+પક્ષ= પાંખ,-પાંખ વિનાનું, જેને કોઇની મદદ ન હોય તે; વિપક્ષ, પ્રતિકૂળ, શત્રુ), **અપાત્ર** (અ+પા+ત્ર,-પાત્ર નહિ તે, ગુણહીન; કુપાત્ર, દાન ન કરવા લાયક), **અપૂજ્ય** (અ+પૂજ્+ય,-ન પૂજવા યોગ્ય), **અપ્રાપ્ત** (અ+પ્રાપ્+ત,-ન મળેલ), **અપ્રીતિ** (અ+પ્રી+તિ,-ન પ્રસન્ન થવું તે, અ- ભાવ, કંટાળો), **અભક્ષ્ય** (અ+ભક્ષ્+ય,-ન ખાવા યોગ્ય, જે ખાવાની મના હોય તે), **અમાન્ય** (અ+માન્+ય,-માન આપવાને યોગ્ય નહિ તે; નાક- બૂલ; નાપસંદ), **અયાચક** (અજાચક)-(અ+યાચ્+અક,-ન માગ- નાર), **અરક્ષિત** (અ+રક્ષ્+ઇત,-રક્ષાયલું નહિ તે, સંભાળ વિનાનું), **અરસિક** (અ+રસ્+ઇક,-સ્વાદવાળું નહિ તે, નીરસ; નાપસંદ), **અરૂપ** (અ+રૂપ્+અ,-આકાર વિનાનું-નિરાકાર; બેડોળ),

**અલગ** ( અ+લગ્+અ,-ન સાથે જવું તે, જુદું ), **અલંઘ્ય** ( અ+લંઘ્+ય,-ન જવાય તેવું, ન ઓળંગાય તેવું ), **અલભ્ય** ( અ+લભ્+ય,-ન મેળવાય તેવું; અછત હોય તેવું ), **અલાભ** ( અ+લભ્+અ,-લાભ ન થવો તે, નુકસાન ), **અલોભ** ( અ+લુભ્+અ,-લોભ કરવો નહિ તે, લોભનો અભાવ-સંતોષ ), **અવધ્ય** ( અ,+વધ્=મારવું+ય,-મારવા યોગ્ય નહિ તે, ભોગ આપવાને યોગ્ય નહિ તેવું), **અવર્ણ** ( અ+વર્ણ્+અ,-બેરંગનું-વિવર્ણ; જાત વગરનું; નીચ), **અવાચક** ( અ+વચ્+અક,-નહિ બોલનાર, મુંગું; જેની જીભ ટૂંકી થઇ હોય તે-બેભાન ), **અવાચ્ય** ( અ+વચ્+ય,-બોલવા લાયક નહિ તે, અકથનીય ), **અવિદ્યા** ( અ+વિદ્ + યા,-અજ્ઞાન, મૂર્ખાઇ; જગતની માયામાં લપટાઇ જે ખોટા તર્ક બાંધવા તે-માયાનો ભ્રમ ), **અશાસ્ત્ર** ( અ+શાસ્+ત્ર,-શાસ્ત્રવિરુદ્ધ; વિધિ-નિયમથી ઉલટું ), **અશિક્ષિત** ( અ+શિક્ષ્+ઇત,-ન શીખેલું, ન કેળવાયલું, અશિષ્ટ ), **અશુદ્ધ** ( અ+શુધ્+ત,-શુદ્ધ કરેલું નહિ તે, અપવિત્ર, નાપાક ), **અસાધ્ય** ( અ+સાધ્+ય,-સાધી શકાય નહિ તેવું, ઉપાય ન થઈ શકે તેવું; દુષ્પ્રાપ્ય ).

દ્ર. કૅ.—**અકર્મી** [ અ,+કર્મ ( કૃ+મન્ )+ઇન્,-કર્મ કરનાર નહિ તે, આળસુ; કર્મભ્રષ્ટ, પતિત; નસીબવાળું નહિ તે ], **અકીર્તિ** [ અ,+ કીર્તિ ( કૃત્=વખાણવું )=યશ,-અપયશ, બદનામ ], **અક્ષત** ( આખું )-( અ+ક્ષણ્+ત,-ઘાયલ થયેલું નહિ તે-ડાંગર, જવ ), **અક્ષોભ્ય** ( અ+ક્ષુભ્=બીવું, ધ્રૂજવું, ગુસ્સે થવું+ય,-ક્ષોભ ન પામે તેવું, બીહે નહિ તેવું, ડગે નહિ તેવું ), **અચેતન** ( અ+ચિત્+અન,-ન જાણી શકે તેવું, શબરૂપ, બેભાન ), **અજ** ( અ+જન્+અ,-નહિ જન્મનાર; બ્રહ્મા; વિષ્ણુ; શિવ; કામદેવ; રઘુ રાજાનો પુત્ર; બકરો), **અજર** [અ,+જરા (જૄ=ઘરડા થવું+આ)=ઘડપણ,-જેને ઘડપણનાં ચિહ્ન નથી તે;અવિનાશી), **અજરામર**(અજર+અમર,-જેને જરા

અને મરણ નથી તે, અવિનાશી), **અજીર્ણ** ( અજીરણ )-( અ+જૄ+ન=પચેલું નહિ તે, અપચો, બદહજમી; જૂનું નહિ તે-નવું ), **અદગ્ધ** ( અ+દહ્+ત,-ન દાઝેલું ), **અદ્રવ** ( અ+દ્રુ+અ,-ઓગળે-પીગળે નહિ તે; પ્રવાહી નહિ તે; કઠણ ), **અદ્રોહી** ( અ,+દ્રુહ્=ધિક્કાર સહન કરવો+ઇન્,-ધિક્કારને પાત્ર નહિ તે ), **અદ્વય** [ અ,+દ્વય ( દ્વિ=બે+ય=સમૂહવાચક ) બમણાનો અભાવ-જીવ અને આત્માને એકત્ર જાણનારો; બુદ્ધ ], **અદ્વિતીય** [ અ+દ્વિતીય ( દ્વિ=બે+તીય=પૂરક )=બીજું,-જેના સરખું બીજું કાંઈજ નથી તે એક, અનુપમ, પરમાત્મા ], **અદ્વૈત** [ અ+દ્વૈત ( દ્વિ=બે )=જીવ અને બ્રહ્મનું જુદાપણું,-જીવ અને બ્રહ્મને એક માનનાર ], **અધૈર્ય** (અધીરજ) [ અ+ધૈર્ય (ધીર=દૃઢ+ય=પણું )=દૃઢતા,-દૃઢતા નહિ તે; અધીરૂં, ઉતાવળું; બીકણ ], **અધ્રુવ** ( અ+ધ્રુવ્=સ્થિર રહેલું+અ,-અસ્થિર, અનિશ્ચિત, નાશવંત, અનિત્ય; ચંચળ ), **અનત** ( અ+નમ્+ત,-ન નમેલ, ન જિતાયલું, અજિત ), **અપ્રસન્ન** [ અ+પ્રસન્ન ( પ્ર+સદ્+ન )=ખુશી,-નાખુશ ], **અપક્વ** ( અ+પચ્+ત,-પાકેલું નહિ તે, પૂરૂં રંધાયલું નહિ તે ), **અપવિત્ર** [ અ,+પવિત્ર ( પૂ+ઇત્ર )=શુદ્ધ, પાક,-શુદ્ધ નહિ તે-મલિન, નાપાક ], **અબદ્ધ** ( અ+બંધ્+ત,-ન બાંધેલું તે, નિરંકુશ, કર્મભ્રષ્ટ ), **અભંગ** ( અ+ભંજ્+અ,-ન ભાગેલ તે, આખું, અતૂટ ), **અભક્ત** ( અ,+ભજ્=ભાગવું+ત,-નહિ ભાગેલો તે, વહેંચાયલું નહિ તે ), **અભક્ત** ( અ,+ભજ્=ભજવું+ત,-નહિ ભજન કરવાયલો, ભક્ત નહિ તે ), **અભવ** ( અ+ભૂ+અ,-ન હોવું તે, જન્મનો અભાવ, મોક્ષ ), **અભિન્ન** ( અ+ભિદ્+ન,-ન ભેદેલું, જુદું નહિ તે, એકરૂપ ), **અભેદ્ય** (અ+ભિદ્+ય,-ભેદાય નહિ તે, પ્રવેશ ન થાય તેવું, વજ્ર જેવું કઠણ ), **અભોગ્ય** ( અ+ભુજ્+ય,-ભોગવવા યોગ્ય નહિ તે, અભક્ષ્ય), **અમાપ** ( અ+માપ ( માપ્=માપવું ), -માપ વિનાનું, ઘણુંજ, બેહદ ], **અમિત** ( અ+મા+ત,-નહિ મપાયલું તેવું, અમાપ, અપાર ), **અમુક્ત** ( અ+મુચ્+ત,-મૂકેલું નહિ તે, છોડેલું નહિ તે, મુક્તિ વગરનું ), **અયુક્ત** ( અજુગતું )-(અ+યુજ્+ત, -જોડાયલું નહિ તે, અઘટિત, નાલાયક), **અરતિ** ( અ+રમ્+તિ,-પ્રીતિ

નહિ તે, નાખુશી ), **અવર્ય** ( અ+વૃ+ય,–પસંદ કરવા લાયક નહિ તે, નીચું, ઊતરતું, હલકું ), **અવિછિન્ન** ( અ+વિ+છિદ્+ન,–જેમાં કંઇ ભંગ પડતો નથી એવી; અખંડ ), **અવિવેક** [ અ+વિવેક ( વિ+વિચ્+અ )=વિનય,–વિનય નહિ તે], **અશોક** (અ+શુચ્+અ,–શોક નહિ તે; આસોપાલવનું ઝાડ; અશોક રાજા; પારો ), **અસાર** [ અ,+સાર ( સૃ+અ )=તત્ત્વ, જીવ, ફાયદો,—તત્ત્વ વગરનું, જીવ વગરનું, ફાયદા વગરનું, નકામું ], અસ્થાગ ( અથાક–અથાગ )—( અ,+સ્થગ્=ઢાંકવું, સંતાડવું+અ–અમાપ ).

**अन् નહિ:–ધો. ૬—અનારોગ્ય** [ અન્=નહિ+આરોગ્ય ( અ+રોગ+ય )=તંદુરસ્ત,–તંદુરસ્ત નહિ તે, રોગી], **અનુચિત** [અન્+ઉચિત ( ઉચ્=એકઠું કરવુંનો ભૂ. કૃ. )=લાયક,–લાયક નહિ તે, અયોગ્ય ].

**ધો. ૭—અનિષ્ટ** (અન્+ઇષ્+ત,–ઇચ્છેલું નહિ તે, વહાલું નહિ તે, નુકસાન, અપરાધ ), **અનૃત** (અન્+ઋત=સત્ય,–જૂઠું; અસત્ય).

**અનગાર** ( અન્,+અગાર=ઘર,–ઘર રહિત; સાધુ, મુનિ, સંન્યાસી ), **અનંગ** ( અન્+અંગ=અવયવ,–અંગ વગરનો, કામદેવ ), **અનંતર** ( અન્+અંતર=છેટું,–અંતર વિનાનું, છેકજ પાસેનું ), **અનન્ય** ( અન્+અન્ય=બીજું,–બીજું-જુદું નહિ તે, એકજ; આત્મા ), **અનર્થ** ( અર્થ નહિ તે; અનિષ્ટ), **અનલ્પ** ( અલ્પ–થોડું નહિ તે, ઘણું ), **અનાદ્યંત** ( અન્+આદિ+અંત,–નથી આદિ અને અંત જેને તે, અવિનાશી; નિત્ય ), **અનીશ્વર** ( ઇશ્વર નથી એવું માનનાર–નાસ્તિક ), **અનુક્ત** ( અન્+વચ્+ત,–કહેલું નહિ તે; અઘટિત; અસાધારણ, ) **અનુત્તર** ( ઉત્તર ન આપી શકાય તેવો પ્રશ્ન; જેના સરખું બીજું ન હોય તેવું–શ્રેષ્ઠ ), **અનૃણી** ( અન્+ઋણ=કરજ+ઇન્,–કરજદાર નહિ તે ), અનૈક્ય ( ઐક્ય–સંપ નહિ તે, કુસંપ, અણબનાવ ), **અનૈશ્વર્ય** (અન્+ઇશ્વર+ય,–ઇશ્વરપણાનો અભાવ, ઐશ્વર્યનો અભાવ), **અનૌરસ**

( અન્+ઔરસ=વિધિપૂર્વક પરણેલી સ્ત્રીને પેટે થયેલો પુત્ર,-ઔરસ પુત્ર નહિ તે, દત્તક અથવા આંગળિયો ).

સંસ્કૃત **अन्** પૂવગ પરથી પ્રાકૃતમાં **અણુ** પૂર્વગ થયો છે. **अण=** નહિ:-**અણકમાઉ** [ અણ+કમાઉ ( કમાવું=રળવું ),-રળતો નહિ તે, બીનરોજગારી, નવરો ], **અણકસબી** ( કસબી-હુનરી નહિ તે, અનાડી ), **અણગમતું** ( પસંદ નહિ તે, નાપસંદ, અપ્રિય ), **અણઘડ** ( ઘડેલું -કેળવાયલું નહિ તે, જંગલી ), **અણછતું** ( છતું-જાહેર નહિ તે, છાનું ), **અણજુગતું** ( જુગતિ વિનાનું, અયોગ્ય, નાલાયક ), **અણટે-વાયલું** ( ટેવાયલું નહિ તે, અણઘડ ), **અણદીઠ** ( કોઇ દિવસ ન દીઠું હોય તેવું ), **અણમાહિતી** ( માહિતી નહિ તે, અજાણપણું, બીનવાકેફગારી ), **અણરાગ** ( રાગ નહિ તે, ન બનવું તે, અદાવત ), **અણવાકેફ** ( વાકેફ નહિ તે, અજાણ્યું, ગેરમાહિત ), **અણવીંધ્યું** ( વીંધેલું નહિ તે, ઘડાયલો કે કેળવાયલો નહિ તે ), **અણસરજ્યું** ( સરજેલું નહિ તે, અણધાર્યું, ઓચિંતુ ).

વ્યંજનથી શરૂ થતા શબ્દની પહેલાં **अ**, અને સ્વરથી શરૂ થતા શબ્દ પહેલાં **अन्** પૂર્વગ આવે છે. **अण** પૂર્વગ તો ઘણુંકરીને વ્યંજનની પહેલાં મૂકાય છે.

**अमा સાથે, પાસે:—અમાત્ય** ( રાજા સાથે રહેનાર, પ્રધાન, મંત્રી, સલાહકાર ), **અમાવાસ્યા** ( અમાસ )-( અમા=સાથે+વસ્= વસવું+યા,-જે તિથિએ સૂર્ય અને ચંદ્ર સાથે એક ક્ષિતિજમાં આવ્યા હોય તે તિથિ; મહિનાની છેલ્લી તિથિ ).

**आविस् જાહેર, સ્પષ્ટ:—આવિર્ભાવ** ( આવિસ્+ભૂ+અ,- જાહેર થવું તે, પ્રકાશ; સ્પષ્ટ કરવું તે ), **આવિર્ભૂત** ( આવિસ્+ભૂ

+ત,–જાહેર થયેલું, પ્રકાશિત ), **આવિષ્કરણ** ( આવિસ્+કૃ+અન,–જાહેર કરવું તે, પ્રકાશન ).

**प्रादुर्** ખુલ્લું, જાહેરઃ–**પ્રાદુર્ભાવ** ( પ્રાદુર્+ભૂ+અ,–ઉત્પન્ન થઇ દેખાવું તે–ઉદય ).

**कु** **નઠારૂં:–ધો. ૬—કુપાત્ર** [ કુ,+પાત્ર ( પા+ત્ર )=વાસણ,–નઠારૂં વાસણ, નઠારૂં માણુસ ], **કુગ્રામ** ( કુ,+ગ્રામ=ગામ,–નાનું ગામડું; ગૃહસ્થ અથવા નદી વગરનું ગામ ), **કુછંદ** ( નઠારો છંદ, આડે રસ્તે ચાલવું તે ), **કુપથ** ( ખરાબ રસ્તો, અનીતિનો માર્ગ ), **કુપથ્ય** (કુ,+પથ્ય=ફરી, પરહેજી,–ખાવાપીવામાં બરાબર પરહેજી ન પાળવી તે ).

**ધો. ૭—કુસંગ** ( કુ,+સંજ્=વળગવું+અ,–નઠારી સોબત ), **કુચાલ** ( કુ+ચલ્+અ,–નઠારૂં ચાલવું તે, દુરાચરણ ), **કુતર્ક** ( કુ+તર્ક્+અ,–નઠારો વિચાર કરવો તે, નઠારી કલ્પના ), **કુદૃષ્ટિ** ( કુ+દૃશ્+તિ,–નઠારૂં જોવું તે, નઠારી નજર ), **કુબોધ** ( કુ+બુધ્+અ,–નઠારૂં જાણવું તે, નઠારો બોધ ), **કુમતિ** ( કુ+મન્+તિ,–નઠારૂં વિચારવું તે, નઠારી બુદ્ધિ, મનનું કપટ ), **કુમાર્ગ** ( કુ+માર્ગ્+અ,–નઠારૂં શોધવું તે, નઠારો રસ્તો ), **કુમિત્ર** [ કુ,+મિત્ર ( મિ=ફેંકવું+ત્ર )=ભાઇબંધ,–નઠારો ભાઇબંધ ], **કુલક્ષણ** ( કુ+લક્ષ્+અન,–નઠારૂં જોવું તે, નઠારાં લક્ષણ, કુટેવ ), **કુવચન** ( કુ+વચ્+અન,–નઠારૂં બોલવું તે, નઠારાં વેણ ), **કુવાસના** ( કુ+વસ્+અના–નઠારૂં હોવું તે, નઠારી ઇચ્છા ), **કુવૃત્તિ** ( કુ + વૃત્+તિ,–નઠારૂં હોવું તે, ખરાબ આચરણ ).

**કુનું અપભ્રંશરૂપ क થાય છેઃ—કછોરૂં** ( નઠારૂં છોકરૂં ), **કુજોડ** ( રૂપ, રંગ, કદમાં બરાબર નહિ તે ), **કઢંગુ** ( ખરાબ ચાલનું; ધડાવગરનું; બેડોળ ), **કહવા** ( ખરાબ આશિષ્, શાપ ), **કપૂત** ( નઠારો છોકરો ), **કભારજા** ( **સં. कुमार्या**–નઠારી સ્ત્રી, કર્કશા, કજિયાખોર

ઓ ), કમન ( નાખુશી ), કરત ( રત નહિતે, કમોસમ, કઋતુ, અયોગ્ય વખત ), કરૂપ ( કદરૂપું, બેડોળ, બદસૂરત ), કવગું ( વગ વગરનું, કઠેકાણે હોય તેવું ), કવેણ ( નઠારા શબ્દો ), કસુતર (સહેલું નહિતે, અઘરૂં, બગડી ગયેલું ), કસુવાવડ [ ક,+સુવાવડ (સુ=જણવું), -અધુરે મહિને ગર્ભ પડવો તે ].

**तिरस् છુપાવવું તેઃ**—તિરસ્કાર ( તિરસ્કૃ=ધિક્કારવું, ઠપકો આપવો+અ,-ધિક્કાર; નિંદા ), તિરોધાન ( તિરસ્+ધા=સંતાઇ જવું, ઢાંકવું+ન=ક્રિ. વા. પ્ર.—સંતાઇ જવું તે; બુરખો ), તિરોહિત ( તિરોધા +ત,-સંતાઇ ગયેલું ), તિરોભૂત ( તિરસ્+ભૂ=અલોપ થવું+ત,- અલોપ થયેલો, અદૃશ્ય ).

**श्रत्:**—**શ્રદ્ધા** (શ્રત્+ધા=ભરોસો રાખવો+આ=ક્રિ. વા ના. જા. પ્ર.,-ભરોસો, વિશ્વાસ; ભક્તિ ), **શ્રદ્ધાળુ** ( શ્રદ્ધા+આળુ,-વિશ્વાસુ ), **શ્રાદ્ધ** ( શ્રદ્ધા+અ,-દેવ, પિતૃ નિમિત્ત શ્રદ્ધાથી કરવાનું કર્મ ).

**अलम्+कृ શણગારવું:**—અલંકાર ( શણગાર, ભૂષણ, ઘરેણું; કવિતામાં ઉપમા વગેરે દર્શાવનાર અલંકાર), અલંકૃત ( શણગારેલું ), સાલંકૃત, અલંકૃતિ.

**नमस्+कृ નમવું:**—નમસ્કાર, નમસ્કૃતિ.

**धिक्+कृ ધિક્કારવું:**—ધિક્કાર.

**साक्षात्+ कृ નજરોનજર કરવું:**—સાક્ષાત્કાર.

**चिरम् લાંબોકાળઃ**—ચિરંજીવી ( દીર્ઘાયુ ), ચિરકાળ ( લાંબો કાળ ).

**मिथ्या જૂઠું:**—મિથ્યાવાદ, મિથ્યાવાદી, મિથ્યાભિમાની.



## ફારસી અને અરબી પૂર્વગો.

**ના, બિન** ( ઉર્દૂ, સં. **विना** પરથી ), **બે, લા** ( અરબી ) આ પૂર્વગો નામ કે વિશેષણની પહેલાં આવી અભાવવાચક વિશેષણ બનાવે છે.

**ના નહિઃ—નાદાન** (ના=નહિ+દાન=જ્ઞાન,—જ્ઞાન નહિ તે, મૂર્ખ), **નારાજ** ( રાજી નહિ તે, કોપાયમાન ), **નાપસંદ** ( પસંદ નહિ તે, નામંજૂર ), **નાબૂદ** ( ફા. સમૂળો નાશ ), **નાખુશ** ( ખુશ નહિ તે, દિલગીર), **નાઇલાજ** (ઇલાજ વગરનો, નિરુપાય), **નાઉમેદ** (ઉમેદ—આશા વગરનો, નિરાશ), **નાકબૂલ** (કબૂલ નહિ તે), **નાકૂવ્વત** (કૂવ્વત—બળ વગરનો, અશક્ત ), **નાચાર** ( ચાર—ઇલાજ વગરનો, નિરુપાય; ગરીબ; લાચાર ), **નાપાક** ( પાક—પવિત્ર નહિ તે, અપવિત્ર ), **નાફરમાની** ( ફા. નાફર્માની. ના=નહિ+ફર્માન=હુકમ, આજ્ઞા,—હુકમ ન માનવો તે, અવજ્ઞા ), **નામક્કર** ( નાકબૂલ ), **નામંજૂર** ( નાકબૂલ, રદ ), **નામર્દ** ( મરદ નહિ તે, બાયલો ), **નામુકર** ( નાકબૂલ ), **નામુનાસબ** ( ના=નહિ+અ. મુનાસિબ=યોગ્ય,—અયોગ્ય ), **નામુરાદ** ( મુરાદ—આશાભંગ ), **નાલાયક** ( લાયક નહિ, અયોગ્ય ), **નાવાકેફ** ( અ. વાકિફ—માહિતગાર નહિ તે, અજાણ ), **નાવારસ** ( વારસ વગરનું, ન ધણીઆતું ), **નાહક્ક** ( હક્ક વગર, સબબ વગર, મિથ્યા, નકામું, ગેરવાજબી રીતે ), **નાહિંમત** ( હિંમત વગરનો ).

**बिन વિનાઃ—બિનરોજગાર** ( ધંધા વગર, નવરૂં ); **બિનહરકત** ( હરકત વગર ); **બિનઅપરાધ** ( અપરાધ વગર ), **બિનગુનાહ** ) ગુનાહ—વાંક વગર ), **બિનતકરાર** ( તકરાર વગર ), **બિનવારસ** ( વારસ વગર ), **બિનસમજ** ( સમજ વગર ).

**બે** વિના, ઉલટું, નઠારૂં:—ધો. ૫—**બેડોળ** ( ઘાટ વગરનું, કદરૂપું ), **બેદરકાર** ( ફા. દર્કાર–ગરજ, કાળજી વગરનું ), **બેદિલ** ( દિલ–મન, ખાએશ, ચાહેના વગર; મન ઊઠી ગયું હોય તેવું, નાખુશ, નાઉમેદ, ઉદાસ, દિલગીર ), **બેફિકર** ( ફિકર વગરનું ), **બેભાન** ( ભાન વગરનું, બેશુદ્ધ, બેહોશ ), **બેવુકૂફ** ( અ. વુકૂફ–સમજ, ડહાપણ વગરનો ), **બેશક** ( શક–શંકા વગર, ખાત્રીથી ).

ધો. ૬—**બેચેન** (આરામ વગરનું), **બેદાણા** (દાના–બી વિનાનું), **બેપરવા** ( દરકાર વગરનું, બેતમા ), **બેવફા** ( વિશ્વાસ વગરનું ).

ધો. ૭—**બેઅકલ** (અકલ વિનાનું, મૂર્ખ), **બેઅદબ** (અદબ–વિવેક, મર્યાદા વગરનો; અમર્યાદ, અસભ્ય ), **બેઇમાન** ( ઇમાન–વિશ્વાસ, પ્રામાણિકપણું, ધર્મ વગરનો; વિશ્વાસઘાતી, અપ્રામાણિક, આસ્થા વગરનું ), **બેઇલાજ** ( ઇલાજ વગરનો, નિરુપાય ), **બેકદર** ( અ. કદ્ર–બૂજ વગરનું, ગુણની પરીક્ષા કરી ન જાણે તે ), **બેકરાર** ( કરાર–આરામ વગરનું, માંદું ), **બેકાર** ( કાર–કામ વગરના, નિરુદ્યમી, બેરોજગારી ), **બેકાળજી** ( કાળજી વગરનો ), **બેકેદ** ( અ. કયૂદ-બંધીમાં ન હોય તેવું, અમર્યાદ, ઉદ્ધત ), **બેખબર** ( નાવાકેફ, અજાણ ), **બેગરજ** ( દરકાર વગરનું ), **બેગુનાહ** ( વાંક વિનાનું, નિર્દોષ ), **બેઢંગું** ( ઢંગ વગરનું, વિલક્ષણ ), **બેતકસીર** ( તકસીર–ભૂલ, ગુનાહ વગરનું, નિર્દોષ ), **બેતમા** ( દરકાર વગરનું, બેપરવા, બેફીકરૂં ), **બેતાલ** ( તાલ વગરનું ), **બેદાદ** ( દાદ–ફર્યાદ કોઇ સાંભળે નહિ તે, અંધેર ), **બેધડક** ( ધાસ્તી વગર, હિંમતથી ), **બેનસીબ** ( નસીબ વગરનું, અભાગિયું ), **બેફાટ** ( બે=ઠદપાર+ફાટ=ફાટવું,–બેશરમ, બેફાક, ઉઘાડે છોક ), **બેફામ** ( ફામ–યાદદાસ્ત ન રહી હોય તેવું, ધ્યાન વગરનું, ગાફેલ ), **બેમર્જાદ** ( મર્યાદા

વગરનું, બેશરમ ), **બેમાલૂમ** ( ખબર વિનાનું; અપ્રસિદ્ધ ), **બેમુનાસબ** ( અ. મુનાસિબ–યોગ્ય નહિ તે–અયોગ્ય ), **બેરંગ** ( રંગ વિનાનું; ઘણા રંગનું; બેતાલ ), **બેરત** ( રત વગરનું, અકાલિક ), **બેરોજગાર** ( ધંધા વગરનું, નિરુદ્યમી ), **બેવકર** ( વકર વગરનું, ભારબોજ વગરનું ), **બેવખત** ( વખત વગર, કવખતે ), **બેવચની** ( વચન ન પાળનાર, લબાડ, વિશ્વાસઘાતી ), **બેવારસી** ( જેનો કોઈ વારસ ન હોય તેવું ), **બેશરમ** ( શરમ વગરનું, નિર્લજ ), **બેશુદ્ધ** ( ભાન વગરનો, બેભાન ), **બેસમજ** ( સમજ વગરનું ), **બેસુમાર** ( સુમાર વગરનું, બેહદ, અતિશય ), **બેહક્ક** ( હક્ક વગર ), **બેહોશ** ( હોશ વગર, બેભાન ).

**બેઆબરૂ** ( આબરૂ–માનથી ઉલટું–અપમાન, માનભંગ ), **બેકાયદે** ( કાયદાથી ઉલટું, ગેરકાયદે, ગેરરસ્તે ), **બેદસ્તુર** ( રિવાજથી ઉલટું ), **બેહુરમત** ( અ. હુર્મત–આબરૂ જવી તે, બેઆબરૂ; માનભંગ થવું તે ).

**બેહાલ** ( નઠારી હાલતવાળો ), **બેસ્વાદ** ( સ્વાદ વગરનું; નઠારા સ્વાદનું ).

**લા વિના:**—**લાચાર** ( ચાર–ઇલાજ વગરનો ), **લાઇલાજ** ( ઇલાજ–ઉપાય વગરનો ).

---

## અઘરા સંસ્કૃત ગુજરાતી શબ્દો.

પાછલાં પ્રકરણોમાં વાચનમાળાની છઠ્ઠી સાતમી ચોપડીના નહિ આવેલા શબ્દોની, તથા ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડે તેવા શબ્દોની વ્યુત્પત્તિ નીચે આપી છે.

**ધો. ૬**—**અગ્નિરસ** [ અગ્નિ ( અંજ્=પ્રકાશવું )=દેવતા+રસ,—અગ્નિનો રસ ); **ઉષ્ણકટિબંધ** [ ઉષ્ણ ( ઉષ્=બાળવું )=ગરમ+કટિ=કેડ

+બંધ ( બંધ્+અ )=પટો,–કમરપટા માફક પૃથ્વીનો એક ભાગ, જેમાં સૌથી વધારે તાપ પડે છે તે પ્રદેશ ]; કથની ( કથ્=કહેવું )=કુથલી, નિંદા; કાવ્યકળા [ કાવ્ય ( કવિ+ય )=કવિનું કર્મ–કવિતા+કળા ( કલ્=જવું, ગણવું, ફેંકવું, શબ્દ કરવો+આ,–હુનર ),–કવિતાનો હુનર, નવી કવિતા કરાવવી તે ]; કીર્તન ( કૃત=વખાણવું+અન=ક્રિ. વા. પ્ર. ) =કથન, વચન; કૃત્રિમ ( કૃતિથી નિર્મિત )=બનાવટી, કલ્પિત; ખંડેર ( ખંડ્=ભાગવું )=ભાંગેલું તૂટેલું ઘર વગેરે; ચલાયમાન ( ચલ્=ધ્રૂજવું, જવું )=ચંચળ, અસ્થિર; જર્જર ( જૄ=જીર્ણ થવું) =જૂનું, ખખળી ગયેલું; ધ્યાન ( ધ્યૈ=વિચારવું, ચિન્તન કરવું )=ચિંતન, યોગ, એક તરફ મન લગાડવું તે; પૂજારી ( પૂજ્=પૂજવું )–પૂજા કરનાર; પ્રજાસત્તાક [ પ્રજા ( પ્ર+જન્+આ )=રૈયત+સત્તા ( અસ્=હોવું+ત =ન. કૃ. પ્ર. +તા=પણું )=હયાતી, અધિકાર+ક,–સત્તા છે પ્રજાની જેમાં તે રાજ્ય ]; બહુપગી ( બહુ=ઘણા+પગી=પગવાળા,–ઘણા છે પગ જેને તે, ઘણાપગવાળો ), ભરતી ( ભૃ=ભરવું )=દરિયામાં અથવા તેને લગતી ખાડીમાં જે પાણી વધે છે તે, જુવાળ; ભૂમધ્ય ( ભૂ= પૃથ્વી+મધ્ય=વચ્ચે,–પૃથ્વી–જૂતી ભૂમિની વચ્ચે આવેલો તે નામનો સમુદ્ર; યુગ્મ ( યુજ્=જોડવું+મ ) જોડી; યોદ્ધા ( જોદ્ધો–( યુધ્=લડવું +તૃ=નાર )=લડવૈયો; રાજન્ ( રાજ, રાય, રાવ )–( રાજ્=પ્રકાશવું, રાજ્ય ચલાવવું + અન=ક. વા. પ્ર.,–રાજ્ય ચલાવનાર, રાજા ); વિદ્વાન્ ( વિદ્+વસ્–વાન્ પ્ર. એ. વ.,–વિદ્યા સંપાદન કરેલી હોય તે ), શરીર ( શૄ=હિંસા કરવી, મારી નાંખવું )=મૃત શરીર, કાયા, દેહ; સ્થિર ( થીર )–( સ્થા=ઉભા રહેવું+ઇર=ક. વા. પ્ર.,–ઉભા રહેનાર, અચલ ); હાનિકારક [ હાનિ ( હા=તજવું+તિ=ક્રિ. વા. પ્ર. 'તિ' નો 'નિ' થયો છે )=નુકસાન+કારક ( કૃ + અક )=કરનાર,–નુકસાનકારક ]

ધો. ૭—અંગ ( અગ્=જવું ) શરીર, શરીરાવયવ; અતિથિ

( અત્=જવું, ફરવું ) અભ્યાગત; ઉપનિષદ્ ( સદ્=બેસવું, જવું ) વેદાંતશાસ્ત્ર, એક ઇશ્વરજ્ઞાન; કન્યા ( કન્=ચાહવું ) કુમારી, છોકરી; કલ્પના (કલ્પ્=યોજના કરવી+અના–યોજના, તર્ક); કવિ (કુ=બોલવું) કવિતા કરનાર; કિરણ ( કૄ=ફેંકવું+અન=ક્રિ. વા. પ્ર. ) સીધી લીટીમાં પડતો જે પ્રકાશતે; કીર્ત્તિ ( કૄત્=વખાણવું+તિ=ક્રિ. વા. પ્ર. ) યશ; ગરવી ( ગૄ=જાણવું, છાટવું ) વિશાળ, મોટું; ગુરુ (ગોર)–(ગૄ=બોલવું+ઉ ) શિક્ષક, આચાર્ય; ઘન ( હણ્=હણવું ) નક્કર, કઠણ, ઘટ્ટ; જ્યોતિ ( જ્યુત્=પ્રકાશવું ) પ્રકાશ, તેજ; જ્યોતિષિક (જોશી)–(જ્યુત્=પ્રકાશવું+ઇસ્+ઇક=વાળો ) જ્યોતિષ્ જાણનારો, ખગોળવેત્તા; તરંગ ( તુરંગ )–( તૄ=ઊછળવું ) ઊછળીને ચાલનાર, પાણીનાં મોજાં, પાણીની લહેરો, મનના બુટ્ટા; ત્વચા ( ત્વચ્=ઢાંકવું+આ ) ચામડી; દ્વીપકલ્પ [દ્વીપ (દ્વિ+અપ્–પાણી)=બેટ+કલ્પ=કલ્પવું તે,–લગભગ બેટ, જે જમીન ત્રણ બાજૂએ પાણીથી ઘેરાએલી હોય તે ]; ધીર ( ધૃ–ધીર્=પકડવું+અ,–ધીરજ રાખનાર, ધીરો, વીર, બહાદૂર ); ધ્વનિ ( ધ્વન્=અવાજ કરવો ) અવાજ, રાગ, શબ્દ; ધ્રુવ ( ધ્રુવ્=સ્થિર રહેવું+અ,–અચલ; ચોકસ; ધ્રુવનો તારો ); પત્ની ( પા=પાળવું ) પાળવા યોગ્ય, સ્ત્રી, ભાર્યા; પુરુષપુરાણ [ પુરુષ+પુરાણ=જૂનું,–આદિ પુરુષ, વિષ્ણુ ]; પ્રિય –પિયુ ( પ્રી=ચાહવું ) વહાલું, પતિ, સ્વામી; પ્રેમ ( પ્રી=ચાહવું ) સ્નેહ; ફળદ્રૂપ ( ફલત્=ફળતું+રૂપ,–ફળતું રૂપ છે જેનું તે–રસાળ જમીન ), ભવિષ્ય ( ભૂ=થવું ) આવતા કાળમાં જે બનનાર તે; ભૂમિ (ભોંય)–( ભૂ=હોવું+મિ) જમીન, પૃથ્વી; માળ; મનુષ્ય ( માણસ )–[ મનુ ( મન+ઉ=ક. વા. પ્ર. ) વિચાર કરી શકનાર, માણસજાતનો મૂળ પુરુષ+ષ્ ( આગમ )+ય=અપત્યવાચક પ્રત્યય,–મનુથી ઉત્પન્ન થયેલ, માનવી ], મહાન્ ( મહ્=મોટા થવું ) મોટું; મિત્ર ( મિ=ફેંકવું +ત્ર ) સ્નેહી, દોસ્ત, ભાઇબંધ, સાથી; મૃત્યુ ( મૃ+ત્યુ,–મરવું તે );

**રુચિ** ( રુચ્=ભાવવું) ભાવવું તે, ઇચ્છા, ભૂખ, સ્વાદ; **લક્ષ્મી** ( લક્ષ્=જોવું) ધન, દોલત; શોભા, કાન્તિ; ધનની દેવી; વિષ્ણુની પત્ની; **લિપિ** ( લિપ્=ચોપડવું ) લખેલા અક્ષરો કે લખેલા અક્ષરોની રચના ); **વિશ્વ** ( વિશ્=વ્યાપવું ) જગત ; દશદેવતા; સઘળું; **શિષ્ય** ( શાસ્=શિખવવું, હુકમ કરવો ) શીખનારો, ચેલો; **સત્તા** ( અસ્+ત્+તા ) હયાતી, અધિકાર, બળ, પૈસો; **સત્ય** ( અસ્=હોવું ) સાચું; **સત્ર**–**સત્ર**–યજ્ઞ; **સમકાલીન** ( સમ=સરખા+કાલ=વખત+ઇન,–સરખા વખતવાળા, એક સમયમાં થયેલા ); **સરિતા** ( સૃ=સરવું, વહેવું+ઇત્+આ,–વહેતી નદી ); **સેવિંગ્સબેંક** ( સેવિંગ=બચાવેલું+બેંક=પેઢી,–બચાવેલું નાણું વ્યાજે મૂકવાની પેઢી ); **સ્થળ** ( સ્થા=ઉભા રહેવું+લ ) જગ્યા, ઠેકાણું; **સ્વીકાર** ( સ્વ+કૃ=પોતાનું કરવું, કબૂલ રાખવું+અ,–કબૂલાત, એકરાર ); **હત્યા** ( હન્=મારવું+ત્ય+આ,–ઘાત, પ્રાણહાણ ); **હરિ** ( હૃ=હરવું+ઇ,–હરનાર, વિષ્ણુ ).

**ટ્રેનિંગ કૅાલેજો માટે**—**અકસ્માત્** ( અ=નહિ + કસ્માત્=કોઇથી,–કોઇથી નહિ–અચાનક, એકાએક ), **અંકુર** ( અંક્=નિશાની કરવી+ઉર,–ફણગો ), **અંગન–ણ** ( આંગણું )–( અંગ્=જવું+અન,–ઘરનો આગલો ભાગ), **અંગના** (અંગ=શરીર+ ન+આ,–કલ્યાણકારક અંગવાળી સ્ત્રી), **અદૃષ્ટ** (અદીઠ)–(અ+દૃશ્+ત,–નહિ દીઠેલું–નસીબ), **અન્નકૂટ** (અણકોટ)–( અન્ન,+કૂટ=ઢગલો,–અન્નનો ઢગલો), **અભરાભરણ** ( અભર=દીન+આભરણ=ઘરેણું,–દીનનું ભરણપોષણ કરનાર, દીનદયાળ ), **અભાગિની** ( અભાગણી )–( અ+ભજ્+ઇન્+ઈ,–નથી ભાગ્ય સારૂં જેનું એવી સ્ત્રી ), **અર્ણવ** ( અર્ણસ્=પાણી+વ,–સમુદ્ર ), **અસુર** (અસ્=ફેંકવું+ઉર,–દૈત્ય),* **આયુર્વેદ** ( આયુસ્=જીંદગી+વેદ,–

---

* બૃહદ્ વ્યાકરણમાં ‘ અસ્ ’ ધાતુ લીધો છે. અમરસાર કોશના ૭ મા શ્લોકમાં નસુરઃ=અસુરઃ કર્મધારય સમાસ લીધો છે.

વૈદકશાસ્ત્ર), ઉત્થાપન (ઉથાપન)–(ઉદ્+સ્થાપ્=ઉત્થાપ્=ઉઠાવવું+અન, –ઉઠાડી લેવું તે), ઊર્ધ્વરસ (ઊધરસ)–(ઊર્ધ્વ=ઊંચે+રસ,–કફ), ઉષ્ણકાલ (ઊનાળો)–(ઉષ્ણ=ઊનું+કાળ=વખત,–ગરમીનો વખત), ઔરસ (ઉરસ્=પેટ+અ,–પેટે પેદા કરેલો, પરણેલી સ્ત્રીથી ઉત્પન્ન થયેલી સંતતિ).

કુંચન (કંચ્+અન,–પ્રકાશનાર, સોનું), કુંજર (કુંજ=હાથી-દાંત+ર=વાળો,–હાથી), કુમાર (કુંવર, કુંવારો)–(મૃ ધાતુનો મૂળ અર્થ 'નબળા હોવું' તે પરથી–છોકરો, રાજાનો પુત્ર), ખડ્ગ (ખડગ) –[ખ+ગ (ગમ્+અ),–નાશ કરનારૂં હથીઆર, એક જાતની તરવાર], ગણેશ (ગણ=શિવના ગણ+ઈશ=ધણી,–શિવની સેનાનો ઉપરિ –ગણપતિ), ગરુડગામી (ગરુડ+ગમ્+ઇન્,–ગરુડપર બેસી જનાર-વિષ્ણુ), ગલ (ગળું)–(ગલ્+અ,–ગળનાર), ગલ્લ (ગાલ)–(ગલ્= ગળવું), ગલન (ગલણું)–(ગલ્+અન,–ગળવાનું સાધન), ગૃહિણી (ઘરૂણી)–(ગૃહ્+ઇન્+ઈ,–પકડનારી, ભાર્યા, સ્ત્રી), ગોરસ (ગોરસું) –(ગો=ગાય+રસ,- ગાયના દૂધનું દહિં).

ચતુર (ચત્=માગવું+ઉર,–નિપુણ, હોશિયાર), ચરણામૃત (ચરણ+અમૃત,–ચરણનું અમૃત, પગ ધોયેલું પાણી), ચરણારવિંદ [ચરણ+અરવિંદ (અર–પૈડાના આરાની માફક પત્રોને મેળવે તે)= કમળ,–ચરણ એજ કમળફૂલ], ચર્વણ (ચવેણું)–(ચર્વ્+અન,–ચાવવું તે), ચિતા (ચિ+ત+આ,–ઢગલો કરેલો, મુડદાને બાળવા સારૂ લાકડાનો ઢગલો કરેલો હોય તે, ચેહ), જનાર્દન (જન+અર્દ=પીડવું+ અન=નાર,–વિષ્ણુ), જયદ્રથ (જયત્=જિતતો+રથ,–જિતતો છે રથ જેનો, દુર્યોધનનો બનેવી, સિંધ દેશનો રાજા).

તરી (તૃ=તરવું) હોડી, જળમાર્ગ; તરુણ (તૃ=ફૂટી નીકળવું) જુવાન; તરુણી (જુવાન સ્ત્રી); તદ્રૂપ (તત્=તે+રૂપ,–તેના જેવુંજ);

**ત્રાતા** ( ત્રા=રક્ષણ કરવું+તૃ,–રક્ષણ કરનાર, વડીલ ); **દંત** ( દાંત )–( દમ્=દાબવું ); **દર્પણ** ( દર્પ્+અન,–અહંકાર કરનાર, આરસી ); **દલન** ( દળાણું–દયણું )–( દલ્+અન,–દળવું તે ); **દશકંઠ** ( દશ છે કંઠ જેને, રાવણ ); **દંશ** ( ડંસ, ડાંસ )–( દંશ્+અ,–કરડનાર, ડાંસ; કરડવું તે–દંખ ); **દિવસ** ( દિવ્+અસ,–પ્રકાશવું તે, દિન ); **દીપાલી** ( દિવાળી )–( દીપ=દીવો+આલી=હાર,–દીવાની હાર ); **દેવર** ( દિવ્=પ્રકાશવું ) પતિનો નાનો ભાઇ; **દ્યૂત** (જૂઉં)-( દિવ્=જુગાર રમવો+ત=ભૂ. કૃ. પ્ર.,–જુગાર ); **દ્વિપ** ( દ્વિ=બે+પ=પીનાર,–સૂંઢ અને મોંથી પાણી પીનાર, હાથી ); **ધનંજય** ( ધનને જિતનાર, ધન મેળવનાર, અર્જુન ); **ધનુર્વેદ** ( ધનુસ્=ધનુષ્ય+વેદ,–ધનુષ્યની વિદ્યા ); **ધનુસ્** ( ધન્=શબ્દ કરવો, અનાજ પેદા કરવું, મારી નાંખવું+ઉસ્,–મારી નાંખનાર, કમાન, ધનુષ્ય ); **ધમન** ( ધમણ )–( ધ્મા+અન,–ધમનાર, ફૂંકણી ); **ધાવક** ( ધોબી )–( ધાવ્+અક,–ધોનાર); **નદી** ( નદ્=શબ્દ કરવો,–પાણીનો પ્રવાહ ); **નર** ( નૃ=લઇ જવું+અ,-મનુષ્ય, માણસ ); **નારી** ( નર+અ+ઈ,–નરની ધર્માર્થક પત્ની ); **નનંદૃ**–નનંદા (નણંદ)–(ન+નંદ્=ખુશ થવું,–ખુશ ન થાય તે. )

**પદવી** ( પદ્=મેળવવું ) હોદ્દો; **પદ્મિની** ( પદમણી )–( પદ્=મેળવવું, પ્રથમ વર્ગની સ્ત્રી, ઘણી સુંદર સ્ત્રી ); **પર્વણી** ( પર્વ્+અન+ઈ,–અમાસ અને પુનેમ; કેમકે એ દિવસે દરિયામાં મોટી ભરતી આવે છે ); **પર્વત** ( પર્વ્=ભરવું ) ગિરિ, ડુંગર, પહાડ; **પશુ** ( દશ્=જોવું+ઉ,–સર્વને સરખાં જુએ તે, વિવેક રહિત, જનાવર ); **પ્લવંગમ** (પ્લવં=કૂદકો+ગમ્+અ,–કૂદકો મારીને ચાલનાર, વાંદરો; એક જાતનો છંદ ); **પાણિગ્રહણ** ( પાણિ=હાથ+ગ્રહ્+અન,-હાથ પકડવો, પરણવું ); **પાદરક્ષક** ( પગરખું )–( પાદ–પગનું રક્ષણ કરનાર ); **પારિભાષિક**

( પરિભાષા=અમુક શાસ્ત્રના સાંકેતિક બોલ+ઇક,–સંકેતનો શબ્દ ); **પુનિત** ( પૂ+ઇત,–પવિત્ર ); **પુરાણ** ( પુરા=પહેલાં, પૂર્વે;–પહેલાનું, જૂનું, ભૂતકાળનો ઇતિહાસ લખ્યો હોય એવું પુસ્તક ); **પૃથિવી** ( પૃથ્=નાંખવું, લંબાવવું, મોકલવું ) પૃથ્વી, ધરા, જમીન; **પૃથુક** ( પહોંક–પહુંઆ )–( પૃથ્=ખુલ્લું થવું ); **પૈત્રિક** ( પિત્રાઇ )–( પિતૃ +ઇક,–કાકાનાં છોકરાં ); **પ્રજાપતિ** [ પ્રજાના ધણી, પ્રજાને પાળનાર, રાજા; પ્રજાને ઉત્પન્ન કરનાર–બ્રહ્મા; વિશ્વકર્મા ( દેવનો સુથાર ); દક્ષ વગેરે દશ પ્રજાપતિ ( મરીચિ, અંગિરસ્, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, પ્રચેતસ, વસિષ્ઠ, ગૌતમ, ભૃગુ, અને નારદ; એ દશ પ્રજાપતિમાંથી દરેક ) ]; **પ્રતિચ્છાયા** ( પડછાયો )–(પ્રતિ=સામું+છાયા,–સામો છાંયો, ઓળો); **પ્રતિવાસી** ( પડોસી )–(પ્રતિ+વસ્+ઇન્,–જોડે વસનાર ); **બધિર** ( બહેરો )—(બધ્=તિરસ્કાર કરવો+ઇર,–કાને નહિ સાંભળનાર ); **બુભુક્ષા** ( ભૂખ )–(ભૂજ્ ધાતુ બેવડાયો છે, ખાવાની ઇચ્છા); **ભ્રમર** (ભમરો) –( ભ્રમ્+અ (આગમ)+ર,–ભમનાર); **ભાગવત** (ભગવત્+અ,–ભગવત્ સંબંધી, અઢાર પુરાણમાંનું એક પુરાણ ); **ભામિની** ( ભામ્=ગુસ્સે થવું+ઇન્+ઇ=ગુસ્સાવાળી સ્ત્રી, સુંદર જુવાન સ્ત્રી, કામિની ); **ભારતી** ( ભારત=ભરતખંડ+ઈ=ના. જા. પ્ર.,–ભરતખંડમાં ઉત્પન્ન થએલી, તેનું રક્ષણ કરનાર દેવી, સરસ્વતી; વાચા, વાણી); **ભિક્ષાહારી** ( ભિખારી )–(ભિક્ષા+આહારી,–ભીખ માગીને ગુજરાન ચલાવનાર ); **ભૌમિક** ( ભોમિયો–ભૂમિયો )–( ભૂમિ+ઇક,–પૃથ્વીનું; રસ્તો દેખાડનાર; વળાવો ); **મતંગ** ( માતંગ )–[ મત ( મન્+ત )+ગ,–ઇચ્છા પ્રમાણે ચાલનાર, હાથી ]; **મદિરા** ( મદ્+ઇર+આ,–ગાંડા કરનાર, દારૂ ); **મદિરાક્ષી** ( મદિરા=ખંજન પક્ષી+અક્ષિ=આંખ,–ખંજન પક્ષીની આંખ જેવી છે આંખ જેની એવી, મોહિની આંખવાળી સ્ત્રી); **મંદિર**

( મંદ્=સ્તુતિ કરવી+ઇર ); **મરુ** ( મૃ=મરવું+ઉ,-જેને વિષે પ્રાણીઓ મરણ પામે તે, મારવાડ ); **મર્દન** ( મૃદ્+અન,-મર્દન કરવું, ઘસવું; દળવું ); **મસ્તક** ( મસ્=વિકાર પામવો, તોળવું,-માથું, ટોચ, શિખર ) **મહામારી** ( મહા=મોટી+મૃ=મરવું+અ,+ઈ.-મોટી મારી નાખનારી, મરકી, કોલેરા ), **મહિલા** ( મહ્=પૂજવું+ઇલ+આ-મદવાળી સ્ત્રી; નારી, બાયડી ); **મહિષી** ( મહ્=મોટા થવું.-ભેંસ, પટરાણી ), **મારુતિ** [ મરુત્ ( મૃ=મરવું ) =વાયુ+ઇ.-મરુતથી ઉત્પન્ન થયેલા તે-હનુમાન્ ]; **માલા** ( મલ્લ=ધારણ કરવું+આ,-હાર, એરખો); **મુનિ** ( મન્+ઇ,-વિચાર કરનાર, ચૂપ રહેનાર, ધ્યાન ધરનાર, જોગી ); **મૃગ** ( મૃગ્=શિકાર કરવો+અ,-શિકાર કરવાનું પશુ-હરણ ), **મોક્ષ** ( મોક્ષ્=છૂટકો કરવો+અ,-છૂટકો, મુક્તિ, નિર્વાણ ); **મોદક** (મોદિક)-( મુદ્+અક,-ખુશ કરનાર, લાડુ ).

**યાજ્ઞિક** ( જાની )-( યજ્ઞ+ઇક,=યજ્ઞ કરનાર ); **યામાતૃ** (જામાત-જમાઇ)-(જાયા=પત્ની+મા=માપવું+તૃ=જાયાને માપે તે ); **રજસ્વલા** ( રજસ્+વલ=વાળું+આ,-સ્ત્રીરજ-અટકાવ-ઋતુવાળી સ્ત્રી ); **રત્ન** ( રતન )-( રમ્+ન,-પ્રસન્ન કરનાર, મોતી; ઝવેરાત ); **રાક્ષસ** ( રક્ષ્+અસ,-બલિદાનનું જેનાથી રક્ષણ કરવું જોઇએ તે, દૈત્ય, પિશાચ ); **રાજવી** (રાજ્ય+વિન્=વાળો,-ભાગ્યશાળી પુરુષ ); **રાવણ** ( રુ=બૂમ પાડવી+અન,-બૂમ પાડનાર, લંકાનો રાક્ષસ રાજા ); **રાષ્ટ્ર** ( રાજ્+ત્ર, રાજાને પ્રકાશવાનું સાધન-મુલક, દેશ ); **લક્ષ્મણ** ( લક્ષ્મી+અન=વાળો, -ભાગ્યશાળી, રામનો નાનો ભાઇ); **લાક્ષણિક** (લક્ષણા+ઇક,-લક્ષણાથી એટલે કાંઇ સંકેતથી ઉત્પન્ન થયેલો અર્થ. શબ્દમાંથી નીકળતો અર્થ **વાચ્યાર્થ** કહેવાય છે, અને વાચ્યાર્થ સાથે જોડાએલો અર્થ તે **લક્ષ્યાર્થ.** ઉદા.—અભણ અંધ છે; એ ઠેકાણે 'અંધ' નો લક્ષ્યાર્થ 'અંધ જેવા' છે);

**લાભન** ( લાહણ–લાહણું )–(લભ્+અન,–મેળવવું તે ); **લોકાયત** [ લોક=જોવું તે+આયત ( આ+યમ્+ત )=રોકાયેલું,–જોવામાં–પ્રત્યક્ષ-માંજ જેનું જ્ઞાન રોકાઇ રહેલું છે તે. ચાર્વાક મત પ્રમાણે ચાલનાર, નાસ્તિક મત ]; **વક્ત્ર** ( વચ્+ત્ર,–બોલવાનું સાધન–મોંઢું ); **વરુણ** (વરુણી)–( વૃ=ઢાંકવું+ઉણ=ક. વા. પ્ર.=,પૃથ્વીને ઢાંકનાર, પાણી, સમુદ્ર, સમુદ્રનો દેવ; યજ્ઞને માટે બ્રાહ્મણની પસંદગી); **વર્તુલ** (વૃત્+ઉલ,–વળવું તે, ગોળાકાર ); **વહ્નિ** (વહ્+નિ=ક. વા. પ્ર.–( હોમેલું) લઇ જનાર, અગ્નિ ); **વ્યતીત** ( વીતવું )–[ વ્યતી ( વિ+અતિ+ઇ )=છૂટું પડવું, પસાર કરવું, પાછળ મૂકવું+ત,–મૂકી દીધેલું, ગયલું, મુવેલું ); **વ્યતિ-પાત** ( વતિપાત )–( વિ+અતિ+પત્+અ,–સૂર્યનું મેષ અને તુલા-રાશિનું થવું તે વ્યતિપાત યોગ કહેવાય છે); **વામમાર્ગી** (વામ=ડાબું +માર્ગ્+ઇન્,–દેવીનું ડાબે હાથે પૂજન કરનારા, શાક્ત ); **વાસ્તુપૂજન** ( વાસ્તુ–ઘરનું પૂજન ); **વીર્ય** ( બીજ, બી )–(વૃ+ય,–રક્ષણ કરનાર, શક્તિ, પુરુષપણું; દઢતા, પ્રભાવ ); **વૈરાગ્ય** ( વિરાગ+ય,–સંસાર પર પ્રીતિ ન રાખવાપણું ).

**શકુન** ( સુકન )–( શક્+ઉન,–શક્તિમાન થવું તે, શુભાશુભ–સૂચક ચિહ્ન ); **શેષશાયી** (શેષ+શી+ઇન્,–શેષનાગ પર સુનાર, વિષ્ણુ); **શ્મશાન** ( શ્મન્=શબ+શી=સૂવું;–શબ શયન કરે છે જેને વિષે તે); **સરજનહાર**(સૃજ્=પેદા કરવું) પેદા કરનાર; **સાંખ્ય**(સમ્+ખ્યા=વિચારી-ને કહેવું+આ+અ–વિચારીને કહેનાર–સિદ્ધાંત બતાવનાર. છ શાસ્ત્ર–દર્શ-નમાંનું એક. છ શાસ્ત્રનાં નામ–બે ન્યાય ( ગૌતમકૃત અને કણાદકૃત), બે મીમાંસા ( જૈમિનિકૃત પૂર્વ મીમાંસા અને વેદવ્યાસકૃત ઉત્તર મી-માંસા અથવા વેદાંત ), કપિલકૃત સાંખ્ય એમાં પ્રકૃતિ, પુરુષ અને તત્ત્વનું વર્ણન છે, અને પતંજલિકૃત યોગશાસ્ત્ર ); **સાયુજ્ય** (સ+

યુજ્+ય,—સાથે—ઇશ્વર સાથે જોડાઇ જવું, એ નામની સૌથી મોટી મુક્તિ); **સાવિત્રી** (સવિતૃ=સૂર્ય; સૃષ્ટિકર્તા; શિવ;+અ+ઈ,—બ્રહ્માની પત્ની; પાર્વતી; ગાયત્રી); **સુભાગિની** (સુહાગણ)—(સુ+ભજ્+ઇન્+ઈ,—સારા ભાગ્યવાળી; એથી ઉલટો શબ્દ **દુર્ભાગિની** (દુહાગણ) (નઠારા ભાગ્યવાળી સ્ત્રી); **સુભાષિત** (સુ+ભાષ્+ઇત,—સુંદરવાણી; રસાલંકૃત છૂટક કવિતા); **સ્વામી** [સ્વ+આમિન્=વાળો,—અધિપતિ, પતિ].

---

## ખંડ ૩ જો. (ધો. ૫—૬—૭—ટ્રેનિંગ કૉલેજો માટે).

આ પ્રકરણમાં ગુજરાતી ભાષામાં વપરાતા સાધારણ અરબી, ફારસી શબ્દો આપેલા છે, તે તેનાં મૂળ, અર્થ તથા શુદ્ધ સ્વાગણ જાણવા માટે ઉપયોગી થશે.

### અરબી, ફારસી શબ્દો.

અરબી ને ફારસીમાં 'એ', 'ઓ', 'ઐ', 'ઔ' નથી, પણ અનુક્રમે 'ઈ', 'ઊ', 'અય્', 'અવ્' છે. 'એ', 'ઓ', 'ઐ', 'ઔ' ઉર્દૂમાં છે.

**ધોરણ પાંચમા માટે**—**ખુદા** (ફા.) દુનિયાનો માલિક, પ્રભુ. **ખુદાવંદ** (ફા.) પ્રભુ. મોટા દરજ્જાવાળાને અરજ કરતાં વપરાય છે. **ખૂનરેજી** (ફા.) કતલ. **જનાનો** (ફા.જનાના) ઓઝલમાં રહેતાં બૈરાં; જનાનખાનું, રણવાસ. **જનાવર** (ફા. જાનવર) જાન=જીવ+વર=વાળાં,—માણસ સિવાયનાં પ્રાણી. **જહાંપનાહ** (ફા.) દુનિયાનું રક્ષણ કરનાર. આ શબ્દ રાજા અમીરને બોલાવતી કે લખતી વખતે વપરાય છે. **જાનમાલ** (ફા. જાન=જીવ+અ. માલ) જાન અને માલ. **જાહોજલાલી** (ફા., અ. જાહોજલાલ) મોટાઇ. **તખ્તેતાઉસ** (ફા. તખ્ત+અ. તાવૂસ=મોર) મયૂરાસન. **નિમકહરામ** (ફા.-

નમક=મીઠું, લૂણ+હરામ=અયોગ્ય,–જેનું લૂણ ખાધું હોય તેનું ભૂરૂં કરનાર; કૃતઘ્ન ), એથી ઉલટો શબ્દ **નિમકહલાલ** ( નિમક+હલાલ= ગ્યોગ્ય,–જેનું લૂણ ખાધું હોય તેનું ભલું કરનાર; કૃતજ્ઞ ). **પંજાબ** ( ફા. પંજ=પાંચ+આબ=પાણી,–પાંચ નદી વચ્ચેનો પ્રદેશ ). **મુલાઇમ** ( અ. ) નરમ, કુમળું, સુંવાળું ને પોચું.

ધોરણ છઠ્ઠા માટે—**અદાલત** ( અ. અદલ=વાજબી તે પરથી ) ઇન્સાફ કરવાનું ઠેકાણું, ન્યાયમંદિર. **અમલ** ( અ. ) અધિકાર. **અમીર** ( અ. ) જેને સરકાર તરફથી જાગીર વગેરે મળ્યું હોય તે, સરદાર. **અરજ** ( અ. અર્જ ) વિનતિ, પ્રાર્થના. **આગા** ( ફા. ) સાહેબ, ધણી, શેઠ, મિસ્ટર. હિંદુસ્તાનમાં ઇરાનના લોકોને આગા કહી બોલાવવાનો ચાલ છે. **આબરૂ** ( ફા. આબ્રૂ. આબ=પાણી+રૂ= મોં ) મોંનું પાણી, ખ્યાતિ, માન, પ્રતિષ્ઠા. **આબાદાની** ( ફા. ) ચઢતી દશા, ઉત્કર્ષ. **આબોહવા** ( ફા. આબ=પાણી, 'વ'=અનેનો 'ઉ' થઇ સંધિ થઇ, હવા ) પાણી અને હવા, હવાપાણી. **આલીશાં** ( અ. આલી+શાન=પ્રતિષ્ઠા ) મોટી પ્રતિષ્ઠાવાળો. **ઇનાયત** ( અ. ) મહેરબાની, પ્રીતિની નિશાનીમાં જે બક્ષિશ આપેલું તે. **ઉમદા** ( અ. ઉમ્દા) શ્રેષ્ઠ. **કબજો** ( અ. કબ્જા ) તાબે, હવાલો. **કબર** ( અ. કબ્ર ) ઘોર, સમાધ. **કાનૂન** ( અ. ) કાયદો, રિવાજ. **કારકિર્દી** ( ફા. કાર્કર્દગી ) કારભારીપણું. **કુદરત** ( અ. ) ઈશ્વરની શક્તિ, ઈશ્વરે બનાવેલાં કામ, પ્રકૃતિ. **કેફ** ( ફા. કયૂફ ) ભાંગ, દારુ વગેરે વસ્તુમાં રહેલ ગુણ તે, ઘેન. **કૈસરેહિંદ** ( ફા. ) હિંદુસ્તાનનો કૈસર. કૈસરનું મૂળ તો સંસ્કૃત કેસરી એટલે સિંહજ જણાય છે. ફારસી ભાષામાં એ અર્થની સાથે મોટા પાદશાહ એવો ભાવ પણ થાય છે. ઇરાનના જૂના પાદશાહો કૈસર કહેવાતા, લાટીન ભાષામાં કાએસર

અથવા અંગ્રેજીમાં અપભ્રંશરૂપે સીઝર જે બોલ બોલાય છે તે પણ મૂળે આજ શબ્દ છે. ફારસીમાં આ શબ્દ જાતિરહિત છે તેથી સ્ત્રી કે પુરુષ બંનેને સામાન્ય રીતે લાગુ પડે છે. **ખજાનો** (અ. ખજીના કે ખજાના) દોલત, ગલ્લો. **ખલીફા** (અ.) મુહંમદ પેગમ્બર પછી તેમની ગાદી ચલાવનારમાંના એકેક. **ખાવિંદ** (ફા.) માલિક, ધણી, પ્રભુ, ભરથાર. **ખિલત** (અ. ખિલ્અત) સરપાવ. **ખુશ્કી** (ફા.) જમીનનો રસ્તો, એથી ઉલટો શબ્દ **તરી** (ફા.) જળમાર્ગ. **ખૂન** (ફા.) લોહી, જીવથી મારી નાંખવું તે, ઘાત. **ચોબદાર** (ફા. ચોબ્દાર) છડીદાર. **તખ્તનશીન** (ફા. તખ્તનિશીન) તખ્તે–ગાદીએ–બેસનાર. **તકાવી** (અ.) સરકારે ખેડુતોને જમીન સુધારવાને મદદ દાખલ અગાઉથી જે નાણું ધીર્યું હોય તે. **તવંગર** (ફા. તવાંગર. તવાન્=શક્તિ+ગર=વાળો,–શક્તિવાળો, પૈસાદાર). **તહ** (ફા.) સલાહનો કરાર. **તાલેવર** (અ. તાલિઅ=નસીબ+ફા. વર=વાળો) નસીબવાળો. **દરિઆફ્** (ફા. દર્યાફ્ત) કારણ સાથે મનમાં નક્કી કરવું તે, વિચાર. **દિલગીર** (ફા. દિલ્ગીર) શોકાતુર. **દીવાને આમ** (અ. દીવાનિ આમ) સાધારણ લોકની સભા. **દીવાને ખાસ** (અ. દીવાનિ ખાસ) અમીર લોકની સભા. **દૂર્બીન** (ફા.) દૂરની વસ્તુ દેખાડનાર યંત્ર. **નમાજ** (અ.) બંદગી. **ફેર્માન** (ફા.) હુકમ, આજ્ઞા. **ફેર્યાદ** (ફા.) અરજ. **બરકત** (અ.) ફાયદો. **બેગમ** (ફા. બેગ–અમીરની સ્ત્રી, રાણી). **મશહુર** (અ.) જાહેર. **વફાદાર** (અ. વફા+ફા. દાર પ્રત્યય) વિશ્વાસુ. **વિલાયત** (અ.) જન્મભૂમિ, અંગ્રેજોનું વતન. **સદર** (અ. સદ્ર) ઉપરનો. **સદરહુ** (અ. સદ્રહુ) મજકૂર, ઉપરનો. **સલ્તનત** (અ.) સુલતાની, બાદશાહી. **હમામ** (અ. હમ્મામ) નહાવું.

**ધોરણ સાતમા માટે—અલ્લાહ** ( અ. ) ખુદા, પરમેશ્વર. **આબેહુબ** ( અ. હુબહુ ) અસલ હોય તેવુંજ. **ઉરફે** ( અ. ઉર્ફ ) બીજે નામે. **ઓલાદ** ( અ. અવ્લાદ ) વંશ. **કતલ** ( અ. કત્લ ) હથિયારથી ઘાતકીપણે મારી નાંખવું તે, ખૂનરેજી. **કદાવર** ( અ. કદ=શરીરની લંબાઇ+ફા. આવર=વાળો ) જબરો. **કવાઇદ** ( અ. ) ડ્રિલ. **કાજી** ( અ. કાઝી ) કુરાનના ફર્માન મુજબ ઇન્સાફ કરનાર અધિકારી.**જામદારખાનું** ( ફા. ) જવાહીર, ઘરેણાં, વસ્ત્ર વગેરે રાખવાનો ઓરડો, સરકારી તિજોરી. **દસ્કત** ( ફા. દસ્ત=હાથ + અ. ખત =લખાણ ) પોતાના હાથના અક્ષર. **દોલત** ( અ. દવ્લત ). **નીમે** ( ફા. નીમા ) અર્ધો. **નૂર** ( અ. ) તેજ. પરવા ( ફા. પર્વા ) દરકાર. **પાયમાલ** ( ફા. ) નાશ પામેલું. **બક્ષિશ** ( ફા. ) ઇનામ. **મગરૂર** ( અ. મગ્રૂર ) ગર્વિષ્ઠ, અભિમાની. **મગરૂબ** ( ફા. ) આથમેલું. **મુલ્કી** ( અ. ) મુલક સંબંધી, જમાબંદીને લગતું. **હકૂમત** ( અ. હુકૂમત ) અમલ, સત્તા.

ટ્રેનિંગ કૉલેજો માટે—**અકબર** ( અ. ) ઘણો મોટો. **અકલ** ( અ. )=બુદ્ધિ. **અખતરો** ( અ. ઇખ્તિરા ) પ્રયોગ, શોધ. **અખત્યાર** ( અ. ઇખ્તિયાર ) અધિકાર. **અખબાર** ( અ. ) સમાચાર, વર્તમાનપત્ર. **અગર** ( ફા. ) જો, અથવા, પણ. **અજતરફ** ( ફા. અજ= થી+અ. તરફ ) તરફથી. મોટા અધિકારી નાના અધિકારીને લખતાં વાપરે છે. **અજબ** ( અ. ) આશ્ચર્યકારક. **અજમાયેશ** ( ફા. આઝમાયિશ ) તપાસ, અટકળ. **અદના** ( અ. અદ્ના ) નીચ, કંગાલ. **અદબ** ( અ. ) વિવેક. **અદા** ( અ. ) અમલમાં આણવું તે, પૂરું કરવું તે, નખરાં કરવાં. **અદાવત** ( અ. ) વેર. **અનામત** ( અ. અમાનત ) થાપણ. **અનાર** ( ફા. ) દાડમ. **અફરાતફરી** ( અ. ઇફ્રા-

તતક્રીત ) ગરબડસરબડ. **અફલાતૂન** ( યુ. ) ગ્રીક તત્ત્વવેત્તા પ્લેટોનું નામ છે. ઘણા આગ્રહી માણસને ઠપકો આપતાં આ બોલ વપરાય છે. **અફવા** ( અ. ) ઊડતી ખબર. **અફસોસ** ( ફા. ) શોક. **અબ-રક** ( અ. અબ્રક, સં. માં અભ્રક ). **અબલક** ( અ. ) કાબરચીતરો, કાળો યા લાલ અને સફેદ પગવાળો ઘોડો. **અમનચમન** ( અ. અમ્ન=ચેન+ફા. ચમન=બગીચો ) ચેનબાજી. **અમીન** ( અ. ) મુન-સફ, વિશ્વાસુ. **અલ્ગાર** ( અ. ) મોટાના અર્થમાં વપરાય છે. **અલ-ફાઉ** ( અ. આલુફ્તા ) નકામું, મફતિયું. **અલબત** ( અ. અલ્બત્તા ) ખરેખર. **અલા-ઉલ-દ્દીન** (અલા=સાધન+ઉલ્=નો, ષષ્ઠીનો પ્રત્યય+દીન= ધર્મ,–ધર્મનું સાધન. **અલાયદું** ( અ. અલાહિદા ) જુદું. **અલ્લાહ અકબર** ( ઘણો મોટો ) પરમેશ્વર ઘણો મોટો છે. **અવાજ** ( ફા. આવાઝ ) ધ્વનિ, નાદ. **અવ્વલ** ( અ. ) પહેલો, મુખ્ય. **અવલકા-રકુન**=પહેલો કારકુન. **અવ્વલમંજલ** ( અ. અવ્વલ મંજિલ ) શબને દફનાવવાની ક્રિયા કરવી તે. **અશ્રફી** ( અ. ) મહોર. **અશ્રાફ** ( અ. ) સાલસ, ઇમાનદાર. **અસલ** ( અ. અસ્લ ) અવ્વલ, જૂનું, સાચું, ખાનદાન. **અસીલ** ( અ. ) કુલીન, સાલસ, જેની વતીનો વકીલ તે–વાદી કે પ્રતિવાદી.

**આઇન** ( ફા. ) કાયદો. **આઇને અકબરી**=અકબરના કાયદાનું પુસ્તક. **આઇના** ( ફા. ) આરસો. **આકીન** ( અ. યકીન ) વિશ્વાસ, આસ્થા. **આખુંદજી** ( ફા. અખુંદજી અથવા આખુનજી ) શિક્ષક, મહેતાજી. **આગાહી** ( ફા. ) જાણ થવી તે. **આજમ** ( અ. આઝમ ) ઘણો મોટો. સરકારી કામદારના નામની સાથે માન દાખલ જોડાય છે. **આજિજી** ( અ. ) કાલાવાલા. **આતશ** ( ફા. આતિશ ) દેવતા. **આતશબાજી** ( ફા. ) દારૂખાનું. **આદત** ( અ. ) ટેવ. **આદમ**

( અ. ) આ દુનિયામાં સૌથી પહેલો જે પુરુષ પેદા થયો તે. **આફત** ( અ. ) આપદા. **આફતાબ** ( ફા. ) સૂર્ય. **આફ્રીન** ( ફા. ) શાબાશ છે! **આબ** ( ફા. ) પાણી. **તેજાબ**=ગંધક, સુરોખાર વગેરેના જે ગરમ રસ તે. **આબકારી** ( ફા. આબ્કારી ) દારુ ગાળવાનું કામ. **આબખોરો** ( ફા. આબ્ખોરા ) પડઘીવાળું તે પહેળા મોંઢાનું પાણી પીવાનું એક વાસણ. **આબદાગીરી** ( ફા. આફતાબ્ગીરી ) સવારીમાં રાજા–કારભારીને માથે જે છત્ર ધરવામાં આવે છે તે. **આમ** ( ફા. ) સાધારણ લોક. **આમનીસભા**=સાધારણ લોકની સભા. **આમદાની** ( ફા. આમ્દાની ) આવક, પેદાશ. **આમીન** ( હિબ્રુ ) થાઓ, હો, અસ્તુ. **આયંદા** ( ફા. ) હવે પછી. **આર્જૂ** ( ફા. ) ઇચ્છા. **આલમ** ( અ. ) દુનિયા. **આલીજા઼** ( અ. આલી=મોટી+ફા. જાહ=પદવી ) મોટી પદવીવાળો. **આશકમાશૂક** ( અ. આશિકમાશૂક ) એકમેકને ચાહનાર સ્ત્રીપુરુષો. **આશ્કારા** ( ફા. ) ઉઘાડું, જાહેર. **આસ્માન** ( ફા. ) આકાશ. **આશાઇશ** ( ફા. ) આરામ. **આસાનકેદ** ( ફા. આસાન=સુગમ+અ. કય્દ=કેદ ) હલકી સજા.

**ઇકરાર** ( અ. ઇક્રાર ) ખાતરીથી બોલવું તે, સોગન લઇને જે સાક્ષી આપવી તે. **ઇખલાસ** ( અ. ) ઘણીજ દોસ્તી. **ઇજ્જત** ( અ. ) આબરૂ, માન, પ્રતિષ્ઠા. **ઇજ્જત આસાર** ( અ. ) આબરૂદાર. આબરૂદારના નામની પહેલાં એ શબ્દ લખાય છે. **ઇજન** ( અ. ઇઝ્ન ) નોતરૂં. **ઇજારો** ( અ. ઇજારા ) માત્ર અમુકજ વહીવટ કરે તેવો સનદી હક, કૉન્ટ્રાક્ટ લેવો તે. **ઇતબાર** ( અ. ઇઅતિબાર ) વિશ્વાસ. **ઇત્તિફાક** ( અ. ) બનાવ. **ઇન્કાર** ( અ. ) ના પાડવી તે, નિષેધ. **ઇન્સાન** ( અ. ) માણસજાત. **ઇન્સાફ** ( અ. ) ન્યાય. **ઇન્તિખાબ** ( અ. ) ટૂંકામાં જે મતલબ તે. **ઇન્તિજાર** ( અ. )

આતુર, અધીર. **ઇનામ** ( અ. ) બક્ષિશ, પારિતોષિક. **ઇબારત** ( અ. ) લખવાની ઢબ. **ઇમલો** ( અ. ઇમ્લા ) ભોંયતળિયા સિવાયની તે ઉપરની બાંધેલી ઈમારત તે. **ઈમામ** ( અ. ) કાજી, મુલ્લા. **ઇમારત** ( અ. ) ગૃહ. **ઇરાદો** ( ફા. ઇરાદા ) વિચાર. **ઇલમ** ( અ. ઇલ્મ ) વિદ્યા, કળા, જાદૂ. ઇલાજ. **ઇલાકો** ( ફા. ઇલાકા ) સંબંધ, હક, હકૂમત. **ઇલાજ** ( અ. ) ઉપાય. **ઇલકાબ** ( અ. અલ્કાબ ) ખિતાબ. **ઇશક** ( અ. ઇશ્ક ) પ્રેમ. **ઇશારત** ( અ. ) સંકેત. **ઇસકામત** ( અ. ઇસ્તિકામત ) પુંજી. **ઇસમ** ( અ. ઇસ્મ ) માણસ. **ઇસ્લામ** ( અ. ) મુસલમાની ધર્મ.

**ઈજા** ( અ.) પીડા, ઉપદ્રવ. **ઈજાર** ( અ. ) સુરવાળ. **ઈદ** ( અ. ) મુસલમાનનો તહેવાર. **ઈમાન** ( અ. ) ભાવ, ધર્મ, નેકી.

**ઉમર** ( અ. ઉમ્ર ) વય. **ઉમદરાજ** ( અ. ઉમ્ર=ઉમર+ફા. દરાજ=લાંબી ) ચિરંજીવી. મોટા લોકો બાળબચ્ચાંને કાગળ લખતાં એ આશીર્વાદ શબ્દ લખે છે. **ઉમરાવ** ( અ. ઉમરા ) અમીર. **ઉમેદવાર** ( ફા. ઉમેદ=આશા+વાર=ભરેલો ) આશાવાળો–નોકરીની આશાએ વગર પગારે નોકરી કરનાર.**ઉર્દૂ** ( તુર્કી શબ્દ છે ) આ દેશના મુસલમાન જે બોલે છે તે ભાષા. ઉર્દૂ ભાષામાં અરબી શબ્દો ઘણા છે ને હિંદીમાં સંસ્કૃત શબ્દો ઘણા છે. **ઉરસ** ( અ. ઉર્સ ) મુસલમાનનો એક તહેવાર, લગ્નનું જમણ, ઓરસ, મેળો. **ઉસ્તાદ** ( ફા. ) શિક્ષક, મહેતાજી.

**એજન** ( ફા. અયૂજન ) ઉપર પ્રમાણે, તેજ. **એનઘેન** ( અ. અયનગયૂન ) એન=આંખ, ગેન=વાદળું, અંધારૂં. છોકરાઓની એક રમત છે. **એબ** ( અ. અયૂબ ) ખોડ. **એલચી** ( તુર્કી. એલ્ચી ) વકીલ. એક રાજા તરફથી બીજા રાજાના દરબારમાં મોકલેલો માણસ.

**એલતેમાસ** ( અ. ) અરજ, ફરમાશ. **એશ** ( અ. અયૂશ ) મોજ-મઝા. **એહસાન** ( અ. અહ્‌સાન ) ઉપકાર.

**ઓકાત** ( અ. અવ્‌કાત ) શક્તિ. **ઓજાર** ( ફા. અવ્‌જાર ) હથિયાર. **ઓરત** ( અવ્‌રત ) સ્ત્રી. **ઓલિયા** ( અ. અવ્‌લિયા ) પીર લોકો. **ઓલમા** ( અ. ઉલમા ) પંડિત. **ઔરંગજેબ** ( ફા. અવ્‌રંગજેબ ) ઔરંગ=તખ્ત+જેબ=શોભા આપનાર. તખ્તને દીપાવનાર. **અંજુમન** ( ફા. ) મંડળી. **અંજુમને ઇસ્લામ**=ઇસ્લામીઓની મંડળી. **અંબાર** ( ફા. ) ઢગલો.

**કજારજા** ( અ. ) કજા=ઈશ્વર આજ્ઞા+રજા=ઈશ્વર ઇચ્છા. દૈવ-યોગે નુકસાન થાય તે. **કજિયો** ( અ. કઝીય ) તકરાર. **કત** ( અ. કત્ત ) કલમની કપાયલી અણી તે. **કદમ** ( અ. ) પગલું. **કદમી** ( અ. કદીમ ) પ્રાચીન, જૂનું. **કદર** ( અ. ) બૂજ, પરીક્ષા. **કફન** ( અ. ) શબને ઢાંકવાનું વસ્ત્ર. **કબાલો** ( અ. કબાલા ) કબૂલીઅત, કરાર. **કબીલો** ( અ. કબીલા ) બૈરીછોકરાં, પરિવાર, સ્ત્રી. **કબૂતર** ( ફા. ). **કબૂલ** ( અ. ) મંજૂર. **કમી** ( ફા. ) ઓછું. **કરજ** ( અ. કર્જ ) દેવું. **કલમબંદી** ( અ. ફા. ) સરકારની સત્તાથી જમી લઇ જઇ દેણદારની મિલ્કત નોંધી રાખવીતે, એને કાચી કલમબંદી કહે છે; જમી, ટાંચ. **કલામેશરીફ** ( અ. કલામિશરીફ ) કુરાન. **કસબ** ( અ. કશબ ) રેશમ સાથે વણેલા સોનારુપાના તાર. **કસબ** ( અ. ) હુનર. **કસમ** ( અ. ) સોગન. **કસર** ( અ. કસ્ર ) ઘટ, ખોટ, કંજુસાઇ, રોગ. **કસરત** ( અ. ) મહાવરો, શરીર વાળવું તે. **કસૂર** ( અ. કુસૂર ) ભૂલ. **કસ્બો** ( અ. કસ્બા ) મોટું ગામડું. **કાફર** ( અ. કાફિર ) દીનનું ફરમાન ન માનનાર. **કાફલો** ( અ. કાફિલા ) સમુદાય, ટોળું. **કાબૂ** ( તુર્કી ) સત્તા, વગ. **કાબેલ** ( અ. કાબિલ)

પ્રવીણ, નિપુણ, હોશિયાર. **કાયદો** ( અ. કાઇદા ) ધારો. **કાયમ** ( અ. કાઇમ ) સ્થાયી. **કારખાનું** ( ફા. કાર્ખાના ). **કારી** ( ફા. ) ઊંડું. 'કારીઘા'. **કાસદ** ( અ. કાસિદ ) ખેપીઓ. **કિતાબ** ( અ. ) પુસ્તક. **કિત્તો** ( અ. કિતઆ ) ખેતરનો કડકો. **કિફાયત** ( અ. ) સસ્તું પડે તે. **કિંમત** ( અ. કીમત ) મૂલ્ય. **કિરાયુ** ( અ. કિરાયા ) ભાડું. **કિસ્ત** ( અ. ) હફતો. ખેડુતે સરકારને ભરવાનો હપ્તો તે. **કિસ્મત** ( અ. ) નસીબ. **કિસ્સો** ( અ. કિસ્સા ) વાત, કહાણી. **કીનો** (ફા. કીના ) મનમાં ડાઘ રાખવો તે, ખાર. **કીમતી** ( અ. ) મૂલ્યવાન. **કીમિયો** ( અ. કીમિયા ) હલકી ધાતુને કીમતી ધાતુ કરવાની વિદ્યા. **કુનેહ** ( અ. કુન્હ ) કળવિકળ, ચાતુર્ય, નિપુણતા, અકલ, કૂંચી, **કુરનીશ** ( તુર્કી. કુર્નુ શ ) દંડવતપ્રણામ. **કુર્બાન** ( અ. ) ભોગ દાખલ આપેલું, ખુશખુશ. **કૂચ** ( ફા. ) મુકામ ઉઠાવી આગળ ચાલવું તે. **કેફિયત** ( અ. કયફિયત ) વિગતવાર હકીકત. **કોતાઈ** ( ફા. કોતાહી ) તંગી. **કોમ** ( અ. કવ્મ ) જાત. **કોલ** ( અ. કવ્લ ) વચન, કબૂલાત. **કોહિનૂર** ( ફા. કોહ =પર્વત + અ. નૂર=તેજ ) તેજનો પર્વત. **કૌવત** ( અ. કુવ્વત ) બળ. **કયામત** ( અ. કિયામત ) સર્વે મુએલાં પ્રાણીનો સામટો ઇન્સાફ થવાનો દહાડો. **કયાસ** ( અ. કિયાસ ) અટકળ, કલ્પના.

**ખત** ( અ. ) દસ્તાવેજ. **ખતમ** ( અ. ખત્મ ) પૂરો, બંધ. **ખતા** ( અ. ) ભૂલ. **ખફગી** ( ફા. ) ગુસ્સો. **ખબર** ( અ. ) વર્તમાન. **ખર્ચ** ( ફા. ) **ખર્જ** ( અ. ) કોઇ કામને માટે નાણાં વગેરેનો વાપર તે. **ખરીદ** ( ફા. ) વેચાતું લીધેલું. **ખરીફ** ( અ. ) ચોમાસુ પાક; બાજરી, જુવાર, ડાંગર, વગેરે. **ખલક** ( અ. ખલ્ક ) દુનિયા, આલમ, માણસજાત. **ખલીફાત** ( અ. ) ખલીફાની ગાદી. **ખલેલ**

(અ. ખલલ). **ખવાસ** (અ.) સ્વભાવ, રાજાના હજૂરી નોકરો. **ખવીસ** (અ. ખબીસ) અવગતિ પામેલો આત્મા. **ખસમ** (અ. ખસ્મ) ધણી, ખાવિંદ, ભરથાર. **ખાએશ** (ફા. ખાહિશ) ઇચ્છા. **ખાકસાર** (ફા.) ખાક=રાખ+સાર=જેવો. ધૂળ જેવો, ચરણરજ સેવક–મુસલમાનો પૂજ્યને કે મોટાને લખે ત્યારે લખે છે. **ખાતર** (અ. ખાતિર) સરભરા, શરમ, તરફદારી. **ખાનગી** (ફા. ખાન્ગી. ખાના=ઘર+ગી=સંબંધી) ઘરસંબંધી, છૂપું. **ખાનદાન** (ફા. ખાન્દાન) કુળવાન. **ખામુખા** (ફા. ખામખાહ) ખરેખર. **ખામોશ** (ફા.) ક્ષમા, ધીરજ. **ખાલસા** (અ.) સરકારી. **ખાસ** (અ. ખાસ્સ) પોતીકું, અગત્યનું. **ખાસિયત** (અ.) પ્રકૃતિ, ટેવ. **ખિતાબ** (અ.) ઇલ્કાબ. **ખિદ્‌મત** (અ.) સેવા, ચાકરી. **ખિદ્‌મતગાર**=સેવક. **ખુડદો** (ફા. ખુરદા). **ખુદ** (ફા.) પોતે, જાતે. **ખુદાએ કરીમ** (ફા.) ઉદાર ઈશ્વર. **ખુદાતઆલા** (ફા. ખુદા+અ. તઆલા=ઘણો મોટો) મોટો ઈશ્વર. **ખુમચો** (ફા. ખાન્ચા; ખાન=થાળો). **ખુમારી** (અ. ખુમાર=કેફ) આંખમાં કેફની જે લહેર આવે છે તે. **ખુરસી** (અ. કુર્સી). **ખુલાસા** (અ.) ખુલ્લું કરવું તે. **ખુવાર** (ફા.) હેરાનહેરાન. **ખેરખાહ** (અ. ખયૂર=નેકી, ભલાઇ+ફા. ખ્વા=ચાહનાર) શુભેચ્છક. **ખેરસલ્લા** (અ. ખયૂરસલા) સમાધાન. **ખેરાત** (અ. ખયૂરાત) પુણ્ય. **ખેરિયત** (અ. ખયૂરિય્યત) ક્ષેમ. **ખો** (ફા. ખૂ) આદત, ટેવ. **ખોરાક** (ફા). **ખંજર** (ફા.) જમૈયો. **ખ્યાલેશરીફ** (અ. ખિયાલ=વિચાર+શરીફ=ઉત્તમ) ઉત્તમ વિચાર.

**ગજબ** (અ.) કેર, આફત. **ગનીમત** (અ.) મૂળ અર્થ લુંટનો માલ, ખુશી. **ગફ્લત** (અ.) બેપરવાઇ, ભૂલ. **ગફુર** (અ.) નરમ, દયાળુ. **ગફુર રહીમ**=દયા કરનાર, માફ કરનાર. **ગભરૂ**

(ફા. ગબ્ર) માંસથી ભરેલો ગોરો ને ફુટડો જુવાન. **ગમગીન** (અ. ગમ=શોક+ગીન ફારસી પ્રત્યય) શોકાતુર. **ગરક** (અ. ગર્ક) ડૂબી ગયેલું, લીન થયેલું. **ગરકાવ** (અ. ગર્ક+ફા. આબ=પાણી) ભરપૂર. **ગરજ** (અ.) ખપ, તંગી, સ્વાર્થ. **ગરદ** (ફા. ગર્દ) ધૂળ. **ગરદન** (ફા.) ડોક. **ગરીબ પરવર** (ગરીબ=નિર્ધન, કંગાલ, સાલસ+પર્વર=પાળનાર) ગરીબોને પાળનાર. **ગરૂર** (અ. ગુરૂર) ગર્વ, અહંકાર. **ગલીચ** (અ. ગલીજ) ગંદુ. **ગાફેલ** (અ. ગાફિલ) ગફલત કરનાર, અસાવધ, બેખબર. **ગાલીચો** (ફા. ગાલીચા) ઊનની શેત્રંજી. **ગિરદી** (ફા. ગિર્દી) ભીડ, ઠઠ. **ગિરવી** (ફા.) ઘરેણે. **ગિરિફતાર** (ફા.) સપડાયલો, ફસાયલો. **ગીબત** (અ.) નિંદા, ગિલ્લો, ચાડી. **ગુજરાન** (ફા. ગુઝરાન) ભરણપોષણ. **ગુદસ્ત** (ફા. ગુજસ્તા) ગયેલું, ગયેલું વર્ષ, માસ કે દિવસ. **ગુનેહ, ગુનાહ** (ફા.) તકસીર, વાંક, પાપ. **ગુફતેગુ** (ફા. ગુફતગૂ) છાનીછપની વાત, વાતચીત. **ગુમ** (ફા.) ગુમાવવું, ખોવું. **ગુમાન** (ફા.) ગર્વ, તોર, મોટાઈ. **ગુમાસ્તો** (ફા. ગુમાસ્તા) મહેતો, કારકુન. **ગુરદો** (ફા. ગુર્દા) મૂત્રાશય. **ગુલજાર** (ફા.) ગુલ=ફૂલ+જાર=ઠેકાણું,-ફૂલની વાડી. **ગુલતાન** (ફા. ગલ્તાં) લીન થયેલું, સમગ્ર. **ગુલાબ** (ફા.) ગુલ=ફૂલ+આબ=પાણી. ફૂલનું પાણી, એક જાતનો છોડવો અથવા તેનું ફૂલ. **ગુલામ** (અ.) વેચાતો લીધેલો માણસ. **ગુલાલ** (ફા.). **ગુલિસ્તાન** (ફા.) બાગ, ચમન, એક કિતાબનું નામ છે. **ગુસ્સો** (અ. ગુસ્સા) ક્રોધ, રીસ. **ગેબ** (અ. ગયૂબ) અલોપ, ગુપ્ત. **ગેર** (અ. ગયૂર) બીજો, પૂર્વગ હોય તો 'નહિ,' 'નિષેધ' એવા અર્થમાં વપરાય છે. **ગોર** (અ. ગવ્ર) ઊંડો વિચાર. **ગંજ** (ફા.) ઢગલો. **ગુંગ** (ફા.) મૂંગો. **ગુંજાસ** (ફા. ગુંજાઇશ) ગજું, શક્તિ.

ઘોર ( ફા. ગૂર ) કબર.

**ચમન** ( ફા. ) બાગ, વાડી, રંગરાગ. **ચશ્મપોશી** ( ફા. ) ચશ્મ=આંખ+પોશી=છૂપાવવું. આંખ આડા કાન કરવા તે. **ચશ્મા** (ફા.) ઉપનેત્ર. **ચિકન** ( ફા. ચિકિન ) ભરત. **ચિટનીસ** ( ચિટ્ટી+નવીસ= લેખક,–કાગળોના જવાબ લખનાર, સિરસ્તેદાર.) **ચુગલી** ( તુર્કી. ) ચાડી. **ચુસ્ત** ( ફા. ) પોતાના મતને હઠથી વળગી રહેનાર.

**જકાત** ( અ. ) દાણ. **જખમ** ( ફા. જખ્મ ) ઘા. **જડબેસલાખ** ( અ. જર્બશલ્લાક ) સજ્જડ. **જનસ** ( અ. જિન્સ ). **જનાબ** ( અ. ) સેવા, હજૂર. **જનુન** ( અ. જિનૂન, જુનૂન ) ગાંડો જુસ્સો, જોસવાળી હઠ. **જપ્ત** ( અ. જબ્ત ) માલિકની સત્તામાંથી સરકારે પોતાના કબજામાં લીધેલ માલમિલ્કત. **જબર્દસ્ત** ( ફા. ) જોરાવર, જુલમગાર. **જબાન** ( ફા. ) જીભ, બોલી. **જમાત** ( અ. જમાઅત ) માણસનો જથ્થો, ન્યાત. **જમાનો** ( અ. જમાના ) લાંબો કાળ, યુગ. **જમાબંદી** ( અ. જમ્અ પરથી જમા=એકઠું કરવું+ફા. બંદી=બાંધવું તે ) જમીનવેરો ખેડુત પાસેથી એકઠો કરવા સંબંધી. **જમીનદોસ્ત** ( ફા. જમીન્દોજ ) ભાંગી તોડી જમીન બરાબર કરી નાંખેલું. **જર** ( ફા. ) પૈસો. **જરદ** ( ફા. જર્દ ) પીળું. **જરદી**=કસુંબી ફૂલમાંથી પીળો રંગ નીકળે છે તે. **જરાયત** ( ફા. જિરાઅત ) જેમાં માત્ર ચોમાસું પાક થાય તેવી જમીન, આકાશિયા. **જરૂર** ( અ. જુરૂર ). **જલદ** ( અ. જલ્દ ) ચાલાક, તીખું, આકરા મિજાજનું. **જલસો** ( અ. જલ્સા ) બેઠક. **જશન** ( ફા. જશ્ન ) સમારંભ. **જવાંમર્દ** ( ફા. ) બહાદૂર. **જહાનમ** ( અ. જહંનમ ) નરક કુંડ, દોજખ. **જહાન** (ફા.) જગત, દુનિયા. **જાગીર** ( ફા. ) લશ્કર રાખવાના કે એવાં બીજાં કોઇ કામ કરવાના બદલામાં સર-

કાર જે જમીન આપે છે તે. **જાદૂ** ( ફા. ) ઇલ્મ. **જામિન** ( અ. ) જવાબ દેનાર. **જામદાર** ( ફા. ) જામદારખાનાની સંભાળ રાખનાર, કીલીદાર. **જારત** ( અ. જિયારત ) મુસલમાનોમાં મુવા પછી ત્રીજે દિવસે જે ક્રિયા વગેરે થાય છે તે. **જાલિમ** ( અ. ) જુલમગાર. **જાસૂસ** ( અ. ) બાતમીદાર, છૂપો ભેદ લાવી આપનાર. **જાહેર** ( અ. જાહિર ) પ્રકટ. **જિકર** ( અ. જિક્ર ) હઠ, આગ્રહથી માગવું. **જિગર** ( ફા. ) કાળજું, દિલ. **જિજ્યા** ( અ. ) માથાવેરો. **જિદ્દ** ( અ. જિદ્દ ) જીદ્દ, તકરાર, હઠ. **જિંદગી** ( ફા. ) જન્મથી મરતાં લગીનો વખત. **જિબ્રાઇલ** કે **જિબ્રાઇલ** ( અ. ) ચાર મોટા ફરિસ્તામાંના એક, તેમનું કામ ખુદાની તરફથી પેગંબર સાહેબને વહી પહોંચાડવાનું હતું. **જિયાફત** ( અ. ) ઉજાણી. **જિલ્લો** ( અ. જિલ્અ ) સરકારના ખાલસા મુલકના મોટા ભાગમાંનો દરેક. **જુદું** ( ફા. જુદા ). **જુમલે** ( અ. જુમ્લા ) એકંદર. **જુમ્મો** ( અ. જિમ્મા ) જવાબદારી. **જુલમ** ( અ. જુલ્મ ) બળાત્કાર. **જુલફા** ( ફા. જુલ્ફ ) વાળ. **જુલાબ** ( ફા. જુલ્લાબ ). **જુસ્સો** ( ફા. જોશ ) મનનો ઉભરો, મનની શક્તિ, જોમ. **જેબ** ( ફા. ) શોભા, માન, પ્રતિષ્ઠા. **જહેમત** ( અ. જહ્મત ) દુઃખ, મુશ્કેલીમાં પડવું તે. **જૈફ** ( અ. જયૂફ ) વૃદ્ધ, બુઢ્ઢો. **જોર્તલબી** (ફા.) બળથી જે ખંડણી લેવી તે. **જંનત** ( અ. ) સ્વર્ગ. **જુંબેશ** ( ફા. જુંબિશ ) હાલવું, વેગમાં આવવું તે.

**ઝલેહ** ( અ. જિલા ) ઓપ, ચળકાટ, તેજ. **ઝવેર** ( અ. જવાહર ) હીરા, માણેક, વગેરે. **ઝેર** ( ફા. જહ્ર ) વિષ.

**ડાઘ** ( ફા. દાગ ) કાગળ, લૂગડા વગેરે પર મેલનો છાંટો પડયો હોય તે; કલંક. **ડાયરો** ( અ. દાયિરા ) મંડળી.

**તકદીર** ( અ. ) નસીબ, સર્જિત. **તકરાર** ( અ. તક્રાર )

વાદવિવાદ, વાંધો. **તકિલદી** (અ.) નાજુક, ઉપરના ભભકાવાળું. **તકલીફ** (અ.) મહેનત, પીડા. **તકસીર** (અ.) ગુનાહ. **તકાજો** (અ. તકાજા) જબરદસ્તીથી કઢાવવું તે. **તકિયો** (ફા. તક્યા). **તખલ્લુસ** (ફા.) ઉપનામ. **તજવીજ** (અ.) શોધ. **તદબીર** (અ.) યુક્તિ, તજવીજ. **તન્દુરસ્ત** (ફા. તન્દુરુસ્ત) નીરોગી, તં: આરોગ્ય. **તફરકે** (અ. તફ્રિકા) ગુમ. **તફસીલ** (અ.) વિગત. **તફાવત** (અ. તફાવુત) ફેર. **તબીઅત** (અ.) પ્રકૃતિ. **તબીબ** (અ.) વૈદ, હકીમ. **તમાશો** (અ. તુમાશા) ખેલ. **તર્જુમો** (અ. તર્જુમા) ભાષાંતર. **તરફ** (અ.) બાજૂ, ભણી. **તરેહ** (અ. તરહ) ભાત, પ્રકાર. **તર્બિયત** (અ.) કેળવણી. **તલબ** (અ.) ઇચ્છા. **તલાક** (અ.) ધણીધણીઆણીએ છૂટા છેડા કરવા તે. **તલાશ** (અ.) શોધ. **તવારીખ** (ફા.) ઇતિહાસ. **તસલ્લી** (અ.) ખાતરી. **તસ્લીમાત** (અ.) પ્રણામ. **તસ્વીર** (અ.) છબી, ચિત્ર. **તસ્દી** (અ. તસ્દીઅ) મહેનત. **તાજ** (ફા.) મુગટ. **તાજા-કલમ** (ફા.) લેખ લખ્યા પછી પાછળથી નવો મજકૂર લખાય તે. **તાજીમ** (અ. તઅ્જીમ) માન, વિવેક, અદબ. **તાબૂત** (અ.) હજરત પેગંબર સાહેબના દૌહિત્ર હસન ને હુસેન કર્બલાની લડાઇમાં મોહરમના મહીનામાં મરાયા, તે પરથી તેની યાદગીરીમાં મોહરમના મહીનામાં જે તાજિયા કાઢે છે તે. **તારીફ** (અ.) વર્ણન. **તાલીમ** (અ. તઅ્લીમ) કેળવણી, શિક્ષણ. **તાલુકા** (અ. તઅલ્-લુકા) આશ્રયસ્થાન, ભૂમિ, ધન, વગેરે. **તાવીજ** (અ. તઅ્વીજ) મંત્ર લખેલી ચિટ્ઠી ગળે કે હાથે બાંધે છે તે. **તાસીર** (અ.) છાપ, તરેહ, સિકલ, તદબીર. **તુખમ** (ફા. તુખ્મ) બી—"તુખ્મે તાસીર ને સોબતે અસર." **તૂમાર** (અ.) અરજી નીચે લખાણ ચાલેલો

કાગળ. **તહેનાત** ( અ. તઅ્નાત ) તાબામાં. **તહેસીલ** ( અ. તહ્-સિલ ) જમીનનું વસુલ એકઠું કરવું તે, જમા. **તોફાન** ( અ. તૂફાન ) વાવાઝોડું, વંટોળિયો, અતિ વૃષ્ટિ; મસ્તી, હુલડ. **તોશાખાનું** ( ફા. તોશફ્ખાના ) સરકારી તિજોરી, સામાન મૂકવાની જગા. **તોહમત** ( અ. તુહ્મત ) આરોપ, આળ. **તંબૂ** ( ફા. ). **તંબૂરો** ( તુર્કી. તંબૂરા ).

**દખલ** ( અ. દખ્લ ) વચ્ચે પડવું તે, અટકાવ. **દફન** ( અ. દફ્ન ) દાટવું તે. **દબ્બો** ( ફા. દબ્બા ). **દર્ખાસ્ત** ( ફા. ) અરજ, હુકમનામું બજાવવાને કરેલી અરજ. **દર્ગાહ** ( ફા. ) રોજો, મોટા માણસનું સ્થાન. **દર્ગુજર** ( ફા. ) માફ કરવું. **દરજ્જો** ( અ. દરજા ) અધિકાર. **દરદ** ( ફા. દર્દ ) રોગ. **દર્બાર** ( ફા. ) રાજ્યકચેરી, રાજા. **દરમાયો** ( ફા. દર્માહા ) મહીનાનો પગાર. **દર્મિયાન** ( ફા. ) વચ્ચે. **દરવાજો** ( ફા. દર્વાજા ) બારણું. **દર્વેશ** ( ફા. ) ફકીર. **દરિયો** ( ફા. દર્યા ) સમુદ્ર. **દલાલ** ( અ. દલ્લાલ ) લેનારદેનાર વચ્ચે સાટું કરાવનાર. **દલીલ** ( અ. ) કારણ. **દસ્તબસ્તા** ( ફા. ) અદબસર. **દસ્તૂર** ( ફા. ) પારસીઓમાં જે ગોરનું કામ કરે છે તે, **દસ્તાવેજ** ( દસ્ત ( ફા. ) હાથ+આવેઝ=લટકનાર,—લખત ). **દહેશત** ( ફા. ) બીક. **દાખલ** ( અ. દાખિલ ) હાજર થયેલું, નોંધેલું. **દારોગો** ( તુર્કી. દારોગા ) મુખી, વડો. **દાવો** ( અ. દઅ્વા ) હક, ફર્યાદ. **દિગર–દીગર** ( ફા. ) બીજું. **દિલ** ( ફા. ) મન, ખ્વાએશ, ચાહેના. **દિલદરિયાવ** ( દિલ+દરિયાવ=મોટું,—મોટું છે મન જેનું તે ). **દિલસોજ** ( ફા. ) કોઇનું દુઃખ જોઇ મનમાં બળનાર. **દિલાવર** ( ફા. ) મોટા મનવાળો. **દિલાસો** ( ફા. દિલાસા ) મનને ધીરજ આપવી તે, આશા. **દિલોજાન** ( ફા. ) પ્રાણપ્રિય. **દીન** ( અ. )

મુસલમાની ધર્મ. **દીબાચો** ( ફા. દીબાચા ) પ્રસ્તાવના, ઉપોદ્ઘાત. **દીવાન** ( ફા. ) મુખ્ય પ્રધાન. **દીવાનો** ( ફા. દીવાના ) ગાંડો, ઘેલો. **દુઆ** ( અ. ) આશીર્વાદ. કદુઆ=શાપ. **દુનિયા** (અ. દુન્યા=નીચલું; પરલોકથી નીચલું સ્થાન ) જગત. **દુરસ્ત** ( ફા. દુરુસ્ત ) બરાબર, ઠીક. **દુશ્મન** ( ફા. ) શત્રુ. **દુશાલો** ( ફા. દુશાલા ) બેવડી શાલ. **દૂરંદેશ** ( ફા. ) ભાવીનો પ્રથમ વિચાર કરવો તે. **દેદાર** ( ફા. દીદાર ) ચહેરો, ઢંગ. **દોજખ** ( ફા. ) નરક. **દોલતજ્યાદા**–આ શબ્દ દોલત વધો એ અર્થમાં વપરાય છે. **દંગો** ( ફા. દંગા ) હુલડ.

**નકલ** ( અ. નકલ ) નમૂનો. **નકશો** ( અ. નકશા ). **નકો** ( અ. નિકાહ ) ગાંધર્વ વિવાહ. **નખરા** ( અ. નખ્રા ) ચાળા, હાવભાવ. **નગદ** ( અ. નક્દ ) રોકડ. **નગીન** ( ફા. ) જવાહીર, શોભાયમાન. **નજરાણું** ( ફા. નજ્રના ) ભેટ. **નજદીક** ( ફા. ) પાસે. **નમૂનો** ( ફા. નમૂના ) માસલો, જાત. **નવાજિશ** ( ફા. ) મહેરબાની. **નવાબ** ( અ. નવ્વાબ ) સૂબો. **નસીબ** ( અ. ). **નસીહત** ( અ. ) સજા, શિખામણ, ઠપકો. **નાખુદા** ( ફા. ) વહાણ ચલાવનાર, ટંડેલ. **નાજિર** ( અ. ) અદાલતનો એક અમલદાર; જોનાર. **નાજુક** ( ફા. ). **નાદાર** ( ફા. ) ગરીબ, દેવાળિયો. **નામદાર** ( ફા. ) પ્રખ્યાત. **નામવર** ( ફા. ) પ્રખ્યાત. **નાયબ** ( અ. નાઇબ ) અધિકારમાં બીજી પદવીનો. **નાસિપાસ** ( ફા. ) નાઉમેદ, નિરાશ. **નાસૂર** ( અ. ) એક જાતનો રોગ. **નાસ્તો** ( ફા. નાસ્તા ) હાજરી, દુંગો. **નિગાહ** ( ફા. ) નજર. **નીગેદારી**=દેખરેખ, ઉપરીપણું. **નિજામ–ઉલ–મુલક**–મુલકની વ્યવસ્થા કરનાર. **નિમક** ( ફા. નમક ) મીઠું. **નિરખ** ( ફા. નિર્ખ ) ભાવ. **નિસ્બત** ( અ. ) સંબંધ. **નિહાલ** ( અ. ) સુખી, કૃતાર્થ. **નીલમ** ( ફા. ) આસમાની રંગનું

મણિ. **નુક્તો** (અ. નુકતા) નવો મુદ્દો, ગુહ્યાર્થ લખાણ. **નુકસાન** (અ.) તોટો, હાનિ, બગાડ. **નૂરચશ્મ** આંખનું તેજ. **નુરજહાન** દુનિઆનું તેજ. **નેક** (ફા.) પ્રામાણિક, ઇમાનદાર, સજ્જન. **નેજા** (ફા.) વાવટો.

**પરગણું** (ફા. પર્ગના) તાલુકો. **પર્વર્દિગાર** (ફા. પર્વર્દિગાર) પ્રાણીમાત્રને પૂરૂં પાડનાર દુનિયાનો માલિક. **પરવરશી** (ફા. પર્વરિશી) પાલણપોષણ કરવું તે. **પરવાનગી** (ફા. પર્વાનગી) રજા, છૂટ. **પરવાનો** (ફા. પર્વાના) રજાચિઠ્ઠી. **પહેંજ** (ફા.) કરી. **પરાગંદા** (ફા.) જતો રહેલો. **પલીત** (ફા. પલીદ) ભૂત, પ્રેત. **પસંદ** (ફા. પ્રસન્ન. **પાયગા** (ફા.) ઘોડેસ્વારનો સમુદાય. **પાયતખ્ત** (ફા.) રાજ્યધાની, રાજગાદી. **પિસ્તાં** (ફા. પિસ્તા). **પુલ** (ફા.). **પેશ્તર** (ફા.) અગાઉ, પહેલાં. **પેશવા** (ફા. પીશવા) આગેવાન. **પોતું** (ફા.) ગામમાંથી વસુલ આવેલું નાણું સરકાર તિજોરીમાં મોકલવાને તૈયાર કરેલી થેલી. **પોશાક** (ફા.).

**ફક્ત** (અ. ફકત) માત્ર. **ફકરો** (અ. ફિક્રા) ગ્રંથમાંનું એકાદું જુદું પાડેલું વાક્ય પ્રસંગે ઉપયોગમાં લેવું તે. **ફડનવીસ** (અ. ફા. ફર્દનિવીસ) ફર્દ=દફતર+નવીસ=લખનાર,–દફતર લખનાર. **ફના** (અ.) પાયમાલ. **ફર્ઝંદ** (ફા.) સંતાન, સંતતિ. **ફરદ** (અ. ફર્દ) જોટામાંનું એક. **ફરદોસ** (અ. ફિર્દવ્સ) સ્વર્ગ. **ફરમાશ** (ફા. ફર્માઇશ) ભલામણ, સિફારસ. **ફર્યાદ** (ફા.) અરજ. **ફર્શબંદી** (અ. ફા.) પત્થર બેસાડેલી જમીન. **ફરાસ** (અ. ફર્રાશ) સાફસુફ વગેરે કરનાર ચાકર. **ફરેબ** (ફા.) દગો, ભૂલથાપ. **ફરેસ્તો** (ફા. ફિરિશ્તા) દેવના દૂત. **ફસલ** (અ. ફસ્લ) ધાન્યનો પાક, તુલ. **ફાજલ** (અ. ફાજિલ) વધેલું, નિરુપયોગી. **ફારગતી** (અ. ફારિગૂખતી)

બંધનમાંથી છૂટું થવાનો લેખ. **ફારેગ** ( અ. ફારિગ ) મોકળું થયેલું, છૂટું પડેલું. **ફિકર** ( અ. ). **ફિતુર** ( અ. ફુતૂર ) તોફાન, બળવો. **ફિદવી** ( અ. ફિદ્વી ] સેવક. **ફિદા** ( અ. ) પ્રસન્ન.**ફિરંગી** ( પોર્ટુગીઝ ). **ફિસાદ** ( અ. ફસાદ ) બંડ. **ફુરજો** (અ. ફુર્જા ) દરિયાઇ માલ પર જકાત લેવાનું ઠેકાણું, ડક્કો. **ફુર્સત** ( અ. ) નવરાશ. **ફેરિસ્ત** ( અ. ફિહ્રિસ્ત ) યાદી, ટીપ.

**બકતર** ( ફા. ) કવચ. **બકાલ** ( અ. બક્કાલ ) જેમતેમ કરી દુકાન માંડી બેઠેલો વાણિયો, ખર્ચવે ચીકણો. **બખ્શી** ( ફા. ) ફોજનો સરદાર, ફોજના માણસોને પગાર આપનારો. **બખિયા** (ફા. બખ્યા ). **બખીલ** (અ.) કંજુસ. **બગીચો** (ફા. બાગ્ચા) બાગ, વાડી. **બજાર** (ફા. બાજાર). **બદામ** (ફા. બાદામ). **બયાન** (ફા.) હકીકત. **બરતરફ** ( ફા. બર્તરફ ) નોકરીમાંથી કાઢી મૂકેલું. **બરાબર** ( ફા. ). **બર્ખાસ્ત** ( ફા. ) રજા થઇ હોય તેવું. **બર્દાશ્ત** ( ફા. ) સંભાળ, પરોણાચાકરી. **બર્બાદ** ( ફા. ) રદ, નાશ કરેલું. **બલ્કે** ( ફા. ) વિશેષ. **બલા** ( અ. ) ભૂત, ચેટક, વગેરે; આફત. **બહાનું** ( ફા. બહાના ) જૂઠું કારણ, **બહાર** ( ફા. ) ખીલી રહેવું તે, વસંત ઋતુ. **બાગ્બાન** ( ફા. ) માળી. **બાગાત** ( ફા. ) કુવેતર જમીન. **બાજૂ** ( ફા. ) કોર, તરફ. **બાતલ** ( અ. બાતિલ ) રદ. **બાતેન** ( અ. બાતિન ) ગુપ્ત. **બાનૂ** ( ફા. ) આબરૂદાર સ્ત્રી. **બામ્દાદ** ( ફા. ) વહાણું, ભોર. **બાર્ગીર** ( ફા. ) ઘોડેસ્વાર લડવૈયો. **બાર્દાન** ( ફા. ) બંધણ. **બારનિસી** ( ફા. બારાનવીસી ) કાગળપત્રો નોંધવાનું કામ, ને તે કામ કરનાર બારનિસ કહેવાય. **બિન** ( અ. ) દીકરો. **બિયાબાન** ( ફા. ) જંગલ. **બિરાદર** ( ફા. ) દોસ્ત. **બિલ્કુલ** ( અ. ). **બીમાર** (ફા.) માંદું, આજારી. **બુજરગ** ( ફા. બુજુર્ગ ) ઘરડો. **બુન્યાદ** ( ફા. )

ખાનદાન, કુલીન. **બુરકો** ( બુર્કા ) ચહેરો ઢાંકવાનું જાળીવાળું કપડું. **બુરજ** ( અ. બુર્જ ) મિનારો. **બુલાક** ( અ. ) બે નસકોરાંની વચ્ચેના પડદામાંનું કાણું તે. **બૂબક** કંઇ ન સમજે તે, જડભરત. **બૂરૂં** ( બૂરા ) નરસું, ખરાબ. **બેજાર** ( ફા. ) હેરાન. **બેત** ( રા. બયૂત ) કવિતાની કડી. **બેલદાર** ( ફા. ) મજૂર, કુહાડાવાળો. **બેલાશક** ( અ. બિલાશક ) બિલા=નહિ+શક,–સંકોચ રાખ્યા વગર, છૂટથી, અલબત્ત, સુખે. **બેશ** ( ફા. ) સારૂં. **બેસુતમ** ( ફા. બેસિતમ ) બે +સિતમ=જુલમ,–ગુજરાતીમાં 'ઘણુંજ' અર્થ થાય છે. **બેહુજૂર** ( ફા. બહુજૂર ) એની હાજરીમાં. **બેહેતર** ( અ. બિહ્તર ) વધારે સારૂં. **બેહેશ્તનશીન** ( ફા. બિહિશ્ત=સ્વર્ગ+નિશીન=વાસી ) સ્વર્ગવાસી. **બેહુદું** ( બેહૂદા ) બેવુકૂફી ભરેલું, વિવેકશૂન્ય. **બંદેનવાજ** ( ફા. બંદા=ચાકર, સેવક, ફિદવી+નવાજ=મહેરબાની કરનાર ) સેવક પર મહેરબાની કરનાર. **બંદૂક** ( અ. ).

**મક્તબ** ( અ. ) નિશાળ. **મકસદ** ( અ. ) મતલબ. **મખમલ** ( ફા. ) એક જાતનું કપડું. **મગજ** ( અ. મગ્જ ) ભેજું. **મગદૂર** (અ. મકદૂર ) શક્તિ, તાકાત. **મજકૂર** ( અ. મઝકૂર ) વિષય, ઉપર લખેલું તે. **મજબૂત** ( અ. મજબૂત ) સ્થિર. **મજમુન** ( અ. ) સહીયારૂં. **મજલસ** ( અ. મજલિસ) મંડળી, કચેરી, બેઠક. **મજહબ** (અ. ) ધર્મ. **મજૂર** ( અ. મઝદૂર ) રોજને મુસારે કામ કરનાર. **મતલબ** ( અ. મત્લબ ) હેતુ, કારણ. **મદ્રેસા** ( અ. મદ્રસા ) નિશાળ. **મહેનજર** ( ફા. ) વિજ્ઞાપનપત્ર, જાહેરખબર. **મન્સૂબો** (અ. મન્સૂબા) ઇરાદો, ઇચ્છા. **મર્તબા** ( અ. ) પદવી, દરજ્જો, મોભો. **મર્દ** ( ફા. ) નર, પુરુષાતનવાળો. **મહુંમ** ( અ. ) સ્વર્ગવાસી. **મલિક** ( અ. ) પાદશાહ. **મલિકા** ( અ. ) રાણી. **મશક** ( ફા. મશ્ક ) પાણી ભર-

વાનો ચામડાનો કોથળો. **મશ્ગૂલ** ( અ. ) કામમાં રોકાયલું. **મસલહત** ( અ. મસ્લિહત ) વિચાર. **મસ્કરી** ( અ. મસ્ખરી ) મજાક. **મસ્જિદ** ( અ. ) મુસલમાન લોકોને નમાજ પઢવાને બાંધેલી જગો. **મસ્તાન** ( ફા. ) તોફાની, ઉન્માદ. **મસ્તી** ( ફા. ) તોફાન. **મહીનો** ( ફા. મહીના) માસ, માસિક પગાર. **મહલ્લો** ( અ. મહલ્લા ) પોળ, ફળિયું, સેરી. **મહલ** ( અ. ) બંગલો. **મહસૂલ** ( અ. મહ્સૂલ ) જમીન વગેરે ઉપરના કરો. **માજી** ( અ. માઝી ) પહેલાંના. **માદા** ( ફા. ) પક્ષીમાં સ્ત્રીજાત. **મામલત** ( અ. મુઆમલત ) પરગણાના ગામોનું વસુલ ઉઘરાવવું. **મામૂલ** ( અ. મઅમૂલ ) ચાલતો આવેલો વહેવાર, સિરસ્તો. **મારફત** ( અ. મારિફત ). **માલિક** ( અ. ) માલધણી. **માલૂમ** ( અ. મઅલૂમ ) જણાયલું. **માસલો** ( અ. મસઅલા ) નમૂનો. **મિજાજ** ( અ. ) સ્વભાવ. **મિનારો** ( અ. મિનાર –મીનાર ) કંગુરો, પ્રાસાદશૃંગ. **મિન્હુ** ( અ. ) ચાલુ, એજ. **મિયાન** ( ફા. ) તરવારનું. **મિર્જા** ( ફા. ) મુસલમાનોમાં એ નામનો એક ખિતાબ ઊંચા દરજ્જાવાળાને આપે છે. **મિલ્કત** ( અ. ) દોલત, જાગીર. **મિસલ** ( અ. મિસ્લ) રીત, દૃષ્ટાંત. **મીજાન** (અ. મીઝાન ) માપ. **મીના** ( ફા. ) કાચ જેવી વસ્તુ. **મીનાકારી** ( ફા. ) કાચ જેવા પદાર્થ પર શોભીતું કરેલું કામ. **મુકદ્દમ** ( અ. ) ઉપરિ. **મુકદ્દમો** ( અ. મુકદ્દમા ) કેસ. **મુકાબલો** ( અ. મુકાબિલા ) તુલના. **મુખ્તાર** ( ફા. ) વકીલ. **મુખ્તેસર** ( ફા. મુખ્તસર ) સંક્ષિપ્ત. **મુજરો** ( અ. મુજ્રા ) સલામ, સન્માન, ભેટ. **મુદત** ( અ. ) વખત, વાયદો. **મુદ્દામ** ( અ. ) ખાસ. **મુદ્દો** ( અ. મુદ્દઆ ) પત્તો, પાયો. **મુનશી** ( અ. મુન્શી ) ફારસી, અરબી, ઉર્દૂ શિખવનારો, લેખક. **મુનસફ** ( અ. મુન્સિફ ) જિલ્લા જજના હાથ નીચેનો દિવાની

કામનો ઇન્સાફ કરનાર અમલદાર. **મુનાસબ** ( અ. મુનાસિબ ) યોગ્ય. **મુનીમ** ( અ. મુનીબ) શેઠની વતી વહીવટ કરનાર. **મુફલસ** ( અ. મુફલિસ ) ગરીબ. **મુફસીલ** ( અ. મુફાસિલા) બહાર ગામ; અંતર. **મુબારક** ( અ. ) આશીર્વાદ પામેલું, સુખી. **મુરબ્બી** (અ.) રક્ષક. **મુરબ્બો** ( અ. મુરબ્બા ) રાખેલો પદાર્થ. **મુરાદ** ( અ. ) ઇચ્છા. **મુલક** ( અ. મુલ્ક ) દેશ, રાજ્ય. **મુલતવી** ( અ. ) મોકૂફ, વિચાર પર બાકી. **મુલ્લા** ( અ. ) વહોરાઓમાં ધર્મ સમજાવનાર. **મુલાકાત** ( અ. ) મેળાપ. **મુશ્કેલ** ( અ. મુશ્કિલ ) અઘરૂં. **મુસદ્દી** ( અ. મુત્સદ્દી ) યુક્તિસર સારી ઇબારત લખનાર, ગણનાર. **મુસલમાન** ( અ. મુસલ્માન ). **મુસાફર** ( અ. મુસાફિર ) પ્રવાસી. **મુહંમદ** (અ.) સ્તુત. **મૂજબ** (અ. મૂજિબ ) પ્રમાણે, પેઠે. **મૂજી** ( અ. ) દુઃખ દેનાર. **મેહેતાબ** ( અ. મહ્તાબ ) ચંદ્ર. **મેહેરાબ** ( અ. મિહરાબ ) કમાનનો આકાર. **મૈયત** ( અ. મૈઇત ) મરણ. **મોઆજમ** ( અ. મુઅજ્જમ ) માનવંત, ઉત્તમ. **મોકૂફ** ( અ. મવ્કૂફ ) બંધ. **મોઘમ** ( અ. મુબ્હમ ) સંકેતમાં બતાવ્યું હોય તેવું. **મોજૂદ** ( અ. મવ્જૂદ ) હાજર, તૈયાર. **મોજાં** ( અ. મવ્જા ) દરિયાનાં. **મોત** ( અ. મવ્ત ). **મોંબદલો** (સં. મુખ પરથી મોં+અ. બદલો=ફેરફાર ) એકને નામેથી બીજાને નામે ચડાવવું. **મોરચો** ( ફા. મોર્ચા ) કોટ અથવા બુરજ ઉપર જ્યાં તોપ ગોઠવવામાં આવે છે તે. **મોલવી** ( અ. મવ્લવી ) મુસલમાની સરેહ ( શાસ્ત્રાર્થ ) જાણનાર. **મોસલ** ( અ. મુહસ્સિલ ) સરકારના હુકમથી તેડવા આવેલો તે તાકીદ કરનારો. **મોહોરૂં** ( ફા. મુહરા ) રૂપ—ગુણ—ચાતુરીમાં આગળ પડતું. **મંજલ** ( અ. મંઝિલ ) એક ચોકસ વખતમાં જે અંતર કપાય તે. **મંજૂર** ( અ. ) જોયલું, પસંદ કરેલું.

**યા** (ફા.) અથવા. **યાદદાસ્ત** ( ફા. યાદ્દાસ્ત ) યાદ રાખવાની શક્તિ, ટિપ્પણુ. **યાને** ( ફા. યઅની ) અથવા. **યૂનાન** ( અ. ) પ્રાચીન આયોનિયન બેટો.

**રંગરેજ** ( ફા. રંગરેઝ ) રંગારો. **રજૂ** ( અ. રુજુઅ ) નજર આગળ. **રફૂ** ( અ. રુફૂઅ ). તૂણવું. **રબી** (રબીઅ ) શિયાળુ પાક. **રમલ** ( અ. ) પાસા નાખીને ભવિષ્ય જોવાની વિદ્યા. **રમૂજ** ( અ. રુમૂજ ) રમત, ગમત; મજાક. **રવાહારગી** ( ફા. ) છૂપી દલાલી કાઢવી તે. **રવિશ** ( ફા. ) ઘરનો આગલો છૂટો ભાગ; રિવાજ. **રસમ** (ફા. રસ્મ ) ચાલ. **રાતિબ** ( અ. ) બંદોબસ્ત મૂજબ વેચનાર તરફથી દરરોજ જે ચીજ આવ્યાં કરે તે. **રાબિતા** ( અ. ) રસમ. **રાસ્ત** ( ફા. ) સત્ય. **રાહ** ( ફા. ) રસ્તો, ઢાળ, વાટ. **રાહદારી** ( ફા. ) માલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઇ જવાની રજાચિટ્ઠી. **રિકાબી** ( અ. ). **રિયાસત** ( અ. ) શ્રીમંત–કામદારનાં જે સગાં પરિવાર માણસ, વાહન, વગેરે; રસાલો. **રિવાજ–રવાજ** ( અ. ) ચાલ, મહાવરો. **રૂશવત** ( અ. રશ્વત, રિશ્વત ) લાંચ. **રૂખ્સત** ( અ. ) રજા, બરતરફી. **રૂબરૂ** ( ફા. ) સન્મુખ. **રૂમાલ** ( ફા. ) મોં લૂછવાનો કડકો. **રેશમ** ( ફા. રીશમ ). **રોનક** (ફા. રવ્નક) રચનાની શોભા. **રોબ** (અ. રૂઅબ) ભભકો, ડર. **રોશનાઇ** (ફા.) ઘણા દીવાનો પ્રકાશ.

**લબ્ઝ** ( ફા. ) શબ્દ. **લવાજિમ** ( અ. લવાઝિમ ) હકસાઇ, ફી. **લવાદ** ( અ. લવાજ ) પંચ, મધ્યસ્થ. **લાજિમ** ( અ. લાઝિમ ) લાયક. **લાયક** (અ. લાઇક) યોગ્ય. **લિબાસ** (અ.) પોશાક. **લેજત** ( અ. લઝ્ઝત ) અંદરની ખુબી, રસ.

**વકાલત** ( અ. ) વકીલનો ધંધો. **વકીલ** (અ. ) વાદી પ્રતિવાદી તરફથી કોર્ટમાં કામ કરનાર; એક રાજ્યનો માણુસ બીજા રા-

જ્યમાં પોતા તરફથી નીમ્યો હોય તે, એલચી, પ્રતિનિધિ. **વક્કર** ( અ. વકર ) ભારબોજ. **વગેરે** (અ. વગય્ રા, વ=અને+ગય્ ર=બીજું, –અને બીજું). **વદાય** (અ. વદાઅ ) રવાના. **વલદે** (અ. વલદિ) દીકરો. **વસીયત** ( અ. ) વારસો. **વસૂલ** ( અ. વુસૂલ ) આવક, જમે. **વાઇજ** ( અ. ) ધર્મ સંબંધી મોંઢેથી કરેલું ભાષણ. **વાજબી** ( અ. વાજિબી ) યોગ્ય, રાસ્ત. **વાલી** ( અ. ) રક્ષક. **વુકૂફ** ( અ. ) સમજ, જ્ઞાન.

**શખ્સ** ( અ. ) માણસ. **શરત** ( અ. શર્ત ) ઠરાવ. **શરમ** ( ફા. શર્મ ) લાજ. **શરાબ** ( અ. ) દારુ. **શરીક** ( અ. ) સાથી. **શરે** ( અ. શરઅ ) મુસલમાની કાયદો. **શર્બત** (અ.). **શર્મિંદગી** ( ફા. ) શરમ. **શહજોરી** ( ફા. ) મોટું જોર. **શહનશાહ** ( ફા. શહન્શાહ ) મોટા રાજા, ચક્રવર્તી. **શાદી** ( ફા. ) લગ્ન. **શાબાશ** ( ફા. ) ધન્ય ! **શામિલ** ( અ ) જોડે હોય તે. **શાલ** ( ફા. ) ઊનનું ઓઢવાનું ઊંચું વસ્ત્ર. **શાહેદ** ( અ. શાહિદ ) સાક્ષી. **શાહેર** ( અ. શાઇર ) કવિ. **શિકલ** ( અ. ) ચહેરો. **શીદી** ( અ. ) હબસી. **શુકર** ( અ. શુક્ર ) ઇશ્વરનો ઉપકાર માનવો, ભાગ્ય. **શુમાર** ( ફા.) અટકળ. **શુરુ** ( અ. શુરુઅ ). **શેતાન** ( અ. શય્તાન ) રાક્ષસ, ભૂત, જીન, ખવીસ; તર્કટી માણસ. **શેત્રંજી** ( ફા. શત્રંજી ). **શોખ** ( ફા. શવ્ક ) મોજમઝા. **શોર** (ફા.) ઘોંઘાટ, બૂમ.

**સખાવત** ( અ. ) ઉદારતા. **સખી** ( અ. ) ઉદાર. **સખુન** ( ફા. સુખુન ) બોલ, વચન, અરજ. **સગીર** ( અ. ) નાની. **સજા** ( ફા. ) શિક્ષા. **સતારો, સિતારો** ( ફા. સિતારા ) ગ્રહ, નસીબ. **સદી** ( અ. ) ૧૦૦ વર્ષ, સૈકો. **સનદ** (અ.) પટો, લેખ. **સફેદ** ( ફા. ) ચળકતું ધોળું. **સબબ** ( અ. ) હેતુ, કારણ. **સબૂરી** (અ.)

ધીરજ. **સરા** ( ફા. સરાહ ) ધર્મશાળા. **સરાફ** ( અ. સર્રાફ ) નાણા-વટી. **સરિયામ** ( અ. શારિઆમ ) ધોરી, જાહેર. **સર્નિશીન** (ફા.) પ્રમુખ, વડો. **સલામ** (અ.) ક્ષેમ, માન આપવું તે. **સલામત** (અ.) ક્ષેમ, હૈયાત. **સલામતી** (અ.) હથિયાર નમાવી સલામ આપવી તે. **સલામી** (અ.) ગરાસિયા વગેરે માલિકને પોતાની જમીન પર વીઘોટી નહિ, પણ જે થોડો કર સરકારને ભરવો પડે છે તે. **સલાહ** (અ.) દોસ્તી; શાન્તિ; શિખામણ; મત. **સલૂક** ( અ. સુલૂક ) સલાહ. **સાઈસ** (ફા.) ખાસદાર. **સાદર** ( અ. સાદિર ) નીકળનાર. **સાન** ( અ. શાન ) ડહાપણ. **સારી** ( અ. ) વળતર વગરનો ( ભાવ ). **સાબિત** (અ.) સિદ્ધ કરેલું. **સાયર** (અ.) માલ ઉપરનો કર. **સા-લસ** ( અ. સલીસ ) ભલો, નિષ્કપટી. **સાલિયાના** ( ફા. ) વર્ષા-સન. **સાહેબ** ( અ. સાહિબ ) ધણી. **સિપાઇ** ( ફા. સિપાહ ) લશ્કરી માણસ. **સિફારસ** ( ફા. સિફારિશ ) ભલામણ. **સિરબંદી** ( ફા. સરબંદી ) મુખ્ય રાજાને ખંડીઆ રાજાએ જે લશ્કર પૂરૂં પાડવું તે. **સિરસ્તેદાર** ( ફા. સિરશ્તહ્‌દાર ) કચેરીનો એક અધિકારી–જે અરજીઓ વાંચવા સમજવાનું વગેરે કામ કરે છે તે. **સિલેદાર** ( ફા. સિલાહ્‌દાર ) ઘોડેસ્વાર સિપાઇ. **સુકાન** ( અ. સુક્કાન ) જેને મરડ-વાથી વહાણની દિશા બદલી શકાય છે તે લાકડું. **સુન્નત** ( અ. ) મુસલમાન થવાનો એક સંસ્કાર. **સુર્ખી** ( ફા. ) લાલાશ. **સુલતાન** ( અ. સુલ્તાન ) બાદશાહ. **સુલેહ** ( અ. સુલ્હ ) શાન્તિ. **સૂરત** ( ફા. ) ચહેરો. **સોગંદ** ( ફા. ) કસમ. **સોદો** ( ફા. સવ્‌દા ) માલ. **સોદાગર** ( ફા. સવ્‌દાગર ) ઊંચા માલનો ધંધો કરનાર, વેપારી.

**હક** ( અ. હક્ક ) દાવો. **હકીમ** ( અ. ) વૈદ. **હજ** ( અ. હજ્જ ) મુસલમાનો મક્કાની જે જાત્રા કરે છે તે. **હજરત** (અ.)

મુરત. વાગુરિક—વાઘરી.વિદ્યુત્—પ્રા. વિજ્જુ; વીજ(ળી). વિરૂપઃ—ચરવો. શકુન—સુકન. શ્વસુરઃ—સસરો. સુજાત—સજાત. સુપુત્ર—સપૂત. હિંગુ—હિંગ. હિંગુલ—હિંગળોક.

उ ને। ए—નૂપુર—નેવર ( ઝાંઝર ). ફુપ્ફુસ—ફેફસું.

उ ને। ओ—ઉચ્છીર્ષક—ઓસીસું; ઓસીકું. ઉત્સવ—ઓચ્છવ. ઉદ્દગાર—ઓડકાર. કુદ્દાલઃ—કોદાળો. કુષ્ઠ—કોઢ. ગુરુ—ગોર. ગુલ—ગોળ. ગુલી—ગોળી ( ઓસડની ). ઠક્કુરઃ—ઠાકોર. તાંબૂલ—તંબોળ. તુચ્છ—તોછડું. ધુર્ય—ઢોર. નિષૂદ—નખોદ. નિષ્ઠુર—નઠોર. પૂગફલ—ફોફળ. ભૂમિ—પ્રા. ભૂઈ; ભોંય. ભાંય. મુખ—પ્રા. મુહ; મોહ, મોહડું, મોઢું. મુદ્દગરઃ—પ્રા. મુગ્ગરો; મોગરી. મુરલી—મોરલી. મુસ્તા—મોથ. સુચિ—સોય.

૫. ऋ ને। अ, आ, इ કે उ થાય છે.

ऋ ને। अ—કૃષ્ણ—કહાન. તૃણ—તરણું, તણખલું. પૃથુક—પહુઆ. ભૃષ્ટિ—ભઠ્ઠી. મૃતકમ્—મડું. વૃંતાક—વંતાક. વૃદ્ધઃ—વડો. શૃંગાર—શણગાર. ઋણ—રણ ( ઋનો ર ). ઋતુ—રત ( ઋનો ર ).

ऋ ને। आ—મૃત્તિકા—માટી. શૃંખલા—સાંકળ.

ऋ ને। इ—અમૃત—અમી. કૃતઃ—કીવો. ગૃધ્ર—ગીધ. ઘૃત—ઘી, ઘૃતવર—ઘેબર. જામાતૃ—જમાઇ. દૃષ્ટમ્—દીઠું. પિતૃગૃહ—પિઇઘર—પિઇહર; પીયર. પૃષ્ઠ—પીઠ. ભ્રાતૃ—ભાઇ. ભ્રાતૃજઃ—ભત્રીજો. માતૃ—માઇ, મા. માતૃગૃહ—મહીયર. મૃત્યુ—મીચ(વું). શૃંગકમ્—શીંગડું. શૃગાલ—શિયાળ. હૃદય( કમ્ )—હઇયું. ઋક્ષ—રીંછ ( ઋ ને। રી ). ઋદ્ધિ—રિદ્ધિ ( ઋ ને। રિ ).

ऋ ને। उ—પૃચ્છતિ—પૂછે. પૃષ્ઠમ્—પૂઠું. ભ્રાતૃજાયા—ભાઉ (ભો)જાઇ. મૃતઃ—મુઓ. વૃદ્ધઃ—બુડ્ઢો. વિસૃષ્ટ( કમ્ )—વછૂટું. શૃણોતિ—શુણે, સુણે સ્મૃતિ—સુરત.

૬. ऐ નો ए કે इ થાય છે:—

એકૈક–એકેક. ગૈરિક–ગેરૂ. તૈલ–તેલ. ભૈરવ–ભેરવ. વૈદિકઃ–વેદિઓ. વૈદ્યનાથ–વેજનાથ. વૈર–વેર. વૈરાગી–વેરાગી. વૈવાહિક–વેવાહી. સૈન્ય–સેન. ધૈર્ય–ધીરજ. નૈવદ્ય–નિવેદ. સૈંધવ–સિંધવ. ફેન–ફીણ ('એ' નો 'ઇ' થયો છે).

૭. औ નો ओ કે उ થાય છે:—

ઔધાની–ઉજાણી. ઔષધ–ઓસડ. કૌપીન–કોપીન (લંગોટી). ગૌરમ્–ગોરૂં. ગૌરી–ગોરી (આઠ વર્ષની કન્યા). ગૌરવ–ગોરવ (પ્રભાવ). ચૌર્ય–ચોરી. દૌહિત્ર–દોહિતર. પૌરાણિક–પુરાણી. પૌષ–પોસ. ભૌમવાર–ભોમવાર (મંગળવાર). મૌક્તિકમ્–મોતી. યૌવન–જોબન. રૌપ્ય–રૂપું. સૌભાગ્ય–સોહાગ–સુહાગ.

૮. **સ્વરોનો વ્યત્યય**—કોઇ કોઇ પ્રસંગે શબ્દોમાં રહેલા સ્વરો ઉલટપાલટ થાય છે. જેમ, ખટ્વા–ખાટ. બિંદુ–બુંદ. ભગિનીપતિઃ–બનેવી. શકુન–સુકન. શ્મશ્રુ–મ્રા. મસ્સુ; મૂછ.

૯. **સ્વરવૃદ્ધિ**—કોઇ કોઇ પ્રસંગે શબ્દોમાં સ્વરોનો વધારો થાય છે. જેમ, મિથ્યા–અમથું. લોપ–અલોપ. વૃથા–અવરથા. (આદિ 'અ' ઉમેરાયો છે.)

## ઓકરાંત નરજાતિના શબ્દ.

સંસ્કૃતમાં અકારાંત નરજાતિના પ્રથમાના એકવચનમાં તેને છેડે **अस्** (અંત્ય अ+स् પ્રત્યય) આવે છે, તેનો ગુજરાતીમાં **ओ** થયેલો છે:–ગોલઃ–ગોળો. ઘટઃ–ઘડો. દીપઃ–દીવો. નવઃ–નવો. પુટઃ–પુડો. પુંજઃ–પુંજો. બટુકઃ–બડુઓ. મામકઃ–મામો. રાસઃ–રાસો. વરંડઃ–વંડો.

## ઉંકારાંત નાન્યતરજાતિના શબ્દ.

સંસ્કૃતમાં અકારાંત નાન્યતરજાતિના પ્રથમાના એકવચનમાં તેને છેડે अम् પ્રત્યય આવે છે, તેનો ગુજરાતીમાં उं થયેલો છે:– અચ્છમ્–અચ્છું. અંડમ્–ઈંડું. અર્ધમ્–અર્ધું, અરધું, અડધું. કાલમ્–કાળું. કોમલમ્–કુમળું. ખલમ્–ખળું. તાલકમ્–તાળું. તૃણમ્–તરણું. દાત્રકમ્–દાતરડું. નવમ્–નવું. નાણકમ્–નાણું. નીચમ્–નીચું. પિંજરમ્ પાંજરું. મતમ્–મતું. મધુરમ્–મધુરું. મુસલમ્–મુસળું. સીસમ્–સીસું.

## વ્યંજનવિકાર.

૧. ઘણુંકરીને શબ્દના આદિ વ્યંજનમાં ફેરફાર થતો નથી:– કર્દમ=કાદવ. સાગર–સાયર. મક્ષિકા–માખી.

૨. क् અથવા ष् નો ख् થઇ જાય છે:–

કર્પર–ખપ્પર. કસતિ–ખસે. કીલઃ–ખીલો. કૂટમ્–ખોટું. કોણઃ–ખૂણો. ક્રોડઃ–ખોળો. ઉષા–ઓખા. ઋષિ–ઋખી. પાષંડ–પાખંડ. રેષા–રેખા. વિષ=વિખ. ષટ્–ખટ. હર્ષ–હરખ.

૩. क् નો ग् થઇ જાય છે:—

કંકાલ—કંગાલ. કુંદક–ગેડી, ગેંદ ( દડો ). કર્મકરઃ–કામગરો. કાક–કાગ. કાર્મણકારઃ–કામણગારો. કાર્યકરઃ–કાજગરો. ક્રોડ–ગોદ ( ખોળો ). પ્રકટ–પ્રગટ. પર્યંક–પલંગ. પંક્તિ–પંગત. બક–બગ. મુકુટ–મુગટ. મૂકઃ–મૂગો. રક્ત–રગત. લંકા–લાંગ ( એક જાતનું અનાજ ). શકટી–શગડી. શાક–સાગ ( સાગનું ઝાડ ). સકલમ્–સગળું, સઘળું.

૪. લઘુતાવાચક કે સ્વાર્થે ( તેના તેજ અર્થમાં ) શબ્દને છેડે આવેલા क् નો ड्, ल् કે ळ થાય છે:—

અંત્રકમ્–આંતરડું. અર્કકઃ–આકડો. ઉત્કરકઃ–ઊકરડો. કચ્છકઃ–કાછડો. કિંશુકઃ–કેશુડાં. કીલકઃ–ખીલડો. કુબ્જકઃ–કૂબડો. કેતકઃ–કેવડો.

ચર્મકમ્–ચામડું, ચામડું. તુમ્બિકા–તુંબડી. દોરકમ્–દોરડું. પુચ્છકમ્–પૂછડું, પુંછડું. રાસકઃ–રાસડો. વૃક્ષકઃ–વરખડો, રૂખડો. શૃંગકમ્–શીંગડું. એકકઃ–એકલો. ચંદ્રકઃ–ચાંદલો. અંધકઃ–આંધળો. પંગુકઃ–પાંગળો. પીતકમ્–પીળું.

૫. શ્, ષ્ કે સ નો છ્ થાય છેઃ—

શકટઃ—છકડો. શાવકઃ–છોકરો. મનીષા–મંછા. ષટ્–છ. ષષ્ઠી–છઠ. વિસૃષ્ટકમ્–વછૂટ્યું. સત્–છત, છતું.

૬. ચ્ અને ય્ નો જ્ થાય છેઃ—

ત્વચ્—તજ. અક્ષયતૃતીયા–અખાત્રીજ (વૈશાખ સુદ ત્રીજ). અદ્ય–આજ. આર્યક–આજો (માનો બાપ). આર્યા–આરજા. કાર્યકરઃ–કાજગરો. કાલેયમ્–કાળજું. ખાદ્યમ્–ખાજું. મર્યાદા–મરજાદા. યક્ષ-જક્ષ. યજ્ઞ–જગન. યવ–જવ. યવક્ષાર–જવખાર. યવાસઃ–જવાસો. યશ–જશ. યાગ–જાગ (જગન). યાતિ–જાય. યાન (જન્ય? જન્યનો અર્થ અણવર થાય છે)–જાન. યુવાન્–જુવાન. યૂકા–જૂ. યોગ્ય-જોગ. યોત્ર–જોતર.

ત્ય્ નો ચ્ થાય છેઃ–નૃત્ય–નાચ. સત્ય=સાચ. મૃત્યુ–મીચ (વું).

૭. ત વર્ગના અક્ષરને ઠેકાણે ટ વર્ગના અક્ષરો થાય છેઃ–

(૧). ત્ નો ટ્ થાય છેઃ–તિલકં–ટીલું. ત્વંકારઃ–ટુંકારો. દીપવર્ત્તિ–દીવેટ. પત્તન–પાટણ; પાડો, વાડો (શહેરનો ભાગ). મંતુ–માંટી, માટી, માટીડો. મૃત્તિકા–માટી. ગોરમૃત્તિકા–ગોરમટી. વર્ત્મન્–વાટ (રસ્તો).

(૨). થ્ નો ઠ્ થાય છેઃ–ઉત્થા–ઊઠ. ગ્રંથિ–ગાંઠ. શિથિલ–ઢીલ–ઢીલું.

(૩). દ્ નો ડ્ થાય છેઃ–છિદ્રમ્–છીડું. દંડ–ડંડ. દંશ–ડાંસ, ડંખ. દર્ભ–ડાભ; દેહલી–ડેહલી. દોલા–ડોળી. મૃદિતઃ–મરડ્યો. હિંદોલ–હિંડોળા.

(૪). ધ્ નો ઢ્ થાય છેઃ—ઊર્ધ્વાધાની—ઊઢાણી. ધીવર—ઢીમર (માછી). વૃદ્ધઃ—બુઢ્ઢો, વડો. વર્ધમાન—વઢવાણ. સાર્ધપંચ—સાઢાપાંચ.

કોઇ પ્રસંગે ઠ્ નો ઢ્ થાય છેઃ—કુષ્ઠ—કોઢ. દંષ્ટ્રા—દાઢા; દાઢ. મઠ—મઢી. પઠતિ—પઢે. ક્વાથ—કાઢો, કઢી.

(૫). ન્ નો ણ્ થાય છેઃ—

અનુવર—અણુવર. અફેનમ્, અહિફેનમ્—અફીણ. આત્માન—પ્રા. અપ્પાણ; આપણ. ઈંધનમ્—ઈંધણાં. ઊનમ્—ઊણું. ઐાધાની—ઉજાણી. કઠિન—કઠણ. કર્તનમ્—કાંતણું. કઃપુનઃ—કોણ. ખનિ (ની)—ખાણ. ગાનમ્—ગાણું. ઘનમ્—ઘણું. ચલન—ચલણ. ચાલની—ચાયણી, ચાણ્ણી. જમન—જમણ. ટિપ્પની—ટિપ્પણ. ડાકિની—ડાકણ. દોહની—દોહણી. ધન્યા—ધેણ (સીમંતને પ્રસંગે સગર્ભા સ્ત્રી). ધમની—ધમણ. ધાના—ધાણા, ધાણી. નનાંદ—નણંદ. પાનીય—પાણી. પાલન (કમ્)—પાલણું. બંધનમ્—બાંધણું. ભાગિનેય—ભાણેજ. ભાજનમ્—ભાણું. માનુષ—માણસ. માલિની—માલણ, માલેણ. રજની—રયણી; રઇણી, રેણ. રંધનમ્—રાંધણું. લંધનમ્—લાંધણ, લાંધણું. લેખની—લેખણ. વંગન—વેંગણ. વચન—વયણ; વેણ. વંદના—વંદણા. વલ્લન—વેલણ. વસાન્ન—વસાણું. વામનઃ—વામણો. વિગાનં—વગોણું. વિડંબના—વિટંબણા. વ્યાખ્યાન—વિખાણ, વખાણ. શંખિની—શંખણી. શ્મશાન—મસાણ. સ્થાનમ્—થાણું. હીનમ્—હીણું.

૮. કોઇ પ્રસંગે ણ્ નો ન્ થાય છેઃ—

અરણ્ય—રાન. ઉર્ણા—ઊન. ઉષ્ણમ્—ઊનું. ઉષ્ણકાલઃ—ઊનાળો. કર્ણ—કાન. જીર્ણમ્ (જૂર્ણકમ્?)—જૂનું. પર્ણ—પાન. પુણ્ય—પુન્ય. વર્ણ—વાન.

૯. ટ્ અથવા ત્ નો ડ્ થઇ ડ્ થાય છેઃ—

અંકુટઃ—આંકડો. અક્ષોટ—અખોડ, અખરોટ (એ નામનું ઝાડ). અક્ષવાટ—અખાડો (કસરતશાળા). અવઘટ—અવઘડ. કચ્છટિકા—કાછડી.

કટિ–કેડ. કપાટ–કમાડ. કર્કટિકા–કાકડી. કર્પટઃ–કાપડ. કીટઃ–કીડો. કીટિકા–કીડી. કુકકુટઃ–કૂકડો. કોટિ (ટી)–કરોડ. ખટ–ખડ. ખટી, ખડી–ખડી. ઘટિકા–ઘડી. ઘટઃ–ઘડો. ઘોટકઃ–ઘોડો. ચતુષ્પટઃ–ચોપડો. જટા–જડ. ઝાટ–ઝાડ. તટ–તડ, તેડ. પટલ–પડલ (ઢાંકણુ). પતિતઃ–પડ્યો. પર્પટ–પાપડ. પુટઃ–પુડો. બટુકઃ–બડુઓ, બડવો. ભાટમ્–ભાડું. મર્કટઃ–માંકડો. મુકુટ–મોડ. રાટિ–રાડ. વટ–વડ. વાટી–વાડી. વીટિકા–બીડી (પાનની). શકટી–શગડી.

ગર્ત–ગાડવું ( દાટવું ). પ્રતિઘાતઃ–પડઘો. પ્રતિચ્છાયા–પડછાયો. પ્રતિપદ્–પડવો. પ્રતિવેશી–પડોસી. મૃતકમ્–મડ(દું). હરીતકી–હરડે.

૧૦. ન્ નો લ્ અને લ્ નો ન્ થાય છેઃ–

કથની–કુથલી. નીલમ્–લીલું ( ગુલીના રંગનું ). નીલકંઠ–લીલકંઠ ( મોર, શિવ, ચાષ પક્ષી ). નીલી–લીલ. નિમ્બઃ–લીમ(ડો). નિમ્બૂ–લીંબુ. લાંગલ–નાંગર.

૧૧. પ્ નો વ્, બ્, મ્ કે ફ્ થાય છેઃ–

ઉત્થાપનમ્–ઉઠાવવું. કરપત્ર–કરવત. કૂપઃ–કૂવો. ગોપાલ–ગોવાળ. જાતિપત્રી–જાવંત્રી. તાપ–તાવ. દીપઃ–દીવો. દીપાલી–દિવાળી. પ્રતિપદ્–પડવો. મંડપઃ–માંડવો. વપતિ–વાવે. વાપિ (પી)–વાવ. વિરૂપઃ–વરવો. સપાદ–સવા. સર્ષપ–સરસવ.

આપદા—આબદા. ઉપવિષ્ટઃ–બેઠો. કચ્છપઃ–કાચબો.

કપાટ–કમાડ. ક્ષપણી–ખમણી. સ્વપન( કમ્ ) કે સ્વપ્ન( કમ્ )–સમણું.

પનસ–ફણસ. પરશુ–ફરસી. પાશઃ–ફાંસો.

૧૨. વ્ નો બ્ થાય છેઃ–

ઘતવર–ઘેબર. જવલતિ–બળે. દ્વાર–બાર. દ્વિ–બે. ધાવક–ધોબી.

વચનકમ્-બાનું. વંશી-બંશી, બંસી ( વાંસલી ). વર્કરઃ-બકરો. વૃત્તિ -બત્તી. વાલ, વાલક-બાલ, બાલક. વિકાસ-બગાસું. વિરાજિત-બિરાજ્યો. વૈરાગી-બેરાગી. શવ-શબ.

૧૩. म् ને व् અને व् ને म् થાય છેઃ—

કર્દમ-કાદવ. કુમાર-કુંવર. રોમન્-રૂવાં, રૂઆં. વર્ધમાન-વધવાણ. સુગમતા-સગવડ. તામ્ર-તાંબું.

ધીવર-ઢીમર ( માછીમાર ). નીવાર-નમાર. સુપર્વન્-સપરમો.

૧૪. य् ને इ, ને व् ને उ થઈ પાછલા સ્વર સાથે મળી ए કે ओ થાય છેઃ-

ક્ષય-ખઇ, ખે. નયન-નેણ, નેન. ભય-ભઈ, ભે. પ્રત્યય-પતીજ. ત્વરિત-તુરત. લવણ-લૂણ. અવલમ્બ-ઓળંબો. કવલ-કોળિઓ. ગવાક્ષકઃ-ગોખલો. ધવલ(કમ્)-ધોળું. નવમી-નોમ. રસવતી-રસોઈ. સ્વર્ણ-સુન્નું, સોનું.

૧૫. ड्, र्, ल्, ळ् અક્ષરો એકબીજાને સ્થાને બદલાય છેઃ —

ચેટઃ—ચેલો ( ટ્ ને ડ્ થઈ ). હંડિકા-હાંલ્લી. ગુડ-ગોળ. તડાગ-તળાવ. નાડિ ( ડી )-નાળ. ષોડશ-સોળ. અષ્ટવાર-અઠવાડિયું. કુઠારઃ-કુવાડો. પક્ષવાર-પખવાડિયું. ભૂદાર-ભૂંડ. હરિતાલ-હડતાળ. પર્યંક-પલંક; પલંગ. પર્યાણ-પલાણ. રૂક્ષમ્-લૂખું. સરિતા-સલિતા. દરિદ્ર-દળદર. મુદ્ગર-મુદ્ગળ. હરિદ્રા-હળદર. તાલ=તાડ, તાળી. અટ્ટાલિકા-અટારી ( ઊંચી મેડી, ગોખ ); અડાળી ( ઓસરી ). પલાલ -પરાળ. પિપ્પલિ-પીપર. પિપ્પલિમૂલ-પીપરીમૂળ. ફલાહાર-ફરાળ. આલસ્ય-આળસ. આલિ, આવલિ-ઓળ. કદલ-કેળ. ચોલી-ચોળી. જાલ-જાળ. જ્વાલા-ઝાળ. તામ્બૂલ-તંબોળ. નાલ-નાગ. નાલિ-નળી, નળીઉ. પલિત-પળિયાં. પોલી-પોળી. બલદ-બળદ. મૂલ-મૂળ. શૃગાલ

-શિયાળ. શ્રીફલ-શ્રીફળ. હોલી, હોલિકા-હોળી.

૧૬. શબ્દની આરંભે ન હોય એવા ख्, घ्, थ्, ध्, ने भ् નો ह् થાય છેઃ—

નખર—નહર; નહોર. મુખ-મુહ; મોં. લેખકઃ-લહીઓ. સખી-સહી, સાહે( લી ). દેવગૃહ-દેવઘર; દેહરૂં. પ્રાઘૂર્ણકઃ-પ્રાહુણ્ણુક; પરોણો. મેઘ-મેહ. કથન-કહેણ. કથાનિકા-કહાણી. કથયતિ-કહે. કથિતં -કહિઉં; કહ્યું. કુથ્યતિ-કોહે. કોથ-કોહ. પૃથક-પહુંઆ. પ્રથમ-પહેલું. મથિત-મહી. અધુના-અહુણા, હમણા. ગોધૂમ-ગોહૂમ; ઘઉં. દધિ-દહિં. બધિરઃ-બહિરો; બહેરો. મધુકઃ-મહુડો. વધૂ-વહૂ; વહુ. વેધ-વેહ સાધુકાર-સાહુકાર. આભીર-આહીર. નાભિકા-નાહિડી, નાયડી. નિભાલયતે-નિહાળે. લાભનમ્-લાહણું. વિભાનકમ્-વહાણું. શોભતે-સોહે સૌભાગ્ય-સોહગ્ગ; સોહાગ. ભવતિ-હવઇ; હોય.

કોઇ પ્રસંગે ह् નો घ्, ढ्, फ् થાય છેઃ-દાહઃ-ડાઘો. સિંહ-સિંઘ. સંહાર-સંધાર. લોહ-લોઢું. ગુહા-ગુફા.

૧૭. श्, ष् નો स् થાય છેઃ—

અર્શ ( સં )—હરસ. અશ્રુ ( સ્રુ )-આંસુ. ઉપવિશ-ઉવઇસ બેસ. દંશ-ડાંસ. પાર્શ્વમ્-પાસું. રાશિ-રાસ ( ઢગલો ). વંશ-વાંસ વંશકઃ-વાંસડો. વિશ્રામઃ-વિસામો. શત-સો. શબ્દ-સાદ. શમન-સમણુ શમ્ય-સાંબેલું. શમ્બર-સાબર. શર્કરા-સાકર. શલાકા-સળી. શલ્ય-સાલ ( ખાટલાનું ). શશકઃ-સસલો. શાક-સાગ. શાટી-સાડી. શાન, શાણુ-સરાણ. શાલિક-સાળવી. શિક્યમ્-સીકું. શુંઠિ ( ઠી )-સૂંઠ. શુષ્કકમ્-સૂકું. શૂન્યમ્-સૂનું. શૂર્પકમ્-સૂપડું. શૂલ-સૂળ. શૃંખલા-સાંકળ શૃંગાટમ્-સીંગોડું. શૃણોતિ-સૂણે. શ્યામલ ( કમ્ )-સામળું. શ્યાલઃ-સાળો. શ્યાલી-સાળી. શ્લેષ્મા-સળેખમ. શ્વસુરઃ-સસરો. શ્વશ્રૂ-સાસુ. શ્વાપદ-સાવજ. શ્વાસુરમ્-સાસરું.

ઇર્ષા-ઇસ. ઔષધ-ઓસડ. કૃષ્ણદાસ-કિસનદાસ. કોષ-કોસ. ચૂષતિ-ચૂસે. તૃષા-તરસ. પોષતિ-પોસે. મનુષ્ય-માણસ. મહિષી-ભેંસ. મિષ-મસ. વર્ષ-વરસ, વરખે. ષંડ-સાંડ-ઢ. સર્ષપ-સરસવ.

૧૮. स् નો ह् થાય છેઃ—

ઉષ્ણકમ્-ઉન્હું, ઊનું (ષ્ નો स् થઇ). કૃષ્ણઃ-કહાન. દિવસ -પ્રા. દિઅહ; દિહ, દહા(ડો). પસૃત-પહાડ. પાષાણ-પહાણ. સ્ના-ન્હા; નહા(વું).

## વ્યંજનોનો લોપ.

શબ્દની શરૂમાં ન હોય, અને જોડાક્ષરમાં ન હોય એવા क्, ग्, च्, ज्, त्, द्, प्, य् અને व् નો ઘણુંકરીને લોપ થાય છે, લોપ થતાં વ્યંજનમાંથી જે સ્વર બાકી રહે તેનો તેની પૂર્વના સ્વર સાથે સંધિ થાય છે. વ્યંજન લોપાયા પછી अ કે आ રહે, ને તેની પહેલાં अ કે आ હોય ત્યારે તેનો ઉચ્ચાર य જેવો થાય છેઃ—

ઉષ્ણકાલકઃ—ઉનાળો. કુંભકાર-કુંભઆર; કુંભાર. કંસકારઃ-કંસારો. કોકિલ-કોઇલ; કોયલ. ચર્મકાર-ચમાર. ચિત્રકારઃ-ચીતારો. નકુલ-નઉલ; નોળ. નારિકેલ-નારિએલ; નારિએળ. મકુલ-મઉલ; મોલ, મોર, મરવા. યૂકા-જૂઆ; જૂ. લડુકઃ-લાડુઓ, લાડવો. શીતકાલકઃ-શિયાળો. હરિતકી-હરડઈ; હરડે.

છગણમ્—છાણું. નગર-નયર; નઇર, નેર. ભગિની-ભઇણી, બહિણી; બેન. ભાંડાગાર-ભંડાર. શૃગાલ-શિયાળ. સાગર-સાયર.

વચન-વયણ; વઇણ, વેણ. સૂચી-સૂઇ, સોય. સૌચિક-સોઇ, સઇ.

રજની-રયણી; રઇણી, રેણ. રાજા-રાય. રાજિકા-રાઈ. ભાજ-નમ્-ભાઅણું; ભાણું.

આતુરતા-ઓરીઓ-ઓરતો. કાતર-કાયર (કંટાળેલું). ગતકઃ

